

આદિકવિ શ્રીવાલ્મીકિમુનિપ્રણીત

# શ્રીમદ્યોગવાસિષ્ઠ

## ( વૈરાગ્ય-મુમુક્ષુ પ્રકરણ )

પદ્યાત્મક અનુવાદ

કર્તા


**જ્યેષ્ઠારામ નાનાભાઈ ભટ્ટ**

બી. એ. એલ. એલ. બી.

સ્મોલકૉઝ કોર્ટ-જજ, અમદાવાદ.


દોહરો.

" વિવેકવિણ જન શાસ્ત્રનો, વ્યર્થ વહે છે ભાર;
વિરાગવિણ નરનો સદા, વૃથા જ્ઞાનભંડાર. "


આવૃત્તિ પહેલી — પ્રત ૧૧૦૦

સંવત ૧૯૮૪ — સને ૧૯૨૮

કિંમત દોઢ રૂપિયો



બ્રહ્મનિષ્ઠ મહારાજશ્રી શ્રીમન્નથુરામશર્મા.

આનંદાશ્રમ—બીલખા.

જન્મ સંવત ૧૯૧૪ આશ્વિન શુક્લ ચતુર્થી.

# અર્પણપત્રિકા

**પરમકૃપાળુ પૂજ્યપાદ શ્રી શ્રી ૧૦૮ શ્રીમન્**
**શ્રીનથુરામશર્મા આચાર્યજીની પવિત્ર સેવામાં,**

**દ્રુતવિલંબિતવૃત્ત.**

અમર આ કૃતિ જે ગુણની ભરી,
અઘવિમોચિની વાલ્મીકિની નરી;
અમર નિર્ગુણ સદ્ગુણી નાથને,
અતુલ પ્રીતિથી અર્પણ થાય છે.

સારંગપુર, દોલતખાના,
**અમદાવાદ,**
ભાદ્રપદ શુક્લ દ્વિતીયા
સંવત ૧૯૮૯

હું છું આપનો
**આજ્ઞાંકિત જયેષ્ઠારામ નાનાભાઇ ભટ્ટ.**



# પ્રસ્તાવના.

प्रणम्य सद्गुरुं श्रेष्ठं परं ब्रह्म निरामयम् ।
सरस्वतीं वसिष्ठं च कौशिकं मुनिपुंगवम् ॥ १ ॥
वेदव्यासं च वाल्मीकिं रामभद्रं शुकं तथा ।
वितन्यतेऽनुवादेन वसिष्ठोक्तिरसामृतम् ॥ २ ॥
क्व महान्योगवासिष्ठो ग्रंथः सुकविविस्तृतः ।
अर्थगौरवगंभीरः क्व मेऽल्पविषया मतिः ॥ ३ ॥
तथापि चापलादस्मि पुनस्तं वक्तुमुद्यतः ।
पद्यात्मकानुवादेन गुर्जरीं गिरमाश्रितः ॥ ४ ॥
ममैषा बालिशा बुद्धि र्न जनाराधनोत्थिता ।
विहर्तुं केवलं वांछा स्वानंदामृतसागरे ॥ ५ ॥
तस्मादार्याः क्षमध्वं मां श्रमज्ञाः समधर्मिणः ।
धर्मज्ञानरता नित्यं परमोदारया धिया ॥ ६ ॥
यत्कृपालवमात्रेण तरंति भवसागरं ।
तान्श्रीमन्नाथशर्माख्यान् गुरून्नित्यमहं भजे ॥ ७ ॥

**अनुग्रहेण यस्यास्तु मूढोऽपि पंडितायते ।**
**सा वाग्देवी स्वया भासा ध्वांतं हरतु हृद्गतम् ॥८॥**
**यस्य वाणीप्रभावेन ज्ञायते तूलवज्जगत् ।**
**नमामि तं गुरुं नित्यं वसिष्ठं मुनिमद्भुतम् ॥ ९ ॥**

**ભાવાર્થ:**—સર્વ ઉપદ્રવથી રહિત પરબ્રહ્મસ્વરૂપ શ્રેષ્ઠસદ્‌ગુરુને. શ્રીસરસ્વતીને, શ્રીવસિષ્ઠને, મુનિઓમાં શ્રેષ્ઠ વિશ્વામિત્રને, તેમજ શ્રીવેદવ્યાસને, શ્રીવાલ્મીકિને, કલ્યાણસ્વરૂપ શ્રીરામચંદ્રજીને તથા શ્રીશુકદેવજીને પ્રણામ કરીને શ્રીવસિષ્ઠની સંસ્કૃત વાણીરૂપ રસામૃતને ગુજરાતી અનુવાદવડે ફેલાવાય છે. ૧–૨

ઉત્તમ કવિ શ્રીવાલ્મીકિએ વિસ્તારેલો અર્થગૌરવથી ગંભીર એવો મહાન્‌યોગવાસિષ્ઠ ગ્રંથ ક્યાં? અને માત્ર અલ્પવિષયમાંજ પ્રવેશ કરવાને શક્તિમતી એવી મારી અલ્પમતિ ક્યાં? તોપણ ગુર્જરગિરાનો આશ્રય કરીને પદ્યાત્મક અનુવાદવડે તેનું ફરી કથન કરવાને ચપળપણાથી ઉદ્યુક્ત થયો છું. ૩–૪

મારી આ બાલિશવૃત્તિ (બુદ્ધિ) લોકોને રંજન કરવામાટે નહિ, પણ નિજાનંદરૂપ અમૃતસાગરમાં વિહાર કરવાની ઇચ્છાથી પ્રવૃત્ત થયેલી છે. ૫

તેટલા માટે ધર્મજ્ઞાનમાં નિત્ય પ્રીતિવાળા ને શ્રમના મર્મને જાણનારા હે સમાનધર્મી સજ્જનો! આપ પરમ ઉદારબુદ્ધિવડે મને ક્ષમા કરો! ૬

જેની માત્ર અલ્પકૃપાવડે મનુષ્યો મહા ભવસાગરને તરે છે તે શ્રીમાન્નાથશર્મા(શ્રીમન્નથુરામશર્મા)નામવાળા શ્રીસદ્ગુરૂને હું નિત્ય ભજું છું-સેવું છું. ૭

જેની કૃપાવડે મૂઢ મનુષ્ય પણ પંડિતપણાને પામે છે તે સરસ્વતીદેવી પોતાના પ્રકાશવડે મારા હૃદયગત અંધકારને-અજ્ઞાનને-હરવા કૃપા કરો ! ૮

જેના વાણીપ્રભાવથી જગત્ તુચ્છરૂપ જણાય છે તે અદ્ભુત મુનિ વસિષ્ટગુરુને હું નિત્ય નમસ્કાર કરું છું. ૯

૨ શ્રીમદ્ યોગવાસિષ્ટનો સંસ્કૃત ગ્રંથ વાંચતાં કોઇ કોઇ વખત તેના કેટલાક શ્લોકોને ગુજરાતી પદ્યમાં મુકવાનું મન થઇ આવતું. હરતાં ફરતાં તેવાં કરેલાં પદ્યો બોલાતાં. તેનું સ્મરણ રહી વૃત્તિનો વેગ કંઇક આગળ વધી આ ગ્રંથનો અલ્પ ભાગ પણ જો પદ્યમાં થઇ જાય તો તેના સંસ્કાર મન ઉપર વધારે દૃઢ થાય અને તે પદ્યો અનાયાસે મનમાં સ્ફુરી આવે તેવા હેતુથી તે પ્રમાણે કરવાનો નિશ્ચય થયો. રા. રા. કવિશ્રી ગણપતરામ રાજારામને મળતાં તેમણે એવો અભિપ્રાય આપ્યો કે સંસ્કૃતમાં જ્યાં અનુષ્ટુપ્ છંદ વપરાયો છે ત્યાં ગુજરાતીમાં દોહરા વાપરવા સહેલ થઇ પડશે, પણ કવિત્વનો અંશ મૂળમાં નહિ, અને કવિતા કરવાનો અભ્યાસ પણ નહિ, તેથી મન ડામાડોળ થતાં કવિશ્રીએ કહ્યું કે જેમ જેમ સર્ગ તૈયાર કરતા જાઓ તેમ તેમ મને મોકલતા જજો, એટલે તેમાં માત્રામેળ ઇત્યાદિમાં જે ભૂલો લાગશે તે હું સુધારીશ. તેથી જેમ જેમ પહેલા પ્રકરણના સર્ગ તૈયાર થતા ગયા તેમ તેમ પૂનેથી તેઓશ્રીના ઉપર અમદાવાદ

મોકલાવી આપ્યા. જોક પોતે વયોવૃદ્ધ હતા, નેત્રેંદ્રિય અને શ્રવણેંદ્રિય ઘણી શિથિલ હતી, શરીરની કૃશતા ઘણી હતી, છતાં તેમના મારા ઉપરના પ્રેમને લીધે અને પોતે સાહિત્યના રસજ્ઞ હોવાથી એવી સ્થિતિમાં પણ શ્રમ લઇ પ્રથમ પ્રકરણના સર્ગોની ભૂલો સુધારી એ તેમના શ્રમનું સ્મરણ આ સ્થલે પ્રદર્શિત કર્યા વગર રહેવાતું નથી. પ્રકરણ પૂરું થતાં તેઓશ્રીએ કહ્યું કે જોકે આ વેદાંતવિષયનો સંસ્કૃતમાં-થી ગુજરાતીમાં પદ્યાત્મક અનુવાદ કરવો સહેલો નથી, તોપણ એકંદરે આ અનુવાદ સરલ થયો છે, એવિષે વહેમ રાખશો નહિ. તે પછી થોડાજ વખતમાં કાળના ક્રૂરપણાને લીધે તેઓશ્રી સ્વર્ગસ્થ થયા, અને મારી બદલી પૂનેથી થાણે અને ત્યાંથી અમદાવાદ થઇ. ત્યાં બીજા પ્રકરણનો અનુવાદ આગળ ચલાવી પૂરો કર્યો. તેવામાં અચાનક કવિશ્રી છોટાલાલ નરભેરામ વડોદરેથી અમદાવાદ આવી મળ્યા. તેઓશ્રી કવિશ્રી ગણપતરામના ગાઢ મિત્ર હતા, અને તેમણે સંસ્કૃત અને વેદાંતનો અભ્યાસ પ્રેમના ઉલ્લાસથી કોઇની મદદ વગર કર્યો હતો. તે મને મળ્યા તેમાં મને ઇશ્વરી સંકેત હોય એવી સ્ફુરણા થઇ. બીજા પ્રકરણનો અનુવાદ થોડો વંચાવ્યો, અને તે બીજું પ્રકરણ સઘળું તેમને આપી વિનતિ કરી કે જ્યાં માત્રામેળ વિગેરેમાં ભૂલો જણાય તે સુધારો. તે તેમણે સ્વીકારી. એ પ્રમાણે પહેલું પ્રકરણ કવિશ્રી ગણપતરામથી અને બીજું કવિશ્રી છોટાલાલથી સુધર્યું છે એમ કહેતાં અને એ બેઉ કવિવરોનો મારા ઉપર થયેલો ઉપકાર પ્રદર્શિત કરતાં ચિત્તવૃત્તિ સંતોષ અનુભવે છે.

૩ શ્રીવસિષ્ઠમુનિની ઉક્તિના અમૃતરસમાં વિહાર કરવાની વાંછાથી આ પ્રયાસ થયો છે. આ અનુવાદ મારે માટે તો ઉપયોગી

છેજ. જનતાના આરાધનમાટે તે થયો નથી. તેથી અન્યને ગમશે કે નહિ તેનો ઉચાટ કરવો ઉચિત નથી. કાળ નિરવધિ છે. પૃથ્વી વિપુલ છે. સમાનધર્મી કોઇક હશે, વા થવા અસંભવિત નથી. તેથી જેટલો તૈયાર થયો તેટલો ભાગ પ્રકટ કરવાનો નિશ્ચય કર્યો. પૂર્ણ ગ્રંથ થયા વગર અલ્પભાગ પ્રકટ કરવાથી શો લાભ છે એવો પ્રશ્ન કોઇને ઉદ્ભવે પણ ખરો. પણ કાળચક્ર બળવાન્ છે, ગ્રંથ વિસ્તૃત છે. સઘળા ગ્રંથનો અનુવાદ પૂર્ણ થાય વા ન પણ થાય. આજ જે થઇ ગયું તેજ થયું ગણાય. વળી એમ પણ બને કે આ અલ્પ પ્રયત્ન જોઇ કરેલા આરંભને લંબાવવાનો આદર કોઇ શુભતરમતિના નરને થાય. એ આશય પણ મનમાં ખરો. વૈરાગ્યપ્રકરણમાં વૈરાગ્યોત્પાદક વિચારોનું, અને મુમુક્ષુપ્રકરણમાં મુમુક્ષુને ઉપયોગી કર્ત્તવ્ય અને ગુણોનું વર્ણન જેમ શરીરને ઘૃત પુષ્ટિકર છે તેમ મુમુક્ષુને પુષ્ટિકર છે. એ બળવાન્ ઓજસ્‌ને યોગ્ય પ્રમાણમાં સંપાદન કર્યાશિવાય આગળ ચાલવું કઠિન છે. એ પ્રમાણે જોતાં પહેલાં બે પ્રકરણોમાં વિશેષ મહત્ત્વ રહેલું છે. તેથી એકંદર વિચાર કરતાં આ બે પ્રકરણને શીઘ્ર પ્રસિદ્ધ કરી દેવામાં કાંઇ અયોગ્ય થતું હોય એમ જણાતું નથી.

૪ પુસ્તક અર્પણ કરવાની રૂઢિ કેટલેક અંશે ઉપયોગી છે. અર્પણાર્હને તે અર્પણ કરવાથી તેમના હૃદયની સાથે મનનું કંઇક જોડાણ થઇ થોડીઘણી પણ ચિત્તશુદ્ધિ અવશ્ય થાય છે. તેમાં વળી શ્રીસદ્‌ગુરુ સર્વેથી શ્રેષ્ઠ છે, અનુકૂલ બુદ્ધિથી યોગ્યસમયપર્યંત જો તેઓશ્રીના શુભસંસ્કારો હૃદયમાં ગ્રહેવાય તો અવળી મતિ અળગી થાય, દષ્ટિબિંદુ બદલાય, સર્વ સીધું સૂઝે, જગ મનથી પલટાય,

ભવની ભાવના ક્રમે કરી ભાગે, પોતાના સ્વરૂપનો પ્રવાહ બળવાન્ થાય અને અંતે પુનર્જન્મ થાય નહિ.

મનુષ્યોમાં બહુધા ગુપ્ત વા બળ કરી બહાર પડેલાં વિધ વિધ અવળાં વ્હેણુ સંચરતાં હોય છે. તે અવળાં વ્હેણો દૂર થવા અને સવળાંનો વાસ વસાવવા શ્રીસદ્‌ગુરુની પાસે અનુકૂલ બુદ્ધિથી સ્થિતિ કરવી આવશ્યક છે. ઘણા બુદ્ધિવિભવવાળા પંડિતો જગમાં ગુણવાન્ ગણાતા છતાં કસોટીને ત્રાજવે ચઢે ત્યારે શુભવર્તનમાં પાછા પડે છે, અને તેઓમાં અવળું પણ નથી હોતું એમ નહિ. વસ્તુનો શોધ નહિ થવાથી ચિત્તનો પલટો થતો નથી. ઇંદ્રસરખાને પણ બુદ્ધિના દોષો મટાડવાસારુ ગુરુને ઘેર એકસોએક વર્ષ ટેકથી રહેવું પડ્યું હતું. નારદમુનિ ઘણી વિદ્યા ભણ્યા હતા તોપણ શોકના શોક રહ્યો. અંતે ભગવાન્ સનત્કુમારને શરણે સંકોચ પામ્યા વગર જઇ પોતાનો શોક પ્રદર્શિત કરી ભૂમાના જ્ઞાનને પામ્યા. મનુષ્ય જ્યાંસુધી પોતાના બરડામાં અભિમાનરૂપી કૅાશને ભરાવી રાખે છે અને જ્યાંસુધી તે પોતાના મનરૂપી પાત્રને અવળું રાખે છે ત્યાંસુધી તેના-મનમાં શુભગુણનો સંચાર થતો નથી, તે ઉન્નતિને પામતો નથી, ધ્યેયને પ્રાપ્ત કરી શકતો નથી, ને જ્ઞેયને જાણી શકતો નથી. ખરું શિક્ષણ તો તેજ છે કે જે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાટે અંતઃકરણાદિની અનુકૂલ ઉન્નતિ કરી બ્રહ્મવિદ્યાને ઢળવામાટે શુભ રહેઠાણ રચી આપે. મન, વાણી અને દેહની કુટિલતા હોય ત્યાં બ્રહ્મવિદ્યા સ્વપ્ને પણ રહી શકે નહિ. જ્યાં નિષ્કપટભાવ હોતો નથી, સ્વભાવ આસુર હોય છે, ને અસત્ય ઘર કરી રહ્યું હોય છે, ત્યાંથી તે વિદ્યા બહુ દૂર રહે છે. કાંટાવાળા તેમજ મરુદેશ જેવા મનને જો કલેશ ધર્યાવિના સોહામણું બનાવાય તોજ તે ઉત્તમ વિદ્યાનું પાત્ર બની શકે છે. હૃદયને શ્રદ્ધાથી

બીજાથી પોતે જ્ઞાનમાં બાલકસમાન છે એમ પોતાની ખરી સ્થિતિ સમજી જો સમર્થ ગુરુના શરણમાં રહી પ્રયત્ન થાય તો કોઇ વખત સ્થિતપ્રજ્ઞ થવાનો વખત આવે.

સંસારનું વાતાવરણ ઘણું વિપરીત છે. બહિર્મુખ મનને બહારને ચીલે ચાલવાની ટેવ પડી ગઇ હોય છે, તેને અંતર્મુખ થવાનો નિયમપૂર્વક અભ્યાસ ગમતો નથી; વા તેનાથી થતો નથી, ને જો થાય છે તો વિપરીત પ્રવાહમાં વધારે વહેવાથી તેનું બળ તૂટી જાય છે. ઉત્તમસંગ અને ઉત્તમ વાતાવરણમાં પ્રત્યક્ષ અગર નિદાન મનથી રહ્યા વગર કર્તવ્યમાં ઉત્સાહ અને પ્રયત્ન મોળાં પડી જઇ તેનું બળ જામતું નથી, અને તેથી મન પોતાની વિવશતા અને પાંગુલપણું ત્યજતું નથી. પોતાના બલથી સંસારનો ચીલો છોડાતો નથી, તેથી હૃદયની યોગ્યતા વધારી બહિર્મુખ ચીલાથી નિસરી અંતર્મુખ થવાનું બળ ઉત્પન્ન કરવા અને તેને બળવાન્ કરવા ગુરુશ્રીનું અવલંબન ઉપયોગી અને આવશ્યક છે. આમ હોવાથી જીવનના આદર્શરૂપ તેઓશ્રીને આ કૃતિ તેઓશ્રીની સંમતિથી અર્પણ કરી તે યોગ્યજ છે.

૫ શ્રીરામનો પ્રાદુર્ભાવ ત્રેતાયુગમાં થયેલો મનાય છે. તે વખતે વેદ વિદ્યમાન હતા, પણ તેમનો વિભાગ થયેલો નહતો. તે તો દ્વાપરમાં શ્રીવ્યાસમુનિને હાથે થયેલો કહેવાય છે. તે બાબત નિર્ણયઉપર આવવાનું નિશ્ચિત સાધન નથી. ચતુર્યુગોની ચોકડીઓ પણ ઘણી થઇ ગઇ એમ કહેવાય છે. શ્રીકૃષ્ણના પહેલાં લગભગ સાતસેં એંશી-વર્ષપર રામ થઇ ગયા એમ રા. રા. ચિન્તામણ વિનાયક વૈદ્ય પોતાના "રિડલ ઑફ ધી રામાયણ"ના પુસ્તકમાં કહે છે, (જુઓ પાન ૨૦૦, ૨૦૧, ૧૯૦૬). શ્રીકૃષ્ણ અને ચંદ્રગુપ્ત રાજાની વચ્ચે રાજાઓની

એકસોઆડત્રીશ પેઢીઓ થઇ, અને દરેક પેઢીના વર્ષોની ગણના સરેરાશ વીશ વર્ષની લેતાં એ અન્તરાલ સમય સત્તાવીશસો સાઠ વર્ષનો થવા જાય છે. ચંદ્રગુપ્તનું રાજ્ય ઇ. સ. પૂર્વે ૩૧૨માં થઇ ગયું, તેથી ઉપરને હિસાબે મહાભારતનું યુદ્ધ ઇ. સ. પૂર્વે ૩૦૭૨ વર્ષપર થયું, અને તેજ કૃષ્ણસમય ગણાય, એવો રા. રા. ચિન્તામણ વૈદ્યનો અભિપ્રાય છે. પરંતુ પાંડવોથી આરંભીને શકકાલપર્યંત પુરાણોક્ત રાજાઓની પેઢીઓનો કાળ વિચારમાં લેતાં આ કાળ વિસંગત જણાય છે. પરિક્ષિત્ રાજાનો જન્મ અને નંદનો અભિષેક એ બેનું અંતર એકહજાર પંદર વર્ષનું છે એમ વિષ્ણુપુરાણમાં (જુઓ અંશ ૪ અધ્યાય ૨૪ શ્લોક ૩૨) કહ્યું છે. તેથી ઉપર કહેલો રા. રા. ચિન્તામણ વૈદ્યનો નિર્ણય ખરો ગણાતો નથી. રા. રા. ચિંતામણ વૈદ્ય વિષ્ણુપુરાણના પ્રમાણને આધારરૂપ માનતા નથી. પરંતુ તિલકાદિક બીજા વિદ્વાન્ તેને આધારરૂપ માને છે, અને તેથી મહાભારતનો સંગ્રામ ઇ. સ. પૂર્વે ૧૪૦૦ વર્ષઉપર થયો એવા નિર્ણય ઉપર આવે છે. (જુઓ, તિલકકૃત મરાઠી ગીતારહસ્ય, પાન ૫૪૪, ૧૯૧૫). એ નિર્ણયપ્રમાણે શ્રીકૃષ્ણનો સમય તેજ ગણાય અને તેમાં સાતશેએંશી વર્ષ જો ઉમેરીયે તો રામનો સમય ઇ. સ. પૂર્વે ૨૧૮૦નો ગણાય. આ પ્રમાણે રામના સમયસંબંધી મત કહ્યા.

૬. શ્રીવાલ્મીકિ રામના સમકાલીન હતા કે નહિ એ પ્રશ્ન પણ નિશ્ચયાત્મક ઉત્તરવાળો નથી. જો સમકાલીન હતા એમ માનીયે તો રામાયણના આરંભમાં નારદપ્રતિ શ્રી વાલ્મીકિ "આ જગત્માં ગુણથી શ્રેષ્ઠ અને આદર્શરૂપ કોણ પુરુષ છે કે જેનું ચરિત્ર લખાય" એવો જે પ્રશ્ન પૂછે છે તે પૂછાવો ઘટે નહિ. એ આરંભનો સર્ગ જો વાલ્મીકિનો રચેલો હોય તો વાલ્મીકિએ રામને માત્ર કર્ણપરંપરા-

થીજ સાંભળેલા હોવા જોઇએ. વળી રામે લંકાથી આવ્યા પછી સીતાનો ત્યાગ કર્યો અને પછી તે ત્યજી દેવાયેલાં સીતા પોતાના આશ્રમનજીક આવેલાં જણાતાં શ્રીવાલ્મીકિએ પોતાના આશ્રમમાં લાવી તેમનું સગર્ભાઅવસ્થામાં રક્ષણ કર્યું, ત્યાં તેમને પ્રસવ થયો, તેમના પુત્ર કુશ અને લવને મોટા કરી તેજસ્વી અને બળવાન્ બનાવ્યા, સમગ્ર રામાયણનું કાવ્ય શીખવ્યું, અને પછી રામના યજ્ઞપ્રસંગે પોતે સીતાને અને કુશલવને સાથે લઇ તે રામાયણનું કાવ્ય તે પુત્રોપાસે રામસભામાં ગવરાવ્યું, સીતાને સર્વ સમક્ષ ઉભાં કર્યાં, અને પૃથ્વીએ ક્રોધે ભરાઇ સીતાને પોતાની અંદર સમાવી દઇ તે અણિશુદ્ધ છે એમ બતાવી આપ્યું, એ હૃદયભેદી પ્રસંગ જો મૂળે સાચો હોય તો નિશ્ચય વાલ્મીકિ રામના સમકાલીન હોવા જોઇએ.

તે ઘણા પ્રાચીન ઋષિ હતા એમાં તો સંદેહ નથી. તેમના પિતાનું નામ પ્રચેતસ્ હતું. તૈત્તિરીયના પ્રાતિશાખ્ય[1]માં વાલ્મીકિમુનિનું નામ આવે છે. વાજસનેયી સંહિતામાં અને મહાભારતમાં પણ તેમનું નામ આવે છે. તેથી શ્રીવ્યાસમુનિથી તે પૂર્વ સમયમાં હતા એમ નક્કી થાય છે. તેમના પિતાનું વરુણ એવું નામ પણ હતું, અને વાલ્મીકિમુનિનું ભાર્ગવ એ અભિધાન પણ કોઇ કોઇ સ્થળે જોવામાં આવે છે. એ મુનિનો આશ્રમ ચિત્રકૂટપર્વત ઉપર માલ્યવતી નદીને

૧ પ્રાતિશાખ્ય ચાર છે. એક ઋગ્વેદની શાકલશાખામાટે; એક એક યજુર્વેદની બે શાખાની પ્રત્યેકને માટે; અને એક અથર્વવેદમાટે. પ્રાતિશાખ્ય એટલે વેદની કોઇ પણ શાખામાં શબ્દોચ્ચાર કરતી વખતે સ્વર કેમ લેવા તેના નિયમો દર્શાવનાર વ્યાકરણગ્રંથ.

કાઢે હતો. (જુઓ રામાયણ, અયોધ્યાકાંડ, સર્ગ ૫૬). મૂળે શ્રીવાલ્મીકિ બ્રાહ્મણ હતા, પરંતુ દૈવબળથી લુટારાના સમાગમમાં આવી પછી મહાન્ લુટારા થયા, અને એ ધંધામાં કેટલોક સમય ગાળ્યાબાદ નારદમુનિના ઉપર પોતાની વિદ્યા અજમાવવા જતાં તેમના કેટલાક જ્ઞાનના શબ્દોથી વિચાર ઉત્પન્ન થતાં તેમના મનનો પલટો થયો, અને ઉપદિષ્ટ રામનામના જપથી મલિન મતિ નષ્ટ થઈ. તે મુનિના ચિત્તમાં શુભ સંસ્કારો વેગથી વહેવા માંડ્યા, ને ઉગ્ર તપથી તેમના શરીર ઉપર ઉધેઈઓના રાફડા થયા તેનું તેમને ભાન પણ રહ્યું નહિ, અને નારદમુનિએ ફરીથી આવીને તેમને તે સ્થિતિમાંથી મુક્ત કર્યા. પછી સ્નાનમાટે વાલ્મીકિમુનિ તમસાનદીપર જતા હતા ત્યાં એક નિષાદે ક્રૌંચપક્ષીના યુગલમાંથી એકને વીંધી નાખતાં તેમના જોવામાં આવ્યું, જેથી તે મુનિ ઘણા અધીર બની ગયા. તેમને અથાગ શોક થયો. શોકના આવિર્ભાવથી તેમનાથી અચાનક નીચેનો શ્લોક બોલી જવાયો:—

**“ मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।**
**यत्क्रौंचमिथुनादेकमवधीः काममोहितम् ॥ ”**

તેનો અર્થ આ પ્રમાણે છે:—“ હે પારધિ! તેં જોડામાંના કામાસક્ત એક ક્રૌંચપક્ષીને માર્યું તેથી તું પણ લાંબો સમય પ્રતિષ્ઠાને પામીશ નહિ.”

નિષાદને આપેલા શાપથી પોતાને અપયશ મળે એવું કર્મ થયું તેની ચિંતામાં મુનિને ચેન પડ્યું નહિ, અને પછી શ્રીબ્રહ્માએ પ્રકટ

થઇ તે શ્લોક તમારા યશરૂપ થશે એમ કહી તેમને રામાયણ રચવાની પ્રેરણા કરી. એ પ્રમાણે એ બનાવ રામાયણ રચવામાં પ્રસંગભૂત થયો એ વાત રામાયણમાં સ્પષ્ટ રીતે વર્ણવેલી છે. વર્ગીય સંસ્કૃત પદ્યના વાલ્મીકિમુનિ આદિ કવિ કહેવાય છે, અને તેમની કવિતા સરલ. સરસ અને મધુર હોઇ ઘણી વખણાય છે.

રામાયણ ક્યારે રચાયું તે સંબંધી ભિન્ન ભિન્ન મત છે. તેનો યથાર્થ કાળનિર્ણય થઇ શક્યો નથી. સર વિલ્યમ જોન્સના મતપ્રમાણે રામાયણની રચના ઇ. સ. પૂર્વે ૨૦૨૯ વર્ષપર, કર્નલ ટૉડના મતપ્રમાણે ઇ. સ. પૂર્વ ૧૧૦૦ વર્ષપર, મિ. બેન્ટલીના મતપ્રમાણે ઇ. સ. પૂર્વે ૯૫૦ વર્ષપર, અને ઇટાલિયન પંડિત ગોરેશીયોના મતપ્રમાણે ઇ. સ. પૂર્વે ૧૩૦૦ વર્ષપર થઇ છે. તો પણ શ્રીતિલકાદિકમતને અનુકૂલ એવો જે ઉપર રામકાલનિર્ણય બતાવ્યો છે તે જોતાં સરવિલિયમ જોન્સનો મત વિશેષ માનવાયોગ્ય જણાય છે.

હાલ જે પ્રચલિત રામાયણ છે તે મૂળ જે વાલ્મીકિનું કરેલું તેના કરતાં વિસ્તારમાં પાછળથી ઇ. સ. પૂર્વે સુમારે ૧૦૦ વર્ષપર વધ્યું છે એમ રા. ચિંતામણ વિનાયક વૈદ્ય પોતાના "રિડલ ઓફ ધી રામાયણ"ના ગ્રંથમાં કહે છે. ( જુઓ પાન ૨૪, ૧૯૦૬ ).

૭ ઉત્તરરામાયણના એટલે શ્રીમદ્યોગવાસિષ્ઠના સંબંધમાં પણ પ્રસિદ્ધ વાલ્મીકિમુનિ એના કર્તા નથી એમ કોઇ કોઇ હાલના વિદ્વાનોનું માનવું છે. શ્રીવાલ્મીકિ તેના કર્તા છે એવી પ્રચલિત સમજુત ખોટી છે એમ પૂર્વોત્તરની ભાષાની તુલનાથી તેમને લાગે છે. પૂર્વરામાયણ જ્યારે ઘણું સરળ અને સાદી ભાષાવાળું છે, અને છાંદસ પ્રયોગોથી પ્રાચીનતાનું ભાન કરાવે છે ત્યારે ઉત્તરરામાયણમાં તેમ જોવામાં ન

આવતાં ભાષા કિલષ્ટ અને બહુ સમાસભરી જાણે શ્રીબાણકવિની કાદંબરીનું સ્મરણ કરાવતી હોય તેવી છે, તેથી આ ગ્રંથને તેઓ ઘણો અર્વાચીન માને છે. વળી ગીતાગ્રંથની છાયા પણ આ ગ્રંથમાં બહુ જણાય છે. તેમાં વિશેષે કરીને અર્જુનઉપાખ્યાનમાં ( જુઓ નિર્વાણ પ્રકરણ, પૂર્વાર્ધ, સર્ગ ૫૨–૫૮ ) તે વિશેષ પ્રત્યક્ષ થાય છે. તેથી આ ગ્રંથ મહાભારત[1] પછીથી થયેલો હોવો જોઇયે એમ તેઓ માને છે. બૌદ્ધમતની છાયા[2] પણ આ ગ્રંથમાં જણાય છે, અને "જિન" એ શબ્દનો પ્રયોગ પણ થયેલો જોવામાં આવે છે[3]. આ વિગેરે કારણોથી શ્રીવાલ્મીકિમુનિ આ ગ્રંથના કર્તા નથી એમ તેઓ કહે છે.

---

૧ હાલનો ઉપલબ્ધ મહાભારત ગ્રંથ ઇ. સ. પૂર્વે ૩૦૦ થી ૧૦૦ ના સુમારમાં થયો એમ રા. ચિંતામણ વિનાયક વૈદ્ય માને છે. જુઓ The mahabharat, a criticism, page 29, 1905).

૨ જુઓ નીચેનો શ્લોકઃ-

**नाहमस्य न मे नान्यः शाम्याम्यस्नेहदीपवत् ।**
**सर्वमेव परित्यज्य त्यजामीदं कलेवरम् ॥ १-३१-२६**

૩ જુઓ:—

**नाहंरामो नमेवांछा भावेषु न चमे मनः ।**
**शांत आसितुमिच्छामि स्वात्मनीव जिनो यथा ॥ १-१५-८**

ટીકામાં **जिनो बुद्धः अथवा अहिंसापरस्तद्वत्** એમ જણાવ્યું છે.

તેથી વિરુદ્ધ બીજાઓનું કહેવું એવું છે કે આ ગ્રંથ જેમ દૃષ્ટાંતાદિકથી ભરેલો છે તેમ પૂર્વરામાયણમાં પણ પ્રતિપાદનની શૈલી તેવીજ છે. તેથી બેઉ ગ્રંથના કર્તા એકજ હોવા ઘટે છે. તેના ટેકામાં મુમુક્ષુપ્રકરણના સર્ગ ૧૮ નો શ્લોક ૬૦ મો જે નીચે પ્રમાણે છે તે બતાવે છેઃ—

**मोक्षोपायकृता ग्रंथकारेणान्येऽपि ये कृताः ।**
**ग्रंथास्तेष्वियमेवैका व्यवस्था बोध्यबोधने ॥**

જેનો અનુવાદ કડી ૮૪માં નીચે પ્રમાણે છેઃ—

મોક્ષોપાયકર્તાકૃત, અન્ય ગ્રંથ જે રાય;
એકજ આ ત્યાં પદ્ધતિ, બોધનની જોવાય.

શ્રીબ્રહ્મા જે રીતે પૂર્વરામાયણ રચાવવાને શ્રીવાલ્મીકિઆગળ પ્રકટ થયા તેવીજ રીતે ઉત્તરરામાયણ રચાવવાને માટે પણ પ્રકટ થયા. અને શ્રીભરદ્વાજની સાથે શ્રીવાલ્મીકિના આશ્રમપર આવ્યાનું આ ગ્રંથમાં વર્ણન છે. ( જુઓ વૈરાગ્યપ્રકરણ સર્ગ ૨ જો શ્લોક ૧૧–૧૫ ). પૂર્વરામાયણ ગ્રંથ જેને કથોપાય કહેલ છે તે વાંચી પછી મોક્ષઉપાય અથવા ઉત્તરરામાયણ મનુષ્ય વિચારે તો તેનો પુનર્જન્મ થતો નથી એવું ઉપર કહેલા સર્ગમાં કહ્યું છે. ( શ્લોક ૩ જો, પાન ૧૧ કડી ૫ ). એ રીતે બેઉ ગ્રંથની રચનાપૂર્વે શ્રીબ્રહ્માના આવિર્ભાવનો પ્રસંગ આવે છે તેથી પણ બેઉ ગ્રંથના કર્તા એકજ છે એમ તેઓ કહે છે.

એ પ્રમાણે આ ગ્રંથના કર્તાના સંબંધમાં ઉભય પક્ષ છે. શ્રીવાલ્મીકિશિવાય આ ગ્રંથના બીજા કોઇ કર્તાનું નામ જડી આવતું નથી. ખરો મત કયો છે તેનો નિર્ણય સમગ્રગ્રંથનો અભ્યાસ થયા-

વિના બરોબર થઇ શકે નહિ. વાલ્મીકિમુનિનું રચેલું પૂર્વરામાયણ જોકે પાછળથી બીજાના પ્રયત્નથી ઇ. સ. પૂર્વે વર્ષ ૧૦૦ ના સુમારપર વધ્યું છે તોપણ તે મૂળ કર્તા શ્રીવાલ્મીકિનું નામ કર્તા તરીકે ત્યજતું નથી. તેવીજ રીતે શ્રીવ્યાસમુનિનો કરેલો મૂળ "જય"નામનો ગ્રંથ વૈશંપાયનમુનિના હાથથી વધી "ભારત" કહેવાયો, અને ફરીથી સૌતિના હાથે બ્રાહ્મણધર્મનું રક્ષણ કરવા અને બૌદ્ધોનું અને જૈનોનું બળ તોડવાના હેતુથી ઇ. સ. પૂર્વે ૩૦૦ થી ૧૦૦ ની અંદર વધી "મહાભારત" કહેવાયો. જે રીતે પૂર્વરામાયણ અને મહાભારત વિસ્તારમાં પાછળથી વધ્યાં તેવીજ રીતે ઉત્તરરામાયણ પણ મૂળે શ્રીવાલ્મીકિનું કરેલું હોઇ પાછળથી બીજા કોઇને હાથે કેમ વધ્યું ન હોય એવો સંશય રહેવાને અવકાશ નથી એમ કહેવાય નહિ.

પૂર્વરામાયણનાં અદ્‌ભુત ચિત્રો ગાળીને તેનું સંક્ષિપ્ત રૂપ રા. ચિન્તામણ વિનાયક વૈદ્યે કર્યું છે તે ઉપરથી તેમજ મૂળ રામાયણ ઉપરથી પણ તે વખતની પ્રચલિત જનસમાજની પરિસ્થિતિ કંઇક સમજાય છે. દેવપૂજન અને પ્રાર્થના યજ્ઞવિધિથી થતી. બૌદ્ધમતનું અસ્તિત્વ સ્વપ્ને પણ નહોતું, બ્રાહ્મણ ક્ષત્રિયાદિમાં માંસનો આહાર થતો. તેની મનમાં સુગ હતી નહિ. વૈદિક મંત્રક્રિયા સ્ત્રીજનમાં પણ પ્રચલિત હતી. બ્રાહ્મણ અને ક્ષત્રિયોમાં પરસ્પર વિદ્યામાં સ્પર્ધા થતી. તે ઉપરથી એમ જણાય છે કે જો ઉત્તરરામાયણગ્રંથ સમગ્ર વાલ્મીકિમુનિનો કરેલો હોય તો તેમાં અર્વાચીન સમયની વસ્તુસ્થિતિની ગુંથણી હોવી ઘટતી નથી. વાલ્મીકિમુનિના સમયમાં વેદાંતના પ્રખર ગ્રંથો હતા એમ કહી શકાતું નથી. બ્રહ્મજ્ઞાનની વેદાંતની થાળ પાછળથી પીરસાયેલી છે. આ વિગેરે કારણોથી હાલનો ઉપલબ્ધ યોગવાસિષ્ઠ

ગ્રંથ સમગ્ર વાલ્મીકિમુનિનો કરેલો નથી એ વાતને ટેકો મળે છે,

ગમે તેમ હોય, આવી જાતની બહુ ચર્ચા મુમુક્ષુને માટે ઉપયોગી કહી શકાય નહિ. કોઇ ગ્રંથના કર્તાના નામસંબંધી અને તેમના કાલસંબંધી ચર્ચાની વાટાઘાટમાં બહુ ઉચાટ કરી પોતાની શ્રદ્ધા મોળી પડે એવો બહુ વિનોદ કરવાની જરૂર નથી. કદાચ વાલ્મીકિમુનિ કર્તા નહિ હોય તો કોઇ અન્ય અસાધારણ વ્યક્તિ કર્તાતરીકે હશેજ. માખણ ખાવાસાથે કામ છે. તેની ઉત્પત્તિના વિષયમાં બહુ માથું મારવાથી લાભ નથી. નદીના પૂરમાં વહી તણાતા ને ડુબતા દુઃખી જનો નદીના મૂળની શોધ કરતા જોવામાં આવતા નથી. તેઓનો એકાંત વિચાર તો એ હોય છે કે હું મદદગાર મળી આવતાં આ પ્રાપ્ત થયેલા દુઃખમાંથી બહાર નીકળી કાંઠાપર શીરીતે આવું ?

૮ શ્રીમદ્યોગવાસિષ્ઠનો વિષય દશરથરાજાની સભામાં શ્રીવસિષ્ઠે શ્રીવિશ્વામિત્રની વિનતિથી શ્રીરામાદિકને જે જ્ઞાનોપદેશ કર્યો છે તે છે. તેજ જ્ઞાનોપદેશ શ્રીવાલ્મીકિમુનિએ પોતાના શિષ્ય શ્રીભરદ્વાજને કર્યો છે. તેજ ઉપદેશ તેમણે અરિષ્ટનેમિ રાજાને કર્યો છે. તેજ ઉપદેશ ઇંદ્રના દૂતે અરિષ્ટનેમિ રાજાને કહેવાતો સાંભળ્યો છે. તેજ તેણે સુરુચિ અપ્સરાને તેની વિનતિથી ઊતાવળ કર્યા વગર કહ્યો છે. તેજ અગ્નિવેશ્યબ્રાહ્મણે પોતાનો પુત્ર કારુણ્ય જે સંશયિત થઇ કર્મ ત્યજી મૌન ધરીને બેસી રહ્યો હતો તેને કહ્યો છે. અને તેજ ઉપદેશ અગસ્તિએ પોતાના આશ્રમપર સુતીક્ષ્ણને કહ્યો છે. બ્રહ્મના સાક્ષાત્કારવડે એ સર્વનું અજ્ઞાન કાર્યસહિત નાશ પામ્યું, અને સર્વ દુઃખરહિત પરમાનંદને પામ્યા, અને તેમને નિવૃત્ત કરવાયોગ્ય કાંઈ રહ્યું નહિ.

જે મનુષ્યો આ ગ્રંથ ઉપરછલો નહિ વાંચતાં ખંતથી વાંચી વિચારી અનુભવમાં ઊતારશે તે બ્રહ્મજ્ઞાનરૂપ સેતુવડે મોહસમુદ્રનો સુખપૂર્વક પાર પામશે, અને આસક્તિરહિત થઈ સંસારમાં સમભાવવાળા રહી પ્રાપ્ત વ્યવહાર કરશે. આ ગ્રંથનું માહાત્મ્ય આ ગ્રંથમાંજ આપ્યું છે તેનો અનુવાદ નીચે પ્રમાણે છે:—

## દોહરા.

“ પ્રાતઃકાળે જે રીતે, ઉદિત જ થાય ઉજ્જેશ;
આ વાંચ્યાથી તે રીતે, ઉગે વિવેક જ બેશ. ૧
દીપવાન જ્યમ રાત્રિમાં, થતો વસ્તુનો જાણ;
ધીમાન ત્યમ આથી બને, પૂર્વાપર વિદ્વાન. ૨
કામલોભમોહાદિકો, ધીદોષો સઉ જાય;
અતિતનુ ક્રમથી તે થઇ, શરદમલ્લિકાન્યાય. ૩
અભ્યાસે આ ગ્રંથના, મોહકલંક વિલાય;
રત્નશિખાસમ બુદ્ધિનો, વિકાસ સુદૃઢ થાય. ૪
શમે સંશયો સૌવિધા, દિને શમે તમ જેમ;
વાંચ્યાથી આ ગ્રંથને, પ્રકાશ વિકસે તેમ. ૫
શાંત થયેથી યામિની, પ્રકટ્યે સૂર્યપ્રકાશ;
ભાવો પૂર્ણ પ્રકાશતા, તમદળનો થઇ નાશ. ૬
વિવેકઉદય હૃદયે થયે, મોહ થાય છે દૂર;
યથાર્થ તત્ત્વ જ જગતણું, જણાઇ જાય જરૂર. ૭
ઉપજી રહે સૌ ભાવમાં, સદા શાંતિ હે વીર!
સમુદ્રસમ ગંભીર બને, મેરુસમ મન ધીર. ૮
શીતળતા મન આવતી, ચંદ્રસમી હે વીર!

વિચારશીલ નરને અહિં, શુભ ફળ મન ગંભીર. ૯
સુપૂર્ણ શીતળ શુદ્ધ ને, પરમાલોકદ ધીર,
આ નરની બુદ્ધિ બને, [આ] ગ્રંથ વિચાર્યે વીર! ૧૦
શ્રુત મત જ્ઞાત થયેજ આ, તપજપસંયમસાજ;
ઉપયોગી નથી લેશ પણ, મોક્ષલબ્ધિને કાજ. ૧૧
ઘનાભ્યાસ આ શાસ્ત્રનો, વીક્ષણ વારંવાર;
ઉપજાવે પાંડિત્યને, અપૂર્વ પારાવાર. ૧૨
શાંત થાય ભવના ભ્રમો, સર્વ શમે સંતાપ;
આ વાંચ્યે પૂર્ણ જ થતો, જગયાત્રાનિર્વાપ." ૧૩

૯ શ્રીમદ્યોગવાસિષ્ઠ એ જ્ઞાનગ્રંથ તેમજ કાવ્યગ્રંથ પણ છે. પહેલા પ્રકરણના પ્રથમના અગિયાર સર્ગ ઉપોદ્ઘાતરૂપે છે એમ કહીએ તો ચાલે. ત્રીજા સર્ગમાં રામની તીર્થયાત્રાનો પ્રસંગ મૂકાયો છે. જે પૂર્વરામાયણમાં નથી. ત્યાં તેની જરૂર નહોતી, પણ અહિં વૈરાગ્યનો પ્રસંગ ઉપજાવવો છે તેના પૂર્વરૂપે તીર્થયાત્રાનો પ્રસંગ વૈરાગ્ય ઉપજાવવામાં સાહાય્યભૂત થયો એમ બતાવવામાટે મૂકાયલો લાગે છે. પૂર્વરામાયણમાં રામની કૃશતા થવા માંડી એ વાત અસંગત હોવાથી મૂકી નથી, અને અહિં તે વિવેકવિરાગથી ઉપજી છે એમ બતાવવા મૂકી છે. વિશ્વામિત્રનું આગમન, રામને યજ્ઞરક્ષણ સારુ લઈ જવાની માગણી, યજ્ઞવિઘ્નવર્ણન, વિશ્વામિત્રનો કોપ અને વસિષ્ઠે કરેલું સમાધાન એ પ્રસંગો તેના તેજ બેઉ ગ્રંથમાં ઘણી ખરી એકસરખી ભાષામાં વર્ણવેલા છે. શ્રીવસિષ્ઠે કરેલા દશરથરાજાના મનના સમાધાનપછી રામાદિને વિશ્વામિત્રની સાથે તેમના યજ્ઞના રક્ષણમાટે મોકલ્યા એવું વર્ણન પૂર્વ રામાયણમાં આવી કથા

આગળ ચાલે છે ત્યારે ઉત્તરરામાયણમાં રામની કૃશતાનું અને વૈરાગ્યથી ઉદ્ભવેલી સ્થિતિનું વર્ણન કવિ પ્રતિહારીના મુખથી ઘણી સુંદરરીતે પહેલા પ્રકરણના દશમા સર્ગમાં કરે છે; રામના મનનો મોહ મટાડી પોતાની સાધુતાને સફલ કરે એવો જગમાં કોઇ હશે કે નહિ તેની શંકાપણાનો ટાણો મારી પ્રતિહારી વિશ્વામિત્રના મુખથી રામને સભામાં બોલાવી લાવવાની આજ્ઞા કઢાવે છે; અને વિશ્વામિત્ર રામના મોહનું કારણ વિવેકોદય અને વૈરાગ્ય છે એમ સૂચવી તે મોહને વાયુ જેમ વાદળને વિખેરી નાખે તે પ્રમાણે વિખેરી નાખવાનો વિશ્વાસ આપે છે. પછી રામ રાજસભામાં આવીને ઉત્તમ શિષ્ટાચારની રીતથી યોગ્યતાના ક્રમપ્રમાણે સઘળાઓને પ્રણામ કરે છે. પશ્ચાત્ વસિષ્ઠ અને વિશ્વામિત્ર રામને પોતાને થયેલા મોહ અને ચિંતાનું કારણ પૂછે છે, એટલે ૧૨ મા સર્ગમાં રામ પોતાના મનની સ્થિતિનું અને વિષયોનું મિથ્યાપણું, ભોગોની દુઃખરૂપતા, સંપત્તિની અનર્થરૂપતા ઇત્યાદિકનું વર્ણન કરી ૧૩ મા સર્ગથી ૨૨ મા સર્ગપર્યંત વિધવિધ પ્રકારે લક્ષ્મી, મૂર્ખનું જીવતર, અહંકાર, ચિત્ત અને મન, તૃષ્ણા, દેહ, બાલ્ય, યૌવન, સ્ત્રી અને વૃદ્ધત્વમાં રહેલા દોષો દર્શાવે છે, અને તેમ કરી શ્રીરામનું ચિત્ત કેવા ઉંચા પ્રકારનું છે, અને મુમુક્ષુએ ચિત્તનો અધિકાર તેને વૈરાગ્યવાળું કરી કેવો વધારવો જોઇએ તેનો બોધ અપાયો છે. સર્ગ ૨૩, ૨૪ અને ૨૫ માં કાળનું વર્ણન જૂદી જૂદી રીતે કરી તેથી ભયભીત થઇ તેના પંજામાંથી બચવામાટે અવશ્ય ઉપાય કરવો જોઇએ એવો બોધ અપાયો છે. સર્ગ ૨૬ માં સંસારની દુર્દશાનું કરેલું વર્ણન વિચારવાયોગ્ય છે. સર્ગ ૨૭ માં સાંસારિક પદાર્થના દોષોનું વર્ણન ઉપજાતિવૃત્તમાં ઉત્તમરીતે કરવામાં આવ્યું છે.

સર્ગ ૨૮ માં પદાર્થના પરિવર્તનશીલસ્વભાવનું કરેલું વર્ણન પણ મનનીય છે. છેવટે ૨૯, ૩૦ અને ૩૧મા સર્ગમાં રામ ઉપદેશની પ્રાર્થના બહુ સુંદરરીતે કરે છે. એ પ્રમાણે આ પ્રકરણમાં વિષયોમાં રહેલા દોષોનું જે વર્ણન કરેલું છે તે પોતાના હૃદયમાં આદરપૂર્વક વારંવાર ધારણ કરવાથી મરુદેશમાં જેમ જળની વૃષ્ટિ વારંવાર થવાથી નરુઓ શોભાયમાન થાય છે તેમ ચિત્તરૂપ ભૂમિ સુંદર અને ફળદ્રૂપ થઇ તેનો સાંસારિક પ્રવાહ નિર્બળ થતો જઇ ચિત્પ્રવાહ વૃદ્ધિ પામે છે.

બીજા પ્રકરણના પ્રથમ સર્ગમાં શ્રીશુકમુનિને પોતાના પિતામાં ગુરુતરીકે પૂજ્યબુદ્ધિ ન રહેવાથી તેમના ઉપદેશથી જ્ઞાન થયું નહિ, અને શ્રીજનકપ્રત્યે પૂજ્ય બુદ્ધિ સારા પ્રમાણમાં થવાથી જનક તેમને સાત દિવસસુધી તેમના મનની પરીક્ષા લેવાસારુ મળ્યા નહિ તોપણ શ્રીશુકના મનઉપર કાંઇ નઠારી અસર થઇ નહિ, અને પોતે જાણવાયોગ્ય જાણી જ્ઞાની થયેલાજ છે એમ જ્યારે શ્રીજનકે કહ્યું, ત્યારેજ તેમને વિશ્વાસ ઉપજ્યો. બીજા સર્ગમાં વિશ્વામિત્રની પ્રાર્થનાથી શ્રીવસિષ્ઠ રામને ઉપદેશ કરવાને કમર કસે છે. ૫ થી ૮ સર્ગો પુરુષાર્થનું પ્રબળપણું સ્થાપી દૈવનું નિર્બળપણું બતાવી, તે દૈવ માત્ર દુઃખથી મુંઝાઇ ગયેલા પુરુષોને હુંફ આપવાસારુ છે એમ બોધ આપી, મુમુક્ષુએ સર્વદા શાસ્ત્રીયપ્રયત્ન કરવો જોઇએ એમ ઘણો ભાર મૂકીને જણાવે છે. તે ઉપદેશ મુમુક્ષુને ઘણો ઉપયોગી છે, અને તેમાંથી કેટલોક ભાગ તો મુખપાઠ કરવાલાયક છે. સર્ગ ૧૧ માં આપેલાં વક્તા અને પૃચ્છકનાં લક્ષણો જોવા જેવાં છે. આ શિવાય બીજા સર્ગોનો વિષય પણ સઘળો ઉપયોગી હોઇ અનુક્રમણિકામાં દર્શાવેલો હોવાથી તે સંબંધી અહિં વિશેષ કહેવાની અગત્ય નથી.

જેઓનું પુણ્યકલ્પતરુ ફળના ભારે નમી જઈ મુક્તિને માટે તૈયાર થઇ રહ્યું હોય તેવાઓનેજ બ્રહ્મનું જ્ઞાન સુણવાનો ઉદ્યમ સૂઝે છે.

પુણ્યકલ્પતરુ જેહનું, મુક્તિકાજ તૈયાર,
ફળભારે આનત બની, રહ્યું હોય સંસાર; ૧
ઉદ્યમ સુણવા જ્ઞાન આ, આત્માનું નિર્ધાર,
સૂઝે તે નરને અહિં, નિઃસંશય તે વાર. ૨

(પ્રકરણબીજું સર્ગ ૧૭ કડી ૫-૬, પાન ૨૬૬).

૧૦ છેવટે આ પુસ્તકમાં દૃષ્ટિગોચર થતી ખામી વિષે બે બોલ કહેવાની જરૂર છે.

શુદ્ધિપત્રકપ્રમાણે સુધારા કરવાસારુ દરેક પૃષ્ઠમાં કડીઓની ડાબુ બાજુએ લીટીઓની ગણના હેડલાઇનથી નીચે ૫, ૧૦, ૧૫ એમ આંકડા મૂકી કરી હોયતો સારું એવું સ્ફુરણ પહેલાં ૯૬ પાન છપાઇ ગયાપછીથી થવાથી તે પ્રમાણે ૯૭મા પાનથી કરવામાં આવ્યું છે. તે પાન પછી પણ કોઇ કોઇ સ્થળે તેવી રીતના આંકડા મૂકવાનું રહી ગયું છે.

બીજા પ્રકરણના આરંભમાં પાન ૧૬૩ પર "પ્રકરણ બીજું" એ શબ્દોની નીચે "મુમુક્ષુ પ્રકરણ" એ શબ્દો લખવાના રહી ગયેલા તેથી પાછળથી કાપલીઓ બનાવી ચોઢવી પડી છે, તેમજ પાન ૧૬૩ થી ૧૭૫ સુધી હેડલાઇન ઉપર "મુમુક્ષુ"ને બદલે "વૈરાગ્ય" પ્રકરણ એમ છપાયેલું છે તે દોષ પણ તે રીતેજ દૂર કર્યો છે.

દોહરાના પહેલા અને ત્રીજા ચરણને અંતે અલ્પવિરામ, બીજા ચરણને અંતે અર્ધવિરામ અને ચોથાને અંતે પૂર્ણવિરામ મૂકવાનો

સાધારણ નિયમ હોય છે. બીજા ચરણને અંતે ઘણીવાર અલ્પવિરામ ચિહ્ન મૂકવામાં આવ્યું છે, અને ઘણીવાર કંઈ પણ ચિહ્ન મૂકવામાં આવ્યું નથી, તેનું કારણકે મારી સમજપ્રમાણે તે ચરણનો સંબંધ ત્યારપછીના ચરણોની સાથે બરોબર સમજવામાટે તેમ કરવું જરૂરનું છે. કોઇ ઠેકાણે એક વાક્યમાટે એકથી વધારે દોહરાઓ કરવા પડે છે તેવે ઠેકાણે પણ પ્રચલિત રૂઢિ આદર આપવા યોગ્ય લાગી નથી. તોપણ ઘણે સ્થળે અલ્પવિરામ અને અર્ધવિરામનાં ચિહ્નોનો વિવેક ભૂલને લીધે પણું ન થયો હોય. વાચકવર્ગ આ પ્રકારના દોષો જે જણાય તે યથાયોગ્ય સુધારી વાંચશે એમ વિનતી કૃત્તિ કિરમે છે.

સારંગપુર, દોલતખાના,
અમદાવાદ
ભાદ્રપદ શુદ્ધ દ્વાદશી,
સંવત્ ૧૯૮૪
તા. ૨૭–૯–૨૮

જયેષ્ઠારામ નાનાભાઇ ભટ્ટ.

# વિષયની અનુક્રમણિકા.

## ૧ વૈરાગ્ય પ્રકરણ.

## પ્રકરણ ૨ જું.

### ૨ મુમુક્ષુવ્યવહાર પ્રકરણ.



# શ્રીમદ્યોગવાસિષ્ઠ.

## (પદ્યાત્મક અનુવાદ.)

### ૧. વૈરાગ્ય પ્રકરણ.

### સર્ગ ૧ લો*

ઋષિ, દેવ વિગેરેનો સંવાદ. ગ્રંથની શુદ્ધ પરંપરા. રામઅવતારના નિમિત્તરૂપ ઉપોદ્‌ઘાત.

દોહરા.

પ્રકટે જેથી ભૂત સૌ, જેથી બને સ્થિતઆત્મ,[૧]
જ્યાંજ વળી અળપાય તે, વંદું તે સત્યાત્મ. ૧

દ્રષ્ટા દર્શન દશ્યને, જ્ઞાતૃ જ્ઞાન ને જ્ઞેય,
કર્તા કારણ ને ક્રિયા, જેથી તેજ વંદેય. ૨

સ્ફુરતા કણ આનંદના, જેથી ઈહિ[૨]પરલોક;
સર્વજીવન તેને નમું, બ્રહ્માનંદ વિશોક. ૩

---

* ઉપોદ્‌ઘાત કથાતણો, આર્ષદેવસંવાદ,
રામઅજ્ઞાનનિમિત્તનો, અહિં વર્ણાય આબાદ.

૧ જેથી સ્થિત થાય છે. ૨ આ લોક.

સંશયઉર[1] કો' બ્રાહ્મણે, સુતીક્ષ્ણ જેનું નામ,
અગસ્તિને જઈ આશ્રમે, સાદર[2] પૂછ્યું આમ. ૪

**સુતીક્ષ્ણ બોલ્યા:—**

ધર્મતત્ત્વ જાણો પ્રભુ ! સૌ શાસ્ત્રોનો નેહ,[3]
સંશય એક મહા મને કૃપા કરી કહો તેહ. ૫
કર્મજ કારણ[4] મોક્ષનું, જ્ઞાનજ વા ભગવાન !
ઉભયજ વા, નિશ્ચય કરી, કહો એક શુભ વાણ. ૬

---

૧ જેના ઉરમાં સંશય છે એવા. ૨ આદરસહિત. ૩ નિશ્ચય. ૪ પહેલો મીમાંસકમત—મોક્ષ કર્મજન્ય છે. બીજો ઔપનિષદ મત—જ્ઞાનથીજ મોક્ષ છે—" **न कर्मणा न प्रजया** " " **प्लवाह्येते अदृढा यज्ञरूपाः** " ઇત્યાદિ શ્રુતિઓ કર્મફળ અનિત્ય છે એમ કહે છે. " **ज्ञात्वा तं मृत्युमत्येति नान्यः पंथा विद्यते अयनाय.** " ત્રિજો વાજસનેયિ મંત્રોપનિષદ્ મત—**कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः । असुर्या नाम ते लोका अन्धेन तमसावृताः** " " **अन्धं तमः प्रविशंति येऽविद्यामुपासते, ततो भूय इव ते तमो यउविद्यायांरताः** " **विद्यां चाविद्यां च यस्तद्वेदोऽभयं सह, अविद्यया मृत्युं तीर्त्वा विद्यया मृतमश्नुते** " આ પ્રમાણે ત્રણ કોટિવાળો સંશય બતાવે છે. અગસ્તિ પ્રથમ કોટિનો અસંભવ અને બીજી ત્રીજી કોટિનો શ્રુતિતાત્પર્યથી અભેદ માનતા ઉત્તર આપે છે. કર્મનો પૂર્વભાવ છે, પ્રવૃત્તિનિવૃત્તિનો એક સાથે અસંભવ હોવાથી જે પ્રમાણે દર્પણમાં પ્રતિબિંબનો ઉદય થવા માટે માર્જન અને આલોક બંને આવશ્યક છે તે પ્રમાણે કર્મકૃત ચિત્તશુદ્ધિ અને પ્રમાણજન્ય વૃત્તિ અવિદ્યાની નિવૃત્તિમાં આવશ્યક છે

અગસ્તિ બોલ્યાઃ—

આકાશે ગતિ પક્ષિની, ઉભય[1] પક્ષથી[2] જેમ;
કર્મજ્ઞાન સહ સાધવે, મોક્ષ મળે છે તેમ. ૭
કેવળ કર્મથી ના મળે, કેવળ જ્ઞાને તેમ;
કર્મજ્ઞાન એ ઉભયથી, સધાય મોક્ષ સુક્ષેમ. ૮
આ વિષયે કહું સાંભળો, પુરાવૃત્ત ઈતિહાસ;
સમજણ સાચી આપશે, કરશે જ્ઞાન પ્રકાશ. ૯
બ્રાહ્મણ પૂર્વે થઇ ગયો, શુભ કારુણ્યજ નામ;
અગ્નિવેશ્યનો પુત્ર તે, સાંગ વેદનું ધામ. ૧૦
ગુરુકુલથી વિદ્યાભણી, આવી પિતાને ઘેર,
કર્મ ત્યજી મૌની રહ્યો, સંશયથી બની જેર. ૧૧
કર્મવિવર્જિત પુત્રને, જોઇ પિતા મતિમાન,
વચન નિગ્ર આ વિધ કહે, ધરી નિજસુતહિતધ્યાન. ૧૨
પુત્ર ! સુપાલન કર્મનું, તું કરે નહિ કેમ ?
અકર્મમાં નિરતિ[3] કરી, કેમ સધાશે ક્ષેમ ? ૧૩
સૌ વિદ્યા ભણી આવીઓ, ગુરુકુલથી મહાભાગ !
તદપિ કહે શા કારણે, કર્યો કર્મનો ત્યાગ ? ૧૪

કારુણ્ય બોલ્યાઃ—

સેવન અગ્નિહોત્રનું, સંધ્યોપાસન નિત્ય;
પ્રવૃત્તિના છે ધર્મએ, શ્રુતિસ્મૃતિઓની રીત. ૧૫
કર્મ પ્રજા ધનથી નહિ, સંભવ મોક્ષ લગાર;
ત્યાગમાત્રથી તે મળે, જડે એમ પણ સાર. ૧૬

---

૧ બન્ને ૨ પાંખથી, ૩ આસ્થા, રુચિ.

ઉભય શ્રુતિની મધ્યમાં, હું સંદેહિત તાત!
નિજ કર્તવ્ય જડે નહિ, મૌન ધરું તે માટ. ૧૭
કહી એમ કારુણ્ય ત્યાં, શાંત થયો ક્ષણમાંહિ;
પુત્રસ્થિતિ સમજી લઇ, વદ્યા પિતા પછી ત્યાંહિ. ૧૮

**અગ્નિવેશ્ય બોલ્યાઃ—**

એક કથા જે હું કહું, સુણ હે સુત! દઇ કાન;
કર્તવ્ય કરજે તે પછી, આવે જ્યમ નિજ ધ્યાન. ૧૯
સુરુચિનામે સ્ત્રી હતી, અપ્સરગણમાં શિષ્ટ,
શિખિસંવૃત[1] હિમવાનના,[2] શિખર પરે ઉપવિષ્ટ.[3] ૨૦
કિન્નરયુગલો[4] જ્યાં રમે, ઉડી કામ સંતાપ,
સ્વર્ગંગાઘવિનાશિની,[5] વહે જ્યહાં સિત[6] આપ.[7] ૨૧
ઇંદ્રદૂત આકાશમાં, જતો જોઇને એક,
અપ્સરવર તે અપ્સરા, કહે આમ સવિવેક. ૨૨

**સુરુચિ પૂછે છેઃ—**

દેવદૂત! મહાભાગ તું, ક્યાંથી આવ્યો ભ્રાત!
જતો હવે તું ક્યાં કહે, કૃપા કરી સૌ વાત. ૨૩

**દેવદૂત કહે છેઃ—**

સુણ હે સુભ્રૂ! વાત જે, તેં પૂછી ધરી પ્રીત;
કેમ થયું મુજ આવવું, કહું હું રુડી રીત. ૨૪
અરિષ્ટનેમિ રાજા ઋષિ, દઇ નિજ સુતને રાજ,
ધર્માત્મા વીતરાગ તે, વને ગયો તપ કાજ. ૨૫

---

૧ મોરમંડળથી વિંટળાયલા ૨ હિમાલય પર્વતના. ૩ બેઠેલી. ૪ કિન્નરો અને કિન્નરીઓ. ૫ સ્વર્ગંગા+અઘવિનાશિની=પાપનાશિની સ્વર્ગીય ગંગાનદી. ૬ ધોળાં. ૭ પાણી. ધોળાંપાણી છે જેનાં એવી.

સુગંધમાદન પર્વતે, તપ કરતો નરરાજ,
જાઉં હું પાછો હવે, ત્યાં કરી આવી કાજ,
કહીશ કાર્ય કર્યાતણી, ઇંદ્રકને જઇ વાત. २६

**અપ્સરા પૂછે છેઃ—**

વિનયસહિત પૂછું છું હું, ધરો ન મન ઉદ્વેગ;
ત્યાં બન્યું વૃતાંત શું ? કહો પ્રભુ ! વિણવેગ. २७

**દેવદૂત કહે છેઃ—**

ભદ્રે ! કહું વિસ્તારથી, યથાવૃત્ત સુણુ સર્વ;
તે રાજા વનમાં કરે, દુસ્તર તપ ત્યજી ગર્વ. २८
ઇંદ્ર તત્ર આજ્ઞા કરી, લઇ સામગ્રી સંગ,
સત્ત્વર અહિંથી સંચરો, કરવા તપનો ભંગ. २९
વિવિધ વૃક્ષ શોભી રહ્યાં, તે પર્વતપર જાવ;
શુભ તપથી નૃપ ખાળીને, અહીં શીઘ્ર લઇ આવ. ३०
અપ્સર કાન્ત વિમાનને, સિદ્ધ યક્ષની સાથ,
વેણુતાલમૃદંગથી, નૃપ લલચાવો ભ્રાત. ३१
સુમાનસહિત વિમાનમાં, બેસાડી મહારાજ,
અમરનગરમાં લાવજો, સ્વર્ગભોગને કાજ. ३२
એવિધ આજ્ઞા ઇંદ્રની, પાલન કરવા કાજ,
અરિષ્ટનેમિને આશ્રમે, લઈ વિમાન સૌ સાજ, ३३
આવી સત્ત્વર વેગથી, તપ કરતો જ્યાં રાય;
નિવેદી આજ્ઞા ઇંદ્રની, નૃપઉર સંશય થાય. ३४
વળતી ત્યાં વાણી વદ્યા, અરિષ્ટનેમિ નૃપરાજ;

અરિષ્ટનેમિ બોલ્યા:—

પ્રશ્ન પૂછું હું તેતણો, આપો ઉત્તર આજ. ૩૫
ગુણદોષો સૌ સ્વર્ગના, કહો મુજને આ વાર;
પંથ કયો લેવો પછી, જોઉં કરી વિચાર. ૩૬

દૂત બોલ્યો:—

પુણ્યકર્મસાહિત્યથી, સ્વર્ગસુખનો ભોગ,
ઉત્તમ પુણ્યે સાંપડે—શ્રેષ્ઠ સ્વર્ગનો યોગ. ૩૭
મધ્યમ પુણ્ય થકી મળે, મધ્યમ સુખનો સાજ,
પુણ્ય કનિષ્ઠે સાંપડે, સુખ તેવાં મહારાજ ! ૩૮
પરોત્કર્ષના તાપ[1] ત્યાં, સમજન સ્પર્ધા[2] થાય;
તૃપ્તિ નહિ સુખભોગથી, એ દોષો છે ત્યાંય. ૩૯
પુણ્યક્ષીણ થયે સતે, મર્ત્યલોકમાં જાય;
રમણીય હો'જો[3] કર્મ તો, દેવો માનવ થાય. ૪૦
વચન સુણી તે દૂતનાં, રાયે ઉત્તર દીધ;

રાજા બોલ્યો:—

નહિ ઇચ્છું એ સ્વર્ગને, ઇંદ્રે ઉત્તમ કીધ. ૪૧
ઉત્તમ તપ હું આદરી, કરું કલેવરત્યાગ;
ઉરગ[4] ત્યજે જયમ કંચુકી,[5] (પણ) ધરું ન સ્વર્ગે રાગ. ૪૨
આવ્યા તેવા સંચરો, અવનીપરથી આજ,
સત્ત્વર લેઈ વિમાનને, નમોઽસ્તુતે તુજ સાજ. ૪૩

---

૧ પરનો ઉત્કર્ષ જોઈ થતા સંતાપ. ૨ સરખી સ્થિતિવાળાઓમાં સ્પર્ધા. ૩ હોય જો. ૪ સાપ. ૫ કાંચળી.

**દેવદૂત બોલ્યા:—**

અથ ઇતિ વચન નરેશનાં, કહ્યાં ઈંદ્રને ક્ષેમ,
પ્રસન્ન અંતરથી થઈ, ઇંદ્ર વદ્યા ત્યાં એમ. ૪૪

**ઇંદ્ર બોલ્યા:—**

રાજાને હૃદયે ઘણો, શુદ્ધ વિરાગ વિવેક;
આત્મજ્ઞાન ઇચ્છા થઈ, ટકી રહ્યો નિજ ટેક. ૪૫
રાયઉરે પ્રકટી રહ્યો, આત્મજ્ઞાનપર ભાવ;
છે જ્ઞાની ઋષિ વાલ્મીકિ, ત્યાં તેને લઈ જાવ. ૪૬
નમન કરી કહેજો તમે, મારો આ સંદેશ;
વિનયી છે રાજા ઘણો, અરિષ્ટનેમિ બહુ બેશ. ૪૭
ઉર વિરાગ વ્યાપ્યો ઘણો, નથી સ્વર્ગની આશ;
તત્ત્વબોધ કરજો રુડો, કરજો જ્ઞાનપ્રકાશ. ૪૮
અધિકારી એ જ્ઞાનનો, ગણી કરો ઉપકાર;
જેથી ભવદુ:ખ ભાગીને, થાય મોક્ષ ક્રમવાર. ૪૯
પછી હું ત્યાંથી નિસરી, ગયો નૃપર્ષિદ્વાર,
લઇ સંદેશો ઈંદ્રનો, કરવા પરઉપકાર. ૫૦
ઇંદ્રતણા સંકેતને, કળવ્યો જઈ તત્કાળ,
હૃષ્ટ થયો રાજા ઘણો, ભાગી ભવજંજાળ. ૫૧
તેને લઈ હું આવીઓ, મુનિવર આશ્રમમાંહિ;
ઈંદ્રદૂત હું છું પ્રભો !, કહ્યું મેં પ્રણમી ત્યાંહિ. ૫૨
ઈંદ્રતણી આજ્ઞા થકી, લાવ્યો સાથે રાય,
અરિષ્ટનેમિનામના, મોક્ષસુધા જે ચ્હાય. ૫૩
પૂછ્યું પછી વાલ્મીકિએ, આનંદી બહુ ઉર;
ક્ષેમકુશલ રાજાતણું, ધરી ભાવ ભરપૂર. ૫૪

**રાજા બોલ્યા:—**

લોકધર્મ ને બ્રહ્મના, તત્ત્વતણું સૌ જ્ઞાન,
વસી રહ્યું છે આપમાં, કૃપાવંત ભગવાન ! ૫૫
મુનિવર ! દર્શન આપનાં, મને થયાં મહારાજ !
તેથી કૃતાર્થી હું થયો, એજ કુશલ મુજ આજ. ૫૬
કહો નિવારી વિઘ્નને, પૂછું હું ભગવાન !
સંસૃતિબંધનદુઃખથી, કયમ છૂટું મતિમાન ! ૫૭

**વાલ્મીકિ બોલ્યા:—**

હે રાજા ! હું કહું કથા, મહારામાયણ જેહ;
સારગ્રહણ કરવા થકી, મોક્ષ સદ્ય દે એહ. ૫૮
મોક્ષોપાયતણી કથા, વસિષ્ઠરામસંવાદ;
જીવન્મુક્તિ દે યત્નથી, સુણ્યે ગ્રહ્યે આબાદ. ૫૯

**રાજા બોલ્યા:—**

નિશ્ચય એ મુજને કહો, કોણ હતા એ રામ;
બદ્ધ હતા કે મુક્ત એ, છો તત્ત્વજ્ઞ તમામ. ૬૦

**વાલ્મીકિ બોલ્યા:—**

નાથ ચરાચરવિશ્વના, જ્ઞાનરૂપ ભગવાન;
સ્વેચ્છાથી અજ્ઞાનનો, કરી સ્વીકાર મતિમાન. ૬૧
વાક્ય ગદિત નિજ ભક્તનું, ખરું કરવાને કાજ;
શાપમિષ[1] ઉપજાવીને, આવ્યા સંસૃતિજહાજ.[2] ૬૨
માનવદેહે અવતર્યા, શુદ્ધ રાજવીકુલ;
અજ્ઞપણું આલંબીને, ઢાંક્યું ખરું નિજ મૂળ. ૬૩

---

૧ બહાનું. ૨ સંસારરૂપી વહાણ.

**રાજા બોલ્યા:—**

ચિદાનંદ ભગવાનનું, રામરૂપ પરિણામ;
કારણ ત્યાં શું શાપનું ? શમાનું શું નામ ! ૬૪

**વાલ્મીકિ બોલ્યા:—**

બ્રહ્મલોક વસતા હતા, સનત્કુમાર નિષ્કામ;
એક વાર આવ્યાજ ત્યાં, વડા વિષ્ણુ ભગવાન. ૬૫
પ્રભુ ચરાચરવિશ્વના, ત્રણે લોકના નાથ;
બ્રહ્માએ પૂજન કર્યું, લોકવાસી સૌ સાથ. ૬૬
તે પૂજનમાં નવ ભળ્યા, સનત્પુત્ર રહી સ્તબ્ધ;[1]
ચેષ્ટિત એ વિઘ પેખીને, પ્રભુ બોલ્યા "પ્રારબ્ધ." ૬૭
" સનત્કુમાર ગર્વિત ઘણા, નહિ સાચા નિષ્કામ;
કામાતુર તેથી થજો, ધરી શરજન્મા નામ !" ૬૮
સનત્કુમારે પણ પછી, દીધો હરિને શાપ;
અલ્પ કાળ અજ્ઞાનમાં, પડો અજ્ઞસમ આપ ! ૬૯
ક્રોધે મૂર્છિત ભૃગુ થયા, પેખી સ્ત્રીનો ઘાત;
વિષ્ણુને શાપ્યા "થજો, વિયોગ પત્નીસાથ !" ૭૦
પતિવેષે નારી છળી, પાતિવ્રત્ય કરી ફેક;
શાપ જલંધરપત્નીનો[2] "ભોગવજોજ વિયોગ" ! ૭૧
પેખી રૂપ નરસિંહનું, સરિત પયોષ્ણીતીર,
દેવદત્તપત્ની ભયે, બનીજ ત્યક્તશરીર. ૭૨
તેથી શ્રીનરસિંહને, પતિએ પામી તાપ,
"સ્ત્રી વિયોગ તમને થજો !" એવો દીધો શાપ. ૭૩

---

૧ અનમ્ર. ૨ વૃંદાનો.

શાપ ચતુર્વિધ એ રીતે, થયા વિષ્ણુને જેહ,
મનુષ્યશરીર પામ્યાતણું, કારણ જાણો એહ. ૭૪
શાપવ્યાજ[1]નાં એ રીતે, કહ્યાં કારણો સર્વ;
સાવધાનમનથી સુણો, હવે કહું તે સર્વ. ૭૫

## સર્ગ ૨ જો.*

આ શાસ્ત્રનો અધિકારી. કથા સંબંધ. બ્રહ્મદેવની આજ્ઞાથી ગ્રંથની ઉત્પત્તિ.

દોહરા.

દ્યુ, ભૂ ને આકાશમાં, બાહ્યાંતર જે દેશ;
વિવિધરૂપે મુજને વિભો ! ભાસે જ્ઞાનપ્રદેશ. ૧
ભાસાત્મક તે દેવ છે, નહિ આકાર વિકાર;
નમસ્કાર તેને કરું, જે સૌનો આધાર. ૨

**વાલ્મીકિ બોલ્યા:—**

બદ્ધ મને મુક્તિ મળે, એવી ઉત્કટ પ્રજ્ઞ,[2]
નિશદિન જે હૃદયે વસે, નહિ જ્ઞાની, નહિ અજ્ઞ, ૩
( પ્રશ્ન કરે બહુ વિનયથી, ગુરુથું મુકે માન, )
એવો જન આ શાસ્ત્રનો, અધિકારી શુભ જાણ. ૪

---

૧. મિષ, બહાનું.

* અધિકારી આ શાસ્ત્રનો, કથોપાયસંબંધ,
ધાતૃતણા આદેશથી, ગ્રંથતણો નિર્બંધ. ૧
ચર્યા મુક્તજનોતણી, પૂછાશે આ સર્ગ,
પ્રીતિ ધરીને સાંભળો, પ્રિય મુમુક્ષુવર્ગ ! ૨

૨ ઇચ્છા.

કથોપાય[1] વિચારીને, પછી આ મોક્ષઉપાય;
વિચારશે નર પ્રાજ્ઞ તો, પુનર્જન્મ ના થાય. ૫
પ્રથમ પૂર્વરામાયણે, કથોપાય બળવાન,
રચીને મેંજ સુણાવીઆ, ભરદ્વાજ ધીમાન. ૬
અબ્ધિ[2] મણિ દે અર્થિને[3], તત્સમ દીધું દાન;
એકાગ્રે ભરદ્વાજને, શિષ્ય વિનીત ધીમાન.
ગહન મેરુપર કો' સ્થળે, બ્રહ્માને ધીમાન,
સંભળાવી શિષ્યે પછી, તેજ કથા બળવાન. ૮
સુણી તુષ્ટ બ્રહ્મા થયા, મહાશય તે મતિમાન,
"પુત્ર ! ગ્રહો વરદાનને," વદ્યા પિતામહ વાણ. ૯

**ભરદ્વાજ બોલ્યા:—**

અધિકારી જન જે થકી, મુક્ત થાય ભગવાન !
તેજ કહો મુજને પ્રભો ! માગું એ વરદાન. ૧૦

**શ્રીબ્રહ્મા બોલ્યા:—**

બ્રહ્મા કહે પ્રાર્થો તમે, જઇ વાલ્મીકિવાસ,
રામાયણ પૂરું કરી, પ્રકટો જ્ઞાનપ્રકાશ. ૧૧
આરંભ્યું આદરથકી, રામાયણ જે બેશ,
ગ્રંથ પૂરો કરજો મુનિ ! ધર્યાવિના મન ક્લેશ. ૧૨
મોહસમુદ્રથી મુક્ત થઇ, તરશે જન સંસાર;
અપાર ગુણના સેતુથી, જશે અબ્ધિની પાર. ૧૩

---

૧ પૂર્વરામાયણ ગ્રંથ. ૨ સમુદ્ર. ૩ યાચકને.

**શ્રીવાલ્મીકિ બોલ્યા:—**

બોલી એમ આવ્યા પછી, ભરદ્વાજની સાથ,
મુજ આશ્રમપર પ્રેમથી, બ્રહ્મલોકના નાથ. ૧૪
અર્ધ્યપાદ્યથી પૂજતાં, પ્રસન્ન થયા તે દેવ,
વદ્યા મધુર વાણી અતિ, લોકહિતે તત્ખેવ. ૧૫
આરંભ્યો રુડો તમે, મુનિ ! રામાયણગ્રંથ,
વિસ્તારી ભલીભાતથી, પુરો કરજો પંથ. ૧૬
ભવસાગર નૌકાસમો, ગ્રંથ તમારો થાય,
વિસ્તારો વેદાંતનો, એમાં મોક્ષઉપાય. ૧૭
હું પોતે આવ્યો અહિં, કહેવાને એ અર્થ;
શાસ્ત્ર રચો કલ્યાણનું, હે મુનિ ! લોકહિતાર્થ. ૧૮
એમ કહી બ્રહ્મા થયા, ક્ષણમાં અંતર્ધાન;
ઉઠ્યોજ હોય તરંગ કો', જેમ અબ્ધિમાં મહાન. ૧૯
ત્યારપછી ભગવાનના, વિસ્મય પામ્યો વીર,
પૂછ્યું મેં ભરદ્વાજને, કરી મતિ મુજ સ્થિર. ૨૦
ભરદ્વાજ ! મુજને કહો, વદ્યા શી બ્રહ્મા વાણ,
વિસ્મયવ્યાકુળ હું હતો, રહી ન મને ઠીક જાણ. ૨૧
ભરદ્વાજ બોલ્યા પછી, વદ્યા પિતામહ એમ,
તારક રામાયણ કરો, જનહિત થાયે જેમ. ૨૨
કૃપા કરી ભગવન્ ! કહો, સંકટ સમયે જેમ,
રામ ભરત સંસારમાં, વર્ત્યા થાવા ક્ષેમ. ૨૩
લક્ષ્મણ સીતા સાધવી, વળી શત્રુઘ્ન ભ્રાત,
શી રીતે સંસારમાં, વર્ત્યા દશરથ તાત ! ૨૪

અનુયાયી વળી રામના, મંત્રિપુત્ર ધીમંત,
મુક્ત થયા જ્યમ ક્લેશથી, કહો મને મતિમંત ! ૨૫
કહો મને સ્ફુટ રીતથી, જેથી અમે પણ તેમ,
અને વળી શ્રોતા સઊ, તેવા થઇએ ક્ષેમ. ૨૬
વિભુની આજ્ઞા પાળવા, શિષ્ય કહ્યું ધરી ઉર,
આદર કીધ કથવા પછી, મેં હર્ષે ભરપૂર. ૨૭
ભરદ્વાજ સુણજો કહું, યથા પૃષ્ટ સૌ વાત;
સુણવાથી સંમોહને, કરશો દૂર ભલીભાત. ૨૮
નિરાસક્તની[1] બુદ્ધિથી, રઘુપતિ વર્ત્યા જેમ,
વ્યવહરીને તે રીતથી, પુત્ર ! વધારો ક્ષેમ. ૨૯
લક્ષ્મણ, ભરત શત્રુઘ્ન ને, મહામનના સૌ વીર,
કૌસલ્યા સીતા અને, દશરથ પરમ સુધીર. ૩૦
કૃતાસ્ત્ર સુમિત્રા ને વળી, અવિરોધ પણ સુધીધાર,
મુક્ત થયા નિજ યત્નથી, ગયા બોધની પાર. ૩૧
સુવામદેવ વસિષ્ઠ ને, મંત્રિ ઇતર જે અષ્ટ,
મહાત્મા જીવન્મુક્ત સૌ, હતા વિરાગી સ્પષ્ટ. ૩૨
ધૃષ્ટિ જયંત વિભીષણ, વિજય સુષેણ સુભાસ,
ઇંદ્રજિત હનુમાન એ, અષ્ટ મંત્રીઓ ખાસ. ૩૩
કહેવાયા સમભાવના, રાગરહિત નીરાગ,
યથાપ્રાપ્ત અનુવર્તતા, જીવન્મુક્ત મહાભાગ. ૩૪
શ્રુતિસ્મૃતિવ્યવહારનાં, કર્મ વિચારો જેમ,
રહ્યા જગે કરી સર્વ એ, રહો પુત્ર ! જો તેમ, ૩૫

૧ આસક્તિવગરની.

નિશ્ચય મુક્તિ પામશો, સંકટથી થઇ મુક્ત;
વર્તન સૌ વ્યવહારનાં, થઇ સમતાથી યુક્ત. ૩૬

ઉપજાતિ વૃત્ત.

અપાર સંસારસમુદ્રમધ્યે;
પામી પરા યુક્તિ ઉદારસત્ત્વ;
ન શોક ને દૈન્યનું નામ જાણે,
ગતજ્વરો[1] નિત્યની તૃપ્તિ લ્હાણે. ૩૭

## સર્ગ ૩ જો.*

દશ્ય નિરાસનો ઉપાય; દ્વિવિધ વાસના; શ્રીરામની તીર્થયાત્રાનું વર્ણન.

**ભરદ્વાજ બોલ્યાઃ—**

સ્થિતિ જીવન્મુક્તોતણી, આગળ કરીને રામ,
ક્રમથી નિત્ય મને કહો, થાય જેથી અભિરામ. ૧

**વાલ્મીકિ બોલ્યાઃ—**

જગનો ભ્રમ આ ઉપજ્યો, આકાશે જ્યમ રંગ,
ફરી કદિ નવ ઉપજે, એવો ભ્રમનો ભંગ, ૨
સ્વરૂપ તેજ મુક્તિતણું, લક્ષણ પણ તે જાણ,
ફરક નથી કાંઇ બેઉમાં, અનુભવ શાસ્ત્ર પ્રમાણ. ૩
શાસ્ત્ર સકલ મેં શોધીને, નિશ્ચય કરી આ વાત,
કહે અનુભવ જે મને, સંમત છે સાક્ષાત્. ૪

---

૧ તાવહીન.

* ઉપાય દશ્યમાર્જનતણો, ટુંકમાં મોક્ષસ્વરૂપ,
શુદ્ધ મલિન બે વાસના, વર્ણન તેનું અનૂપ, ૧
તીરથયાત્રા રામની, કહેવાશે આ સર્ગ,
પ્રીતિ ધરીને સાંભળો, પ્રિય મુમુક્ષુવર્ગ ! ૨

અનુભવ તે મુક્તિતણો, કહિ ક્યાંને નવ થાય;
અતિ અભાવ સૌ દૃશ્યનો, ઉત્પાતવિણ મનમાંય. ૫
આત્મતત્ત્વ જાણ્યા વિના, "દૃશ્ય નથી" એ બોધ;
ઉતરે નહિ મનમાં કદિ, આત્મતત્ત્વ તું શોધ. ૬
અધિષ્ટાન સૌ જગતનું, સ્વરૂપ નિજથી અભિન્ન,
સાક્ષાત્કાર થવા કરો, સતત પ્રયત્ન અખિન્ન. ૭
સાક્ષાત્કાર ઉરે થવો, સંભવતો નથી લેશ,
સંશય એ ધરવો નહિ, કરવો નહિ કંઇ કલેશ. ૮
સંભવ સાક્ષાત્કારનો, શક્ય નક્કી તું જાણ,
માટે ખાગી મેં ખંતથી, શાસ્ત્રતણી આ ખાણ. ૯
સાવધાન મનથી સુણી, મનન કરે બહુ રીત,
અનુભવે ઉરમાં સદા, પામે મોક્ષ ખચીત. ૧૦
આકાશે ભ્રમ વર્ણનો[1], દૂરપણાથી થાય,
દૃશ્ય બને તત્કાળ પણ, વિચારથી અળપાય. ૧૧
ભ્રાંતિ જગતની બ્રહ્મમાં, અજ્ઞાનેજ જણાય,
પણ આ શાસ્ત્રવિચારથી, સહજ તે સુવિલાય. ૧૨
નિત્ય સિદ્ધ છે મોક્ષ પણ, ફલિત શાસ્ત્રથી થાય,
"દૃશ્ય નથી" એ બોધથી, દૃશ્ય અવશ્ય વિલાય. ૧૩
માર્જન મનનું દૃશ્યથી, જો યત્નેજ સધાય;
પરા નિવૃત્તિ મોક્ષરૂપ, ફળ તત્કાલજ થાય. ૧૪
આદિરહિત અજ્ઞાનની, નિવૃત્તિ કદિ નવ થાય,
અનાત્મશાસ્ત્રના ગર્તમાં,[2] કદપો જો વહી જાય. ૧૫

૧ રંગનો. ૨ ખાડામાં.

જન્મબીજ જે વાસના, નિઃશેષ તેનો ત્યાગ;
મુખ્ય મોક્ષ તે જાણજે, રહે ન વાસનાડાઘ. ૧૬
ક્ષીણ થયેથી વાસના, ચિત્તગલિત થઇ જાય,
ક્ષીણ થયે જ્યમ શીતતા, હિમકણ પાણી થાય. ૧૭
તંતુ મુક્ત[1]સમૂહને, અંદર પેસી જેમ,
ભૂતપંજર આ દેહને, ધરે વાસના તેમ. ૧૮
શુદ્ધ મલિન બે વાસના, સમજે તેનો ભેદ,
મલિન જન્મનો હેતુ છે, શુદ્ધ કરે ઉચ્છેદ.[2] ૧૯
ગાઢ અજ્ઞાનજ જ્યાં ઘણું, અહંકાર પણ ગાઢ,
મલિન વાસના તે કહી, પુનર્જન્મ દે બાઢ.[3] ૨૦
ભૃષ્ટ[4] બને છે જ્ઞાનથી, ક્ષેત્ર અવિદ્યા સાર,
બીજશક્તિ સૌ નષ્ટ થઇ, રહે શેષ આકાર. ૨૧
શુદ્ધરૂપ તે વાસના, દેહધારણામાટ,
જીવન્મુક્તોમાં વસે, તેનો નહિજ ઉચાટ. ૨૨
ચક્ર[5]ભ્રમણસમ વાસના, રહે જીવન્મુક્ત શરીર,
પુનર્જન્મના અંકુરો, ધરે ન લેશ તે વીર.[6] ૨૩
ભજે ન જન્મઅનર્થને, શુદ્ધવાસનના જેહ,
જ્ઞાતજ્ઞેય મહાધિયો, જીવન્મુક્તજ તેહ. ૨૪
જીવન્મુક્તિપદ જે રીતે, પામ્યા મહામતિ રામ,
જરામરણ શમવા તને, કહું તે સુણ અભિરામ. ૨૫

૧ મોતી. ૨ નાશ. ૩ જરૂર. ૪ શેકાયલું. ૫ કુંભારનો ચાક. ૬ વેગ બંધ થયે જેમ ચક્રની ગતિ નાશ પામે છે તેમ પ્રારબ્ધ પૂરું થયે શરીર સ્થિર થઇ વાસના નાશ પામે છે.

સાધનક્રમ શુભ રામનો, ભરદ્વાજ ! અભિજાત[1];
સાવધાન મનથી સુણો, તેથી થશે સૌ જ્ઞાત. ૨૬
ગુરુઘેર વિદ્યા ભણી, રામ ગયા નિજઘેર;
રાજ્ય પિતાનું ચાલતું, પ્રજા કરે સુખલ્હેર. ૨૭
આનંદે દિવસો જતાં, ઉપજી રાઘવઉર;
ઉત્કંઠા જોવા ઘણી, તીર્થાશ્રમ ને પુર. ૨૮
વિનવી તાત કળાથકી, રામે આજ્ઞા લીધ;
શુભ યોગે ને શુભ દિને, પ્રયાણ સત્ત્વર કીધ. ૨૯
અલંકાર મંગળ ધરી, ઉભય ભ્રાત સંગાથ;
વસિષ્ઠપ્રેષિત[2] વિપ્ર ને, પ્રવીણ પંડિત સાથ; ૩૦
અલ્પ વળી નિજ સાથમાં, મિત્રકુમારો લીધ;
માતાઓએ ભેટીને, આશિષ સુતને દીધ. ૩૧
ઘોષવાદ[3] ત્યાં બહુ થયો, જતાં નગરથી બહાર;
પૌરોના[4] ને સ્ત્રીતણા, વર્ષે લાજ[5] અપાર. ૩૨
નિજ હદથી આરંભીયું, તીરથદર્શનકામ;
સ્નાનદાનતપધ્યાનક્રમ, પ્રથમ કરી લે રામ. ૩૩
દેવમુનિના આશ્રમો, નદી સાગર ને તીર,
જોઈ વન ને પર્વતો, પુનિત[6] થયા સૌ વીર— ૩૪
નદી શતદ્રૂ[7] સરસ્વતી, મંદાકિની બહુ સ્વચ્છ,
કૃષ્ણા, વેણી, ઇરાવતી,[8] યમુના ઉત્પલઅચ્છ[9]; ૩૫

૧ ઉંચા કુળમાં ઉપજેલો. ૨ વસિષ્ઠે મોકલેલા. ૩ કોલાહલ-ઘોંઘાટ. ૪ શહેરીઓ. ૫ ડાંગરની ધાણી. ૬ પવિત્ર. ૭ સતલજ. ૮ રાવી. ૯ સ્વચ્છ પથ્થરવાળી.

નિર્વિંધ્યા, ચર્મણ્વતી, સુચંદ્રભાગા કાંત,
સરયૂ, વિપાશા, બાહુદા, વિતસ્તા[1] અતિશાંત. ૩૬
પ્રયાગ ને નિમિસાર[2] જે, ધર્મારણ્ય વિખ્યાત,
ગયા, કાશી ને શ્રીગિરિ, કેદાર, પુષ્કર, તાત; ૩૭
સરોવર માનસક્રમ થકી, ઉત્તરમાનસસાથ,
સર સુંદર વડવાવદન, ગયા લોકના નાથ. ૩૮
જોયાં વળી બહુ આદરે, મહાઅગ્નિનાં તીર્થ;
જોયું સરોવર શાંત ત્યાં, ઇંદ્રદ્યુમનકીર્ત.[3] ૩૯
સરિત સરોવર એ રીતે, નાનાં મોટાં સર્વ,
સ્થળો પવિત્ર જોયાં ઘણાં, મનનો છોડી ગર્વ. ૪૦
શાલગ્રામ ને હરિતણાં, કાર્તિકેયનાં સ્થાન,
હરિહરનાં ચોસઠવળી, ધરી ઉર બહુ માન. ૪૧
તટો ચાર સાગરતણા, નાનાશ્ચર્યવિચિત્ર,
સ્થળો ઘણાં પર્વતતણાં, સુંદર શાંત પવિત્ર. ૪૨
વિંધ્ય હિમાલય કુંજ ને, મંદરાદ્રિનાં સર્વ,
સુંદર સ્થળ અદ્ભુત ઘણાં, જોયાં મૂકી ગર્વ. ૪૩
દેવદ્વિજના આશ્રમો, ઋષિઆશ્રમ સૌ તાત !
પવિત્ર મનહર જે હતા, જોયા સૌ ભલીભાત. ૪૪
માનદ તે ભ્રાતાસહિત, ફર્યા ચાર દિગંત;
મહીતટ સર્વ ફરી ફરી, જોયા દેશ અનંત. ૪૫
યાત્રા જંબુદ્વીપની, પૂરી કરી આપેર;
ભ્રાતાસહ પછી આવીઆ, રઘુનંદન નિજ ઘેર. ૪૬

---

૧ ઝેલમ. ૨ નિમિષારણ્ય. ૩ ઇંદ્રદ્યુમ્ન એ નામથી કહેવાતું.

### દ્રુતવિલંબિત વૃત્ત.

અમરકિન્નરમાનવમાનિતા[1],
અખિલ આ મહી સારી વિલોકતા;
નિજ ઘરે રઘુનંદન આવીઆ,
શિવ યથા ફરીને શિવલોકમાં. ૪૭

### સર્ગ ૪ થો*

રામનું તીર્થયાત્રાથી પાછા ફરવું.

પુરજન પુષ્પની વૃષ્ટિની, સુવાસ લઈ શ્રીરામ,
જયંત આવે સ્વર્ગમાં, ત્યમ આવ્યા પિતુધામ. ૧
તાત, વસિષ્ટ, નિજબંધુને, પ્રથમજ લાગ્યા પાય;
બ્રાહ્મણને કુળવૃદ્ધને, ઉર આનંદ ન માય. ૨
સુહૃદ દ્વિજ માતાપિતા, રામ આલિંગન દેય;
સમયોચિત આચારથી, રાઘવહર્ષ અમેય. ૩
પ્રિય કથાઓ રામની, સુણી હર્ષ ઉભરાય;
મૃદુ[2] વંશસ્વન[3]ને સુણી, દિશાભ્રાંતિ જયમ થાય. ૪
રામાગમનનિમિત્તથી, થયો ઉત્સવ દિન અષ્ટ;[4]
હર્ષે ઘેલા લોકનો, કોલાહલ પણ સ્પષ્ટ. ૫

---

* તીરથયાત્રા રામની, પૂરી થઈ તે કાજ;
મિત્રસહિત દશરથઘરે, ઉત્સવ અનુપમ આજ. ૧
મૃગયાદિક વ્યવહાર પણ, કહેવાશે આ સર્ગ;
રામતણો સૌ સાંભળો, પ્રિય મુમુક્ષુવર્ગ! ૨

૧ અમર, કિન્નર અને માનવથી માન પામેલા. ૨ કોમળ. ૩ વાંસલીના સ્વર, નાદ. ૪ આઠ.

અહિં તહિં વિધવિધ દેશના, ભાતભાતના ચાલ;
વર્ણવતા સુખથી રહ્યા, તે પછી રાઘવબાલ. ૬
પ્રાતઃકાળ ઉઠી કરી, વિધિવત્ સંધ્યાકામ;
સભાસંસ્થ નિજ તાતને, મળે ઇંદ્રસમ રામ. ૭
જ્ઞાનગર્ભ વિધવિધ કથા, વસિષ્ઠાદિની પાસ;
ચતુર્થ ભાગ જ્યાં દિન રહે, રામ સાંભળે ખાસ. ૮
તાતઅનુજ્ઞા લઈ જતા, ઘણા સૈનિકોસાથ;
વરાહમિહિષભર્યા[1]વને, મૃગયા કરવા નાથ. ૯
ત્યાંથી પછી ઘર આવીને, સ્નાનાદિક કરી કામ;
મિત્રો ને બાંધવસહિત, નિત્ય ભોજન લે રામ. ૧૦
રાત્રિ ગાળે સ્નેહીની, સંગાથે સારામ[2];
એ વિધ દિનચર્યા કરે, તીર્થથી આવી રામ. ૧૧
તાતઘેર દિન ગાળતા, લક્ષ્મણ અરિહન્ સાથ;
રાજ્યોચિતવ્યવહારથી, આનંદી એ નાથ. ૧૨

## દ્રુતવિલંબિત વૃત્ત.

મનહરાં નૃપના વ્યવહારનાં,
રસકરાં જનચેતસચંદ્રિકાં;[3]
સ્તુત અને ચતુરાંજ સુધાભર્યાં,
અનઘ આચરણો રઘુનાં નર્યાં. ૧૩

---

૧ ભુંડ અને પાડાઓથી ભરેલા. ૨ આરામ સહિત. ૩ ચાંદની-ની પેઠે જનના ચિત્તને આહ્લાદ આપનારાં.

## સર્ગ ૫ મો.*

### શ્રીરામની ઉદાસીન વૃત્તિ અને શરીરકૃશતા. તેનું કારણ સમજવા દશરથની જિજ્ઞાસા.

સોળમું વર્ષ ઊણું હતું, રાઘવને તે કાળ;
હતા સાથ પોતાતણી, અરિહન[1] લક્ષ્મણ બાળ. ૧
ભરત હતા માતુલગૃહે, વહત સુખે નિજ કાળ;
રાજ્ય અવનીપર ચાલતું, દશરથનું મહીપાલ. ૨
નૃપ મંત્રી મસલત કરે, પુત્રવિવાહની વાત;
તીરથયાત્રાથી ફરી, રામ વસે સહ તાત. ૩
સુકાય છે બહુ ગ્રીષ્મમાં, વિમલ સરોવર જેમ;
દિન દિન કૃશ થાતું ગયું, તનુ રાઘવનું તેમ. ૪
પાંખડીઓ પાકી ફુલી, શુભ્ર કમળની જેમ,
ભ્રમરાલિ બેઠા થકી, ફીકી બને છે તેમ, ૫
વિશાલનયન મુખ રામનું, ધરતું ગયુંજ પ્રીકાશ;
દિનદિન મનનિર્વેદથી, જન જયમ હોય હતાશ. ૬
મૌન ધરી પદ્માસને, દઈ કપોલે હાથ,
ચિંતાથી પરવશ બની, અચેષ્ટ રહેતા નાથ. ૭

---

* કૃશતા રામશરીરની, મૂળ નિર્વેદનું જેહ,
જિજ્ઞાસા દશરથતણી, હેતુ જાણવા તેહ; ૧
વળી ઉપક્રમ વાણીનો, વસિષ્ઠની આ સર્ગ;
વર્ણવશે સૌ સાંભળો, પ્રિય મુમુક્ષુવર્ગ ! ૨

૧ શત્રુઘ્ન.

કૃશાંગ ચિંતાયુક્ત છે, છે મનમાં દુઃખ કોય;
બોલે નહિ કંઈ કોઇને, આકૃતિ ચિત્રે હોય ! ૮
ખેદસહિત પરિજન સઊ, વિનવે વારંવાર;
કરે મ્લાનમુખ રામ તવ, સંધ્યાદિક આચાર. ૯
એવી દશા જોઈ રામની, ગુણગણની જે ખાણ,
ભ્રાતાઓ પામી ગયા, તેજ દશા નિર્વાણ. ૧૦
જોઈ તનુતા પામતા, ખેદવાન નિજ પુત્ર,
મહીપાલ પત્નીસહિત, બનીઆ ચિંતાસૂત્ર. ૧૧
સ્નિગ્ધ વાણીથી પુત્રને, પૂછે વારંવાર;
ધારી ચિંતા શી તને, કહે પુત્ર! નિર્ધાર. ૧૨
ખોળે બેસી તાતના, કહે રામ વિણ ખેદ,
દુઃખ તાત ! મુજ કો નથી, કહે ન મનનો ભેદ. ૧૩
રાજાએ પૂછ્યું પછી, વક્તાધીશ વસિષ્ઠ,
કારણ રાઘવખેદનું, મુનિવર જ્ઞાનવરિષ્ઠ. ૧૪
વિચાર કરી મનમાં પછી, મુનિએ ઉત્તર દીધ;
રાજન્ ! દુઃખ મનથી ત્યજો, શુભ કારણ અહિં સિદ્ધ. ૧૫

## વસંતતિલકાવૃત્ત.

કોપે ન સંત ન વિષાદકલાજ ધારે,
હર્ષે વહે ન લઘુ કારણથીજ ભારે;
સંહારવેગ જગમાં નૃપ જો ન જામે,
ભૂતો મહાન જગતનાં ન વિકાર પામે. ૧૬

## સર્ગ ૬ ઠ્ઠો.*

વિશ્વામિત્રનું આગમન. દશરથે કરેલી તેમની પૂજા. દશરથની પ્રતિજ્ઞા.

મુનિવરવાણી સાંભળી, ભેદ ન સમજ્યો રાય;
ખિન્નમને ત્યાં મૌનથી, વિચારતો ઉરમાંય. ૧
રાણી સૌ નૃપમંદિરે, ખિન્ન દશામોઝાર,
સાવધાન મનથી જુએ, સુતચેષ્ટિત જે વાર, ૨
એહ સમે ત્યાં આવીઆ, કૌશિકમુનિ વિખ્યાત;
ધર્મકાર્ય કરતા હતા, યજ્ઞરૂપ તે તાત; ૩
ભંગ કરે તે યજ્ઞનો, માયાવી બળવાન,
અસુર દુષ્ટ તે કારણે, નૃપ મળવા મતિમાન; ૪
દ્વારપાળશું બોલીઆ, શીઘ્ર કહો જઇ રાય,
ગાધિસુત કૌશિકમુનિ, આવ્યા છે મળવાય. ૫
દ્વારપાળ ગભરાટથી, ગયા સદન તત્કાળ,
છડીદારને જઇ કહ્યું, " કળવો જઇ મહીપાળ. ૬
દ્વારે ઉભા આપણે, મુનિવર વિશ્વામિત્ર,
ગાધિસુત મળવા અહિં, તાપસ પરમ પવિત્ર." ૭
છડીદારે ઝટ જઇ કહ્યું, નૃપવેષ્ટિત ભૂપાલ,
" નૃપ તેજસ્વી બારણે, બાળ સુરજસમ ભાલ, ૮

---

* આગમન વિશ્વામિત્રનું, વિધિવત્ પૂજન થાય;
મુનિઇચ્છિત કરવા કરે, શુદ્ધ પ્રતિજ્ઞા રાય. ૧
યથાર્થ સુંદર વાત આ, વર્ણવશે આ સર્ગ,
પ્રીતિ ધરીને સાંભળો, પ્રિય મુમુક્ષુવર્ગ. ! ૨

જટાજૂટ માથે દિસે, અગ્નિજવાલસમ લાલ,
શોભિત તપથી તે ઘણા, મુનિપુંગવ મહીપાલ. ૯
સુવર્ણવત્ પિંગલ કરે, રાજદ્વારપ્રદેશ,
દ્વાર પધાર્યા આપને, વિશ્વામિત્ર મહેશ." ૧૦
વાણી એવી વિનયયુત, કહે છે જ્યાં છડીદાર,
સુણતામાં ઝટ ઉઠીઆ, લાગી લેશ ન વાર. ૧૧
હેમાસનથી નરપતિ, સામંત મંત્રી સાથ,
ઇતર નૃપ જે ત્યાં હતા, તેને લઇ સંગાથ, ૧૨
વામદેવવસિષ્ઠસહિત, ચાલીને નૃપ પાય,
આવ્યા સત્વર જ્યાં હતા, વિશ્વામિત્ર સુકાય. ૧૩
ઉભેલા નિજ બારણે, ભૂપ મુનિવર જોય,
સૂર્ય પૃથ્વીપર આવીઆ, જેમ કારણે કોય. ૧૪
બ્રાહ્મતેજ અંગે ભર્યું, ક્ષાત્રતેજ પણ તેમ,
સ્કંધ ભરેલ સુસિંહસમ, જટા જીર્ણ બહુ એમ. ૧૫
જટાવલી તપ દીર્ઘથી, રુક્ષ અપાર જણાય;
મુનિવર શોભા શૈલવત્, સંધ્યાસમે ભણાય. ૧૬
સૌમ્ય, સુસુંદર, દીપ્તિમત્, તનુ તેજે દુર્દર્શ
આકૃતિ બહુજ પ્રગલ્ભ છે, વિનયયુક્ત દુર્ધર્ષ. ૧૭
કોમળ, ભીમ, પ્રસન્ન ને, ગંભીર વ્યાપક તેજ,
મુનિઅંગે ઝળકે ઘણું, પ્રસરે બહુ ત્યાં સ્હેજ. ૧૮
ધાર્યું હસ્ત કમંડલુ, સ્નિગ્ધ અને બહુ શુદ્ધ,
સંખી એક જીવિતતણી; મુનિ પ્રસન્ન ન ક્રુદ્ધ. ૧૯
કરુણાજી ચિત્તે ઘણા, નયન ભર્યો આનંદ;
મધુરવાણીથી હોય જ્યમ, સિંચત અમૃતસ્યંદ. ૨૦

ધાર્યો છે યજ્ઞોપવીત, ઉચિતજ નિજ વયમાન,
યુગલ ભ્રૂ[1]સુઉન્નત[2] ધવલ,[3] દર્શન વિસ્મયપાન.[4] ૨૧
દૂરે જોઇ મુનીન્દ્રને, નીચા નમીયા ભૂપ;
નમન કર્યું અષ્ટાંગથી, મુકુટ સહિત અનૂપ. ૨૨
મુનિએ પણ ત્યાં રાયને, સૂર્ય ઇંદ્રને જેમ,
મધુર ઉદાર સુવાણીથી, આશિષ દીધી તેમ. ૨૩
વસિષ્ઠસાથ સૌ બ્રાહ્મણે, તે પછી સ્વાગત કીધ;
કરી પ્રશંસા પ્રેમથી, મુનિને આદર દીધ. ૨૪

**દશરથ બોલ્યા:—**

"અણધાર્યા તમ દર્શને, તેજોમય મુનિભૂપ!
રવિસમ શુભ અનુગ્રહ થયો, અમ અંબુજે અનૂપ.[5]
તમ દર્શનથી હે મુને! પામ્યો હું બહુ સુખ,
આદિરહિત અવિનાશી જે, જ્યાં ઘટનું નહિ દુઃખ. ૨૬
ધન્ય ધુરંધર ધર્મથી, આજ અમે પ્રત્યક્ષ,
આપ આગમનના થયા, અહો અમો જે લક્ષ્ય." ૨૭
મહર્ષિ ને રાજા સહિ, કહેતા કહેતા એમ,
સભાસ્થાન પર આસને, જઇ બેઠા સુક્ષેમ. ૨૮
તપતેજે મુનિવરતણા, ભય પામી તે વાર,
પ્રસન્નવદન જાતે નૃપે, કર્યો અર્ઘ્યસત્કાર. ૨૯
ઋષિ સ્વીકારી અર્ઘ્ય જે, શાસ્ત્રકર્મ કહેવાય,
કરે પ્રશંસા રાયની, પ્રદક્ષિણા જ્યાં થાય. ૩૦

---

૧ ભ્રુવાં. ૨ ઘણાં ઉંચાં (અને) ૩ ધોળાં (હતાં) ૪ દર્શન વિસ્મયનું પાન કરાવે તેવુ હતું. ૫ રવિ જેમ કમળને ખીલાવીને તેના ઉપર અનુગ્રહ કરે છે તેમ.

પૂજા પામ્યા રાયથી, હૃષ્ટ થયા ઋષિરાય;
પૂછ્યું કુશલ રાજાતણું, વિસ્તારે પછી ત્યાંય. ૩૧
મળીને પછી વસિષ્ઠને, હસીને પૂજા યોગ્ય,
કરી કૌશિકે પ્રેમથી, પૂછ્યું વળી આરોગ્ય. ૩૨
મળી પરસ્પર તે પછી, પૂજન ઘટતું થાય;
હૃષ્ટમને નૃપમંદિરે, નિજાસને સૌ જાય. ૩૩
એ રીતે ત્યાં તે સમે, વધ્યાં પરસ્પર તેજ;
કુશલ સુપ્રશ્નો આદરે, થયા તેમ પણ સ્હેજ. ૩૪
આસનપર બેઠા પછી, વિશ્વામિત્ર ધીમાન,
પાદ્યઅર્ઘ્યગૌઆદિનાં, નૃપે કર્યાં બહુ દાન. ૩૫
ઋષિપૂજન વિધિવત્ કરી, જ્ઞાની તે ગુણવાન,
જોડી હસ્ત નૃપ બોલીઓ, મુનિવરશું મતિમાન. ૩૬
"સુધા મળે જ્યમ મર્ત્યને, મરુમાં વર્ષા જેમ,
આંખો મળે જ્યમ અંધને, આપઆગમન તેમ. ૩૭
નિર્ધનને ધનયોગ જ્યમ, અપ્રજધર સુતયોગ,
ચિર અભિલાષી ચીજનો, જેમ થાય સંયોગ, ૩૮
દૂરાગમન જ્યમ ઇષ્ટનું, નષ્ટ વસ્તુ મળી જાય,
પુનરાગમ જ્યમ મૃતતણો, નભોગતિથી થાય, ૩૯
હર્ષ થાય ત્યાં કેટલો, માપ તેનું ના થાય;
તેવો હર્ષજ મુજ વિષે, આપ પધાર્યે ત્યાંય. ૪૦
બ્રહ્મલોકના વાસથી, કોને પ્રીતિ ન થાય ?
તત્સમ આગમ તમ મુને ! સત્ય કહુંજ જણાય. ૪૧
પરમેચ્છિત શુ આપનું ? કરું શું સેવાકાજ ?
ધાર્મિક પાત્ર પરમ તમે, મને મળ્યું મહારાજ. ૪૨

રાજર્ષિ પૂર્વે હતા, તપથી પામી તેજ,
બ્રહ્મર્ષિપણું પામીઆ, સુપૂજ્ય આપ ખરેજ. ૪૩

ગંગાજળઅભિષેકથી, પ્રીતિ ઉપજે જેમ,
તમ દર્શનથી હે મુને! શીતળ મન આ તેમ. ૪૪
રાગરહિત નીરોગ છો, નહિ ભય ઇચ્છા કાંહિ,
તેમ છતાં અહિં આવીઆ, વિસ્મિત છું મનમાંહિ. ૪૫
પુણ્યક્ષેત્ર મુજ છે ખરું, જાણું મુનિવર ! એમ,
પાપરહિત ઉન્મગ્ન હું, ચંદ્રમંડળે જેમ. ૪૬

બ્રહ્માથી અદકોગણું, આગમ મુનિવર ! આપ,
અનુગ્રહ એ મુજપર થયો, પુનિત થયો નિષ્પાપ. ૪૭
રંગાયો હું પુણ્યથી, તમ આગમથી જન્ય,
આજ જન્મ મુજસફલ છે, છે જીવિતને ધન્ય. ૪૮
જોઇ મુનિવર ! આપને, આવેલા મુજઘેર,
પૂજાયલા બહુ હર્ષથી, પ્રણમાયલા શુભપેર, ૪૯

અબ્ધિ દેખી ચંદ્રને, અપાર ઉછળે જેમ,
હર્ષ ઉરે ઉભરાય છે, જોઇ આપને તેમ. ૫૦

અભિલાષા જે કાર્યની, અર્થતણી વા હોય,
પાર પડી મુનિ જાણજો, માન્ય સદા મુજ છોય. ૫૧
કહો મુનિ નિજ કાર્યને, કરો વિચાર ન આંહિ,
સાર્થક આપ સુપાત્રમાં, મને અદેય ન કાંહિ. ૫૨
કહો સુખે નિજ કાર્યને, વિણ વિચાર નિષ્પાપ !
સર્વ કરીશ હું ધર્મથી, પરમ સુદૈવત આપ. ” ૫૩

### પુષ્પિતાગ્રા વૃત્ત.

સુખકર ગુણખાણ રાયવાણી,
મધુર, વિનીત, ઘણીજ તેહ જાણી;
અતિ મુનિવરમૌલિ હર્ષ પામ્યા,
યશગુણઆકર[1] ભૂપ જ્યાં વિરામ્યા. ૫૪

## સર્ગ ૭ મો.*

વિશ્વામિત્રે કરેલી દશરથની પ્રશંસા. યજ્ઞ મધ્યે થતાં વિઘ્નોનું વર્ણન.
રાક્ષસોના વધને માટે રામની માગણી.

વાક્ય સુણી બહુ ભાવનાં, ચકિત થયા મુનિરાય;
રોમહર્ષ ઉપજયો ઘણો, વદ્યા પછી તે ત્યાંય. ૧
"નરપતિ! વાણી યોગ્ય તુજ, રઘુકુલની જયમ રીત;
વળી પ્રભાવ વસિષ્ઠનો, દાખે તેજ ખચીત. ૨
હૃદ્ગત વાક્ય હું જે કહું, નિર્ણય ત્યાં બળવાન
કાર્યાકાર્યતણો કરો, પાળો ધર્મ ધીમાન. ૩
યજ્ઞ કરું હું ધર્મથી, ઈષ્ટસિદ્ધિને કાજ;
વિઘ્ન કરે છે રાક્ષસો, ઘોર મને મહારાજ. ૪

---

૧ ખાણ.

* વિઘ્નનિવેદન યજ્ઞનું, કરી પ્રશંસા—રાય;
માગું રાઘવબાળનું, રાક્ષસ વધ કરવાય ૧
કરે મુનિવર આદરે, તે કહેશે આ સર્ગ;
પ્રીત ધરીને સાંભળો, પ્રિય મુમુક્ષુવર્ગ ! ૨

જેહ સમે હું યજ્ઞમાં, પૂજું દેવનો સંઘ;
નિશાચરો તે તે સમે, કરે યજ્ઞમાં ભંગ. ૫
ઘણીવાર કરવા ગયો, યજ્ઞ પૂર્ણ હું ત્યાંય;
માંસ રુધિર તેવે સમે, નાખે દાનવ માંહ્ય. ૬
એ વિધ યજ્ઞસમૂહમાં, પડવાથી બહુ ભંગ;
નીકળી આવ્યો ત્યાંથકી, ઉરનો ખોઈ ઉમંગ. ૭
બુદ્ધિ થાય નહિ નરપતે, કરવા તેપર ક્રોધ;
ક્રોધરહિત તે કર્મ છે, શાપ તણો અવરોધ. ૮
એવી દીક્ષા યજ્ઞમાં, મારી છે હે રાય!
તારી દયા જો હોય તો, જરૂરજ સિદ્ધિ થાય. ૯
શરણાગત મુજ આર્તનું, યોગ્ય તું કરવા ત્રાણ;
નિરાશ જો યાચક બને, અભિભવ સંતશું જાણ. ૧૦
સિંહસમાન પરાક્રમી, દર્પવાન શ્રીમાન;
નાશ કરે દાનવતણો, ઇંદ્રસમો બળવાન; ૧૧
સુકાકપક્ષશિખાધરી[1], સત્યપ્રરાક્રમશૂર;
રાઘવ જ્યેષ્ઠ સુપુત્ર તુજ, મુજને આપ જરૂર. ૧૨
અપકારી રાક્ષસતણો, દિવ્ય તેજથી ખાસ;
રક્ષિત થઈ એ મુજ થકી, નિશ્ચય કરશે નાશ. ૧૩
વિવિધરૂપે હું રામનું, કરીશ શ્રેય અનંત;
ત્રણે લોકમાં તેથકી, પૂજ્ય થશે ધીમંત. ૧૪
રાઘવસન્મુખ રાક્ષસો, ઉભા કદિ નવ રહેય;
પેખી ક્રુદ્ધજ સિંહને, હરણ તરણ ત્યજી દેય. ૧૫
રામ વિના નહિ શકત કો', લઢવા રાક્ષસ સાથ;
સિંહ વિના ભરશે કવણ, મત્ત મતંગશું બાથ? ૧૬

૧ કાન ઉપર કાનસીયા ધારણ કરનાર.

નિજ બળથી ગર્વિત ઘણા, ખરદૂષણના ભૃત્ય;
કુપિત કાલસમ યુદ્ધમાં, કરે કારમાં કૃત્ય. ૧૭
સહન કરી શકશે નહિ, રામતણાં તે બાણ;
સતત[1]જ ધારા મેઘની, પાંસુ[2] સહે નહિ જાણ. ૧૮
ઘટે નહિ નૃપ! તુજ વિષે, પુત્રસ્નેહ અમેય;
મહાપુરૂષમન જગવિષે, નથીજ વસ્તુ અદેય. ૧૯
જાણ હણાયા રાક્ષસો, જાણું હું નિશ્ચે જેમ;
મુજસમ બુધ[3] સંદિગ્ધમાં, પ્રવૃત્તિ કરશે કેમ? ૨૦
જાણું ખરું હું તત્ત્વથી, રઘુનંદનનું રૂપ;
વસિષ્ઠ પણ જાણે ખરા, યોગી અન્ય પણ ભૂપ! ૨૧
મહત્ત્વ યશ ને ધર્મનો, તુજ મન કરે વિચાર;
તો તું પ્રિયતમ પુત્રને, દે મુજને આ વાર. ૨૨
દશદિનસાધ્યજ યજ્ઞ તે, કાળ તેટલામાંય;
રામે હણવા રાક્ષસો, કરે વિઘ્ન જે ત્યાંય. ૨૩
વસિષ્ઠાદિ સૌ મંત્રીની, લઈ અનુજ્ઞા રાય;
રામ મોકલો યજ્ઞના, મુજ વૈરી હણવાય. ૨૪
અતિક્રમણ મુજ કાલનું, જયમ ના થાય જરાય;
કાલજ્ઞ તું કર તે રીતે, હડબડ મા! શુભ થાય. ૨૫
ખરું ઉપકારક થાય છે, સમે કરેલું કામ;
અવસર ચૂકયા મેહુલા, નિષ્ફલ જાણ તમામ." ૨૬
એ વિધ વચનો ધર્મનાં, મુનિવર વિશ્વામિત્ર
બોલી ત્યાંહિ વિરામીઆ, તેજસ્વી સુપવિત્ર. ૨૭

---

૧ એક સરખી લાગટ. ૨ ધૂળ. ૩ જાણકાર.

## વસંતતિલકા વૃત્ત.

વાણી સુણી મુનિતણી નૃપ મૌન ધારે,
શું યુક્તિયુક્ત કથવું, મુનિને વિચારે;
પામેજ તાપ મનકામ થયાથી અજ્ઞો,
પામે ન તેમ ઉપપત્તિ[1]વિના સુપ્રજ્ઞો. ૨૮

# સર્ગ ૮ મો.*

દશરથનું વિષાદયુક્ત ભાષણ. રાવણાદિ રાક્ષસોનું બળ અપાર હોવાથી તેમની સાથે યુદ્ધ કરવાની રામની અપાત્રતા.

ભાષિત વિશ્વામિત્રનું, સુણી રાય તે ઠામ;
અલ્પવાર મૌની રહી, વદ્યો દીન થઈ આમ. ૧
"યોગ્ય રામ હજી નથી મુને! લડવા રાક્ષસ સાથ;
પૂરાં વર્ષો સોળ પણ, થયાં નથી મુનિનાથ! ૨
સ્વામી પ્રભુ છું સૈન્યનો, અક્ષૌહિણી આ પૂર્ણ;
કરીશ તેસહ યુદ્ધમાં, નિશાચરોનું ચૂર્ણ. ૩
કુશલ પરાક્રમી સર્વ આ, રણરસીઆ મહાશૂર;
જાણો મારા સૈનિકો, રક્ષક થાઉં જરૂર. ૪

---

૧ યુક્તિયુક્ત કથન.

* અયોગ્યતા અહિં રામની, યુદ્ધ કરવાને કાજ,
પુત્રસ્નેહને કારણે, વર્ણવશે નૃપરાજ. ૧
બળ જાણી દાનવતણું, દશરથહૃદય વિષાદ
પ્રકટ્યો તે સૌ સાંભળો, છોડી પરસ્પરવાદ. ૨

એ વીરોના સંગમાં, ધનુષ્બાણુ લઈ હાથ;
ઇંદ્રથી બળીઓ હોય પણ, કરું યુદ્ધ તે સાથ. ૫
અરે ! બળાબળ સમરનાં, રામ ન જાણે બાળ;
ક્રીડાભૂમિ વિણુ અન્ય કો, દીઠી નથી તે લાલ. ૬
યુદ્ધજ્ઞાન કંઈ પણ નથી, નથી વળી અસ્ત્ર અધીત;
વળી શસ્ત્રો ધરવાતણી, જાણે નહિ કંઈ રીત. ૭
બાગબગીચા નગરના, ફુલવાડીનાં ઠામ;
ત્યાંહિ ફરે છ સદૈવ એ, જાણે નહિ રણુનામ. ૮
જાણે એકજ કામ તે, કરવો કેમ વિહાર;
મિત્રોસહ સ્થળ રમ્યમાં, ઘૂમે વારંવાર. ૯
ભાગ્યદોષ મુજથી વળી, અધિક થયું છે આમ,
થઈ દુર્બળ ફીકો પડી, સૂકાયો છે રામ. ૧૦
ખાઈ શકે નવ અન્ન, ના રમી શકે ઘરમાંય,
ખેદ ઉંડો હૃદયે ઘણો, વદે ન કાંઈ જરાય. ૧૧
રાજકુટુંબ પરિવાર સૌ, અમે છીએ આ વાર;
મુનિવર ! રાઘવકારણે, ચિંતાતુર અપાર. ૧૨
નૂરરહિત નિઃસત્ત્વ છે, સર્વ રાજદરબાર;
શરદઋતુનાં વાદળાં, હોય જેમ નિઃસાર. ૧૩
આવી સ્થિતિનો બાળ આ, પડ્યો આધિને હાથ;
ક્યમ કરી આપું આપને, લઢવા નિશિચર સાથ ? ૧૪
સર્વ સૌખ્યથી અધિક છે, પુત્રસ્નેહ મતિમાન !
સ્ત્રી, અમૃત ને રાજ્ય સૌ, તેથી હેઠ ભગવાન ! ૧૫
કષ્ટસાધ્ય યજ્ઞો કરે, દારુણ તપ મુનિરાજ !
મહાક્લેશથી સંત પણ, પુત્રયોગને કાજ. ૧૬

ધન, દારા ને પ્રાણ પણ, સુખે ત્યજી દેવાય;
પુત્રસ્નેહને કારણે, પુત્ર અમૂલ્ય ગણાય. ૧૭
ક્રૂર કર્મના રાક્ષસો, યુદ્ધમાં કૂટ પ્રવીણ,
રામ લઢે તે સાથ એ, યુક્તિ દુઃસહ હીણ. ૧૮
મુહૂર્તમાત્ર પણ જો ઋષે ! રામવિયોગ જ થાય,
જીવન હું દશરથતણું, ટકી રહે ન જરાય. ૧૯
દીર્ઘ કાળથી જગવિષે, હતી મને મુનિરાય !
પુત્રલબ્ધિની કામના, તીવ્રપણે મનમાંય. ૨૦

કષ્ટસાધ્ય યજ્ઞો કરી, સહીને કષ્ટ અપાર,
પુત્ર ચાર પામ્યો રૂડા, ખરું કહું છું આ વાર. ૨૧

તે સર્વેમાં મુખ્ય છે, રાજીવલોચન રામ,
તેહ વગર જીવે નહિ, અન્ય ભ્રાત આ ઠામ. ૨૨
તેજ રામને જો મુનિ ! અસુર પ્રતિ લઈ જાવ;
તો જીવ મુજ નીકળી જશે, ઘટમાં વાગ્યે ઘાવ. ૨૩
પરમ પ્રીતિ મુજ રામમાં, સૌ પુત્રોમાં જ્યેષ્ઠ,
લઈ જશો તેને કદિ, થશે ઘણું અહિ નેષ્ટ. ૨૪
બળ હણવા રાક્ષસતણું, મુનિ ! ઇચ્છા જો હોય,
તો મુજ સેના ને મને, લ્યો સાથે સૌ જોય. ૨૫
બળ કેવું દાનવતણું, શું છે તેનાં નામ ?
રૂપ રંગ કેવાં દિસે ? કરે છ કેવાં કામ ? ૨૬
કવણ પુત્ર એ દાનવો ? શું છે સંખ્યામાન ?
કવણ રીત હણવાતણી ? શું કરવું અનુમાન ? ૨૭

નિજ બળથી ગર્વિત ઘણો, છે એ દાનવસંઘ,
યુક્તિ સકળ મુજને કહો, થાવા તેનો ભંગ. ૨૮
અતુલિત બળનો સાંભળું, રાક્ષસ રાવણનામ,
કુબેરનો ભ્રાતા જ તે, વિશ્વવિદિત સૌ ઠામ. ૨૯
વિઘ્ન કરંતો યજ્ઞમાં, તે જ કદિ જો હોય;
લેશ ન ચાલે અમતણું, સૌને તેનો ભોય. ૩૦
એક એકથી અધિકતર, ચઢીઆતાં બહુ ભૂત,
નિજ વિભૂતિના જોમથી, પ્રકટે છે અદ્દ્ભુત. ૩૧
સમયજ આવ્યે તેમનો, વિલય અવસ્યજ થાય;
સમય વિના જ અજેય તે, હું માનું મુનિરાય ! ૩૨
હમણાંના આ કાળમાં, અમે સમર્થ ન કોય,
દશકંધરને જીતવા, નિર્મિત છે અહિં સોય. ૩૩
તેથી કૃપા મુજ પુત્રપર, કરો તમે મુનિ આજ,
હું અભાગીનું છો તમે, દૈવત હે મહારાજ ! ૩૪
યક્ષ, ગરુડ ને પન્નગો, સુર, દાનવ, ગંધર્વ.
રાવણને જીતે નહિ; માનવનો શો ગર્વ ? ૩૫
મહાધુરંધર વીરનાં, હરે યુદ્ધમાં નીર,
એવો રાવણ રણવિષે, હરે ધીરની ધાર. ૩૬
જુગ જુદો આ આવીઓ, કોમળ બની નરકાય;
તેમાં વળી વયથી થયો, જર્જર હું મુનિરાય ! ૩૭
વિઘ્નકારી જો હોય તે, રાક્ષસ લવણ સુનામ;
મધુસુત ઘોર પરાક્રમી, મોકલું નવ કદિ રામ. ૩૮

વિઘ્ન કરંતા કદિ હશે, સુબાહુ ને મારીચ્ય;
મોકલું નહિ કદિ રામને; વીર ઘણા તે નીચ્ય. ૩૯
બળાત્કારે જો મુનિ, લઈ જશો કદિ રામ;
નિશ્ચે મર્યો હું જાણજો, હે કૌશિક! આ ઠામ. ૪૦

## પ્રહર્ષિણી વૃત્ત.

વાણી એવી નૃપ વદી સુનમ્ર રીતે,
કલ્લોલે[1] મુનિમત-સંશયે[2] ડુબ્યો તે;
વાધો શું વમળ પયોધિને[3] ન હોય,
રે! રે! નિશ્ચળ ક્ષણ ત્યાં ન થાય કોય! ૪૧

## સર્ગ ૯ મો*

વિશ્વામિત્રનો કોપ. વસિષ્ઠે કરેલું દશરથનું સમાધાન.

સ્નેહથકી વ્યાકુલ બની, નૃપે કહ્યું જ્યાં એમ,
ક્રોધ કરી કૌશિક વધ્યા, સુણો કહું છું તેમ. ૧
"કરીશ કામ હું આપનું", પ્રથમ કહીને એમ,
ફોક કરે નિજ બોલવું, હે દશરથ! તું કેમ? ૨
સિંહ થઈ મુજ આગળે, હરણ બને છે કેમ?
અયોગ્ય રઘુકુલનો થયો, હોય વિપર્યય જેમ. ૩

---

૧ તરંગમાં. ૨ મુનિનું વચન માન્ય કરવું કે ન કરવું એવા સંશયરૂપી ( તરંગમાં ). ૩ સમુદ્રને.

* કૌશિકતપબલ અસ્ખલ, કોપથી જેહ અરિષ્ટ,
મુનિઅંગે જે ગુપ્ત તે, કહે છે ગુરુ વસિષ્ઠ. ૧
સમાધાન રાજાતણું, ધીમેથી અહિં થાય;
પ્રીતિ ધરી જો સાંભળે, મુમુક્ષુમન હર્ષાય. ૨

ચંદ્રતણા શીતાંશુથી, પ્રકટે નહિં કો દિન,
ઉષ્ણ રશ્મિનો ભાસ જે, કરે મને બહુ ખિન્ન. ૪
સમર્થ નથી જો રાય તું, કરવા મારું કામ,
આવ્યો તેવો જઇશ હું, સહ બાંધવ સુખ પામ. ૫
કોપાવિષ્ટ થયાથકી, મહાત્મા વિશ્વામિત્ર,
પૃથ્વી લાગી કંપવા, દેવ થયા ભયભીત. ૬
ક્રોધે વ્યાપ્ત મુનીન્દ્રને, ઝટપટ જોઈ વસિષ્ઠ,
ધૃતિવ્રતધારી બોલીઆ, કરવા સૌનું ઇષ્ટ. ૭
ઇક્ષ્વાકુકુળ જન્મને, જાણે બીજો ધર્મ;
શ્રીમાન જ દશરથ ખરો, તું ભૂષિતગુણકર્મ. ૮
યશોધર્મથી યુક્ત તું, ત્રિલોકમાં વિખ્યાત;
વ્રતધારી ધૃતિમાન છું, ત્યજ ન ધર્મ હે તાત ! ૯
આપપ્રતિજ્ઞા પાળવી, ધર્મ ન ત્યજવો યોગ્ય;
ત્રિભુવનઇશ મુનીંદ્રનું, પાળ વચન આરોગ્ય. ૧૦
ઇષ્ટાપૂરત[1]ધર્મનો, વચનભંગથી નાશ,
અટકાવો સુત મોકલી, થતાં જરી ન ઉદાસ. ૧૧
ઉપજ્યો કુલ ઇક્ષ્વાકુને, દશરથ તું પ્રખ્યાત,
નૃપ થઇ વચન ન પાલશો, કોણ પાલશે તાત ? ૧૨
મર્યાદા તુજસમ કરે, વ્યવહારે જગમાંય,
તોડે નહિ તે અજ્ઞ પણ; તુજથી કયમ તોડાય ? ૧૩

---

૧ ઇષ્ટિ+પૂર્ત. ઇષ્ટિ=યજ્ઞ અને વેદીમાં આપેલું દાન.
પૂર્ત=પ્રવાસી લોકોની સોઇસારૂં કુવા ખોદાવવા, તળાવ બાંધવાં, દેવળ, ધર્મશાલા, અન્નક્ષેત્ર વિગેરે સ્થાપવાં તે.

ઇંદ્રિયેર અગ્નિ કરે, સુધા[1]સુરક્ષણ જેમ;
કરશે વિશ્વામિત્ર આ, રામતણું પણ તેમ. ૧૪
કરી ન શકશે રાક્ષસો, સુતનો વાંકો વાળ,
શિષ્યો હશે નહિ અસ્ત્ર પણ, મુનિ છે તેની ઢાલ. ૧૫
તનુરૂપે છે ધર્મ આ, મુનિ વીરોના વીર,
લોકોત્તર બુદ્ધિ ધણી, તપમાં પરમ સુધીર. ૧૬
વિવિધ જાતનાં અસ્ત્રનું, છે એ મુનિને જ્ઞાન;
તત્સમ વેત્તા કો નથી, કદિ ન થશે ધીમાન ! ૧૭
દેવ ઋષિ ને રાક્ષસો, યક્ષ, નાગ, ગંધર્વ;
પહોંચે નહિ મુનિશક્તિને, ભેગા મળી પણ સર્વ. ૧૮
કૃશાશ્વનાં અસ્ત્રો રુડાં, અતિ દુર્જય જ જોહ,
પામ્યા મુનિવર રુદ્રથી, રાજ્યસમે નિજ તેહ. ૧૯
કૃશાશ્વના આ પુત્ર સૌ, રુદ્રસમા તે વીર;
મુનિવરની સેવા કરે, તેજવાન મહાધીર. ૨૦
શુભકટિ કન્યા દક્ષની, જયાપ્રભાવતી નામ;
સ્ત્રીઓ કૃશાશ્વની તે હતી, સો સુત તેને કામ. ૨૧
પતિસેવા કરવાથકી, જયા પામી વરદાન;
પચાસ સુત તેથી થયા, કામચારી બળવાન. ૨૨

---

૧ અમૃત. મહાભારતમાં વિનતાના પુત્ર ગરુડજી સ્વર્ગમાં ગયા અને યક્ષ, ગંધર્વ, દેવ એમની સાથે યુદ્ધ કરીને ત્યાંથી અમૃત લઇ પૃથ્વીપર આવ્યા, એવું વર્ણન છે. તે ઠેકાણે અમૃતના નિધિની આસપાસ અગ્નિનો કોટ હતો એવું કહેવામાં આવ્યું છે. ( મહાભારત, આદિપર્વ, અ૦ ૩૨, શ્લો. ૨૨–૨૫. )

પ્રભાવતીને પણ થયા, પચાસ સુત દુર્ધર્ષ,
દુરાચારી બળવાન તે, નામે સૌ સંવર્ષ. ૨૩
એવા છે બલતેજમાં, જગમુનિ કૌશિક રાય !
રામગમનમાં ક્લેશ તુજ, અનુચિત તેથી ગણાય. ૨૪

ઉપજાતિ વૃત્ત.

આ છે મહર્ષિ અતિસત્ત્વવાળા,
આવી પડયું મૃત્યુય ટાળનારા;
અવશ્ય દે સંન્નિધિથીજ ક્ષેમ,
આ દીન થા તું જન મૂઢ જેમ. ૨૫

## સર્ગ ૧૦ મો.*

રામની ઉદ્વિગ્ન સ્થિતિનું પ્રતિહારી વર્ણન કરે છે.

રાજાએ મુનિવેણુથી, હર્ષિત થઇ સુત રામ,
લક્ષ્મણ સહ બોલાવીઓ, બેઠા'તા જે ઠામ. ૧
"દ્વારપાળ સત્વર જઇ, અહિં લઇ આવો રામ,
લક્ષ્મણ સહ નિર્વિઘ્નથી, કરવા કૌશિકકામ." ૨
સુણતામાં યાષ્ટિક[1] ગયો, અંતઃપુરમંદિર;
મુહૂર્તમાત્રમાં આવીને, કહે નૃપને તે ધીર. ૩

* દશરથની આજ્ઞાથકી, રામમંદિરે જાય;
દ્વારપાળ નજરે જુએ, ચેષ્ટા રામની ત્યાંય; ૧
પાછા આવી વર્ણવે, સ્થિતિ સકલ નિજ ભૂપ;
મુમુક્ષુજન ! અહિં સાંભળો, તસ્વાને ભવકૂપ. ૧

1 પ્રતિહારી.

“ રાત રહે જે રીતથી, ભ્રમર કમળની માંય[1]
વિમન[2] થઈ તે રીતથી, રહે રામ ઘરમાંય. ૪
“ ક્ષણમાં આ હું આવીઓ, ” બોલે જો કે એમ;
ધ્યાનવિષય કો અન્ય છે, નથી કશામાં પ્રેમ. ૫
નિકટ કોઈ ઇચ્છે નહિ, ખેદ દીસે મનમાંય. ”
બોલી એમ વિરામીઓ, દ્વારપાળ પછી ત્યાંય. ૬
અનુચરો જે રામના, આવ્યા'તા તે સાથ;
આશ્વાસન દઈ તેમને, રાજા પૂછે વાત. ૭
કહો અનુચર સૌ તમે, શું કરે છે રામ ?
સ્થિતિ કેવી છે તેમની, કહો મને આ ઠામ. ૮
ખિન્ન સર્વ કિંકર વદ્યા, યષ્ટિ બની અમ દેહ,
પરિમ્લાનતન[3] રામને, પેખી ખિન્ન નિજ ગેહ. ૯
જ્યારથી આવ્યા વિપ્રસહ, યાત્રાથી નિજ ઘેર,
રામ દીસે બહુ ત્યારથી, ઘણા ખેદથી જેર. ૧૦
કરતાં વિનતિ યત્નથી, કરે દિવસનું કર્મ,
મ્લાનવદન કો વાર તે, કર્મ ગણે નહિ ધર્મ. ૧૧
સ્નાનાર્ચન ને દાનમાં, ભોજનમાં નહિ પ્રેમ,
દુર્મન તે દીસે ઘણા, જમે ન પૂરું તેમ. ૧૨

---

૧ રાત્રે કમલ બંધ થઇ જવાથી ભ્રમર તેમાં પૂરાઈ જાય છે. ૨ ઉદાસીન. ૩ કરમાઇ ગયેલ શરીરવાળા.

કુશલ નારીઓ આંગણે, કરે હિંદોળાસ્થાન;
(તોપણ) ક્રીડા રામ કરે નહિ, ચાતકમેઘસમાન.[1] ૧૩

સ્વર્ગ ગમે નહિ દેવને, સ્વર્ગપતન જોઇ પાસ,
રામ તેમ આભૂષણો, જોઈ બને જ ઉદાસ. ૧૪

વધૂક્રીડાનાં ઇક્ષણો, સુગંધિ વાયુનાં ઠામ,
લતામંડપો જોઇને, ખિન્ન બને બહુ રામ. ૧૫

ઉત્તમ યોગ્ય પદાર્થ જે, હૃદયંગમ સ્વાદિષ્ટ,
જોઇ થાય નયનો સજળ, સમજી તે જ અનિષ્ટ. ૧૬

નૃત્યવિલાસો સ્ત્રીતણા, પેખી ઉચ્ચરે રામ;
દુઃખ દેનારી એ ઘણી, તેનું અહિં શું કામ ? ૧૭

ભોજન શયન સુયાન ને, સ્નાનાસન નિર્દોષ,
સ્વીકારે નહિ આદરે, ધરે ન તેમાં તોષ. ૧૮

સંપત્તિ શા કામની ? વિપત્તિથી શું થાય ?
મૃગજળ ઘર શા કામનાં ? સૌ જન મિથ્યા ધાય. ૧૯

વદી એમ બેસી રહે, મૌન એકલા રામ;
રાજી નહિ ઉપલાસથી, કરે ન કશું એ કામ. ૨૦

બાગોમાં નહિ ભાવ ને, મૌન રહે સૌ ઠામ;
જંપ નહિ મનમાં જરા, લે ન જરા વિશ્રામ. ૨૧

---

૧ વર્ષાઋતુમાં વરસાદની ધારાસાથે જેમ ચાતક મોટા હર્ષથી ક્રીડા કરે છે તેમ રામ અંતઃપુરની વિનોદકુશલ નારીઓએ આંગણામાં તૈયાર કરેલા હિંદોળાપર બેસી ક્રીડા કરતા નથી.

હરણીઓ જ્યમ વન તણી, કરે ન તરુને તોપ,
અંગભાવથી નારીઓ, કરે ન રામસંતોષ. ૨૨
નિર્જન તરુવન, જંગલો, નદીતટની બહુ પ્રીત
રઘુમનમાં રહે, હોય જ્યમ પામર જન વિક્રીત[1]. ૨૩
વસ્ત્રપાન ને અશનનાં, ત્યજી દાનનાં કામ;
પાળી ધર્મ સંન્યાસીના, તપસ્વી થઇ રહે રામ. ૨૪
નિર્જન દેશ દિસે ઘણો, વસે એકલા ત્યાંય;
બુદ્ધિ એક પરબ્રહ્મમાં, હસે રુએ નવ ક્યાંય. ૨૫
પદ્માસન વાળી રહે, શૂન્ય સદા રઘુવીર;
કર ડાબો ક્ષમણે ધરી, વિચારમગ્ન સુધીર. ૨૬
અભિલાષા નહિ રાજ્યની, ધરે ન મન અભિમાન,
સુખદુઃખને સમયે નહિ, હર્ષખેદનું જ્ઞાન. ૨૭
સમજી શકીએ નહિ અમે, શું કરે છે રામ;
કરવા ધારે શુંય તે? વિચાર શા મન કામ? ૨૮
શરદઅંતનાં વૃક્ષ જ્યમ, વિવર્ણ દિનદિન થાય;
પામે વિરાગ રામ ત્યમ, પાંડુ કૃશિત થઇ કાય. ૨૯
લક્ષ્મણ ને શત્રુઘ્ન પણ, નિજ અનુયાયી જેહ;
પ્રતિબિંબવત્ પામીઆ, સ્થિતિ સમાન નૃપ! તેહ. ૩૦
ચિંતાકારણ પૂછતાં, માત ભૃત્ય ને રાય;
“કાંઇ નથી કહી મૌન રહે,” મર્મ ન કાંઇ સમજાય. ૩૧

---

૧ પામર મનુષ્ય વેચાતો લીધેલો હોય તે જેમ જંગલોમાં, નિર્જન સ્થળમાં, નદીતટે પ્રસન્ન રહે તેમ.

સ્નેહી વિવેકી કોઇ જો, હોય કદિ નિજ પાસ,
ઉપદેશે "ભોગોવિષે મન ધરશો નહિ ખાસ." ૩૨
ભોગો આ સંસારના, રમ્ય દિસે જે અત્ર,
ગગનપુષ્પસમ તે દિસે, સાચા નથી સર્વત્ર. ૩૩
સન્મુખ હોય સભાવિષે, વિભવમનોહર નાર;
સ્નેહરહિત તેને જુએ "કાલ કવલ કરનાર." ૩૪
"કર્મો જે કરવાથકી, વિણ આયાસે થાય
પ્રાપ્તિ પરમપદની જ તે, રહ્યાં કર્યાવિણ હાય ! ૩૫
કરી કર્મ ઉલટે ક્રમે, આયુષ ગાળ્યું વ્યર્થ;"
ગાય રઘુ મધુરે સ્વરે, વાર વાર એ અર્થ. ૩૬
ચક્રવર્તિપદ પામજો, દાસ એમ જો કેહ;
રામ હસે તવ અન્યમન, લવે છ શું અહિં એહ ? ૩૭
કાન ધરે નહિ વાક્યને, જુએ ન સન્મુખ વસ્ત,
ઉત્તમ ભોગ્ય પદાર્થ પણ, ખરે કરે છે ખસ્ત. ૩૮
મહાવન જ્યમ આકાશમાં, હોય કમલ તેમાંહિ,
સમજે "મન આ તે રીતે", ધરે ન વિસ્મય કાંહિ. ૩૯
રમામધ્ય હોય રામ પણ, મન મદનેષુઅવેધ્ય;[1]
વર્ષાધારથી હોય જ્યમ, ઉપલ[2]મહાન અભેદ્ય. ૪૦
પૂછે ધન શા કારણે, વિપત્તિનું જે સ્થાન ?
ઉપદેશી એમ અર્થીને, સર્વસ તે દે દાન. ૪૧
સંપદ્ આપદ્ કલ્પના, મિથ્યા જગમાં થાય,
મનના ઉપજ્યા મોહથી, એમ શ્લોક એ ગાય. ૪૨

---

૧ મદન+ઇષુ+અવેધ્ય=મદનબાણથી વિંધાય નહિ એવું. ૨ પત્થર.

હાય ! મરાયો દીન હું, રુદન કરે એ રીત;
તોય વિરાગ ન ઉપજે, જનમનએહ વિચિત્ર. ૪૩
રઘુકુલના શણગાર ને, પરાક્રમી જે રામ;
સ્થિતિ તેમની દેખીને, ખિન્ન છીએ આ ઠામ. ૪૪
ચિત્તદશા એ વિધ બની, રામતણી હે રાય !
ગતિ અમારી આપ છો, સૂઝે નહિ ઉપાય. ૪૫
રાજા અથવા વિપ્ર કો, આવી કરે ઉપદેશ;
રાજનીતિ વ્યવહારનો, હસી ગણે નવ લેશ. ૪૬
જગ મોટું આ જે દિસે, નથી તે વસ્તુ કાંહિ,
ભિન્ન રૂપ છે માહરું, નિર્ણય એ મનમાંહિ. ૪૭
શ્રદ્ધા નથી નિજ જાતપર, પરમાં પણ છે એમ;
રાજ્ય રિદ્ધિ સંબંધીમાં, નથી કિંચિત પણ પ્રેમ. ૪૮
ઈચ્છા નહિ કો' વિષયની, નહિ આસ્થા નહિ આશ;
મૂઢમુક્તમાં તે નથી, તપીએ બની નિરાશ. ૪૯
ધન, માતા ને રાજ્યનું, ઉદ્યમનું શું કામ ?
એ નિશ્ચયથી પ્રાણપર, ઉદાર છે શ્રીરામ. ૫૦
ચાતક વર્ષાભાવથી, ખિન્ન જેમ દેખાય;
સંસારી વિભવોથકી, રઘુ ઉદ્વેગી થાય. ૫૧
આપદ્‌વાદળ એ રીતે, તૂટયું રામપર રાય !
ઉપાય તેનો ઝટ કરો, દયાનિધે ! સુખ થાય. ૫૨
વિસ્તૃત સંસૃતિજાળમાં, છતાં વિભવ ભરપૂર;
સ્વભાવ પલટ્યાકારણે, સમજે વિષ રઘુશૂર. ૫૩

પ્રકૃત નિજ વ્યવહારમાં, જોડે રઘુને જેહ;
સમર્થ એવો દાખવો, પૃથ્વીપર જો તેહ. ૫૪

### દ્રુતવિલંબિત વૃત્ત.

સકલરાઘવમોહ મટાડશે,
સફલ સાધુપણું નિજ ફ્હાવશે;
સુરજશો તમ દૂર કરે અહો !
નર હશે જગ આ ગુણનો કહો.

---

## સર્ગ ૧૧ મો.*

### રામસાંત્વન.

વિશ્વામિત્રની આજ્ઞાથી રામનું સભાસ્થાનમાં આગમન. રાજાએ કરેલું આશ્વાસન. વસિષ્ઠ અને વિશ્વામિત્રે પૂછેલા પ્રશ્ન.

**વિશ્વામિત્ર બોલ્યાઃ—**

અનુચર ! મહામતિના તમે, એમ હોય તો આંહિ;
શીઘ્રજ લાવો રામને, કરો વિચાર ન કાંહિ. ૧
રામતણા આ મોહનું, નહિ કારણ દુઃખરાગ;
મહાફળદાયી બોધ છે, મૂળ વિવેક વિરાગ. ૨

---

* કૌશિકની આજ્ઞા થકી, સભામધ્ય આણેલ;
આશ્વાસન નિજ પુત્રનું, દશરથભૂપકરેલ; ૧
આધિઆદિ કારણતણા, પ્રશ્ન થયા જે ત્યાંહિ,
મુમુક્ષુજન ! સૌ સાંભળો, તે કહેવાશે આંહિ. ૨

રામ આવશે જે ક્ષણે, તત્ક્ષણમાં તત્કાળ;
વાયુ વાદળની રીતે, તોડીશ મોહની જાળ. ૩
મોહતણું માર્જન થયે, સુયુક્તિથી શ્રીરામ;
ઉત્તમ પદમાં પામશે, અમસમ તે વિશ્રામ. ૪
યથાર્થ સુખ આનંદ ને, ટળ્યા તાપનું ભાન,
અનુભવશે ઉર તે સદા, અમૃતપાનસમાન. ૫
પ્રકૃત નિજ વ્યવહારની, પરંપરા ભલીભાત;
પ્રજામાન્ય થઇ પાળશે, પૂર્ણ મને સુખદાત. ૬
કર્યા છતાં વ્યવહારને, થશે ન ત્યાં આસક્ત,
કારણકાર્યસ્વરૂપનો, કરી વિવેક વિરક્ત. ૭
મહાસત્ત્વથી યુક્ત તે, સુખદુઃખપાશવિહીન,
સમદષ્ટિથી વર્તશે, થઈ વૈષમ્ય વિલીન. ૮
વચન એમ મુનિરાયનાં, સુણતામાં તે વાર;
નૃપતિમન રીઝયું ઘણું, થઇ આનંદ અપાર. ૯
ઉપરાઉપરી દૂતને, મોકલીઆ કહી આમ;
તેડી લાવો સદ્ય અહિં, સભાસ્થાનમાં રામ. ૧૦
ઉદયાચળથી સૂર્ય જ્યમ, સરે તેમ શ્રીરામ,
પિતાપાસ ઝટ આવવા, ચાલ્યા મન અભિરામ. ૧૧
નિજ ભાઇઓ લઈ સંગમાં, સ્વલ્પ સેવકોસાથ,
આવ્યા ઈંદ્રિસભા સમી,પુણ્યસભામાં નાથ. ૧૨
રામે દીઠા દૂરથી, સભા શોભતી ત્યાંહિ,
ઇંદ્રસમા નિજ તાત જ્યમ, હોય દેવવિચ્યમાંહિ. ૧૩

હિતકર પ્રિય વાક્યો વદી, કરતા રાજી ભૂપ
બેઠા છે બેઉ પાસમાં, મુનિવર શ્રેષ્ઠ અનૂપ; ૧૪
વસિષ્ઠ વિશ્વામિત્ર ત્યાં, મંત્રિવૃંદ પણ તજ્જ્ઞ;
સર્વશાસ્ત્રના અર્થમાં, વીંટાઇને નૃપપ્રજ્ઞ. ૧૫
સેવા કરતી તેમની, ચામરવ્યજનોસાથ
સુંદરીઓ ઉભી દીઠી, દિશાસમી સાક્ષાત્. ૧૬
વસિષ્ઠ વિશ્વામિત્ર ને દશરથાદિ સૌ ભૂપ
જુએ રામને આવતા, હોય શું ગુહ[1] અનૂપ. ૧૭
ઘણા સત્ત્વ ને શૈત્યથી, ચંદ્રસેવ્ય ગંભીર;
ગિરિ હિમાચલસમ ઘણા, હતા જ રાઘવવીર. ૧૮
સેવ્ય સકલ જે જ્ઞાતિથી, વિવેકાદિનું મૂળ;
ગંભીરપણું જેના થકી, દિસે બહુજ વિણ ભૂલ. ૧૯
સત્ત્વગુણ અંગે ભર્યો, સ્હેજે ત્યાં જોવાય;
સકલ સભાજન જોઇ તે, વિસ્મિત મનમાં થાય. ૨૦
વિકળપણું અંગે નહિ, પ્રિયદર્શન છે રામ;
કાંત શાંત શુભ સંગથી, ઉદારમન અભિરામ. ૨૧
પાત્ર પરમ પુરૂષાર્થના, ઉગ્ર ભાવ નહિ અંગ;
યૌવન હજી ખીલ્યું નથી, કરે શાંતિથી દંગ. ૨૨
ઉપશમ શોભે વૃદ્ધસમ, પામી પૂર્ણ વિવેક;
હર્ષખેદ દિસે નહીં, સમરસ છે મન છેક. ૨૩
ફલિતપ્રાયમનકામ તે, ગતિ સંસારી સર્વ
વિચાર બલથી શોધીને, બન્યા સકલગુણપર્વ. ૨૪

---

૧ કાર્તિકેયસ્વામી.

અંતરબલ ઉત્તમ વડે, ક્ષોભ ન પામે લેશ;
ઉદારઉર ભરપૂરસમ, દાખે વૃત્તિ બેશ. ૨૫
પરિમિત અંગે વસ્ત્રને, હાર જ પણ પરિમેય;
નિર્મલ અતિશય ત્યાં દિસે, સ્મિતપ્રભાસમ તેય. ૨૬
એ વિધ ગુણગણ જેમના, રઘુકુળ નિપજ્યા જેહ;
કિરીટ[૧]સહ નિજ શીર્ષથી. દૂરથી નમીઆ તેહ. ૨૭
રામવિષે વદતા હતા, ગાધિસુત મુનિરાજ;
તાતપાસ તવ આવીઆ, રાઘવ વંદનકાજ. ૨૮
પ્રથમ કર્યા નિજ તાતને, પ્રેમથકી સુપ્રણામ;
તે પછી વિશ્વામિત્રને, વસિષ્ઠને અભિરામ. ૨૯
વિપ્ર બંધુ ગુરુ આદિને, કરી રામ પ્રણામ;
ઝીલતા પછી તે પ્રેમથી, નૃપપ્રણામ તમામ ૩૦
સ્નેહભરી દૃષ્ટિથકી, નમિતમસ્તકે ક્યાંય;
મધુર વાણીસત્કારથી, ઉચિતજ જેમ જણાય. ૩૧
સમમનના છે રામ પણ, આશિષ મુનિવર બેય;
શિષ્ટાચારની રીતથી, આનંદે ત્યાં દેય. ૩૨
એમ કરંતાં આવીઆ, સુરસુંદર તે રામ
પુણ્યસમીપ નિજ તાતની, કરવા પાદપ્રણામ. ૩૩
સુંઘી મસ્તક પુત્રનું, આલિંગન નૃપ દીધ;
ઘનસ્નેહથી ચુંબનો, વારવાર વળી કીધ. ૩૪
રાજહંસ જ્યમ અંબુજે, ધરી પ્રેમ ને ભાવ;
લક્ષ્મણ અરિહન્ અંબુજો, ભેટી નૃપ લે લ્હાવ. ૩૫

૧ મુકુટ.

ઉચ્છંગે બેઠા નહિ, કહ્યા છતાં શ્રીરામ;
ભૂપર નાંખ્યા આસને, જઇ બેઠા સુખધામ. ૩૬

**રાજા બોલ્યા:—**

વિવેકવાન હે પુત્ર ! તું, છે કલ્યાણનું પાત્ર;
બુદ્ધિ શિથિલ જડસમ કરી, ખેદ ન ધર તું અત્ર. ૩૭
વૃદ્ધ વિપ્ર ગુરુનું કહ્યું, પાળી પુણ્ય પદ પામ;
પમાય નહિ તે મોહમાં, કરવાથી વિશ્રામ. ૩૮

**વસિષ્ઠ બોલ્યા:—**

પરંપરા બહુ દુઃખની, ઉપજાવે જે જાણ,
નાશ થાય કષ્ટે કરી, વિષયશત્રુનાં બાણ. ૩૯
મહાબાહુ વડવીર ! તું, તેં કાપ્યાં સૌ તેહ;
રાજપુત્ર નામે ખરો, નહિ લેશ સંદેહ. ૪૦
આવો પણ તું અજ્ઞવત્, જડમોજે ચકચૂર;
મોહજ સાગરપૂરમાં, શાથી ડૂબ્યો શૂર ? ૪૧

**વિશ્વામિત્ર બોલ્યા:—**

હાલતાં જ્યમ હોય તે, નીલકમલનાં વૃંદ,
તત્સમ ચંચળ તુજ દિસે, નેત્ર ખરે સુખકંદ. ૪૨
ચિત્તચંચળતા ત્યાગીને, રહો તમે નિષ્કામ;
કયા હેતુથી મોહને, પામ્યા કહો હે રામ ? ૪૩
મનધર ખોદે ઉંદરો, ચિંતારૂપ અપાર,
તે કારણથી શોધવો, સમગ્ર ચિંતાસાર. ૪૪
શી શી ચિંતા થાય છે, શું છે તેનું રૂપ ?
શા કારણથી ઉપજી ? કહો કુંવર ! સુખરૂપ. ૪૫

ચિંતાનાં જગમાં દિસે, પ્રસિદ્ધ કારણ જેહ;
સંભવ તેનો તુજ વિષે, ઘટે ન, અનુચિત તેહ. ૪૬
બહુ ધન સંપત્ તાહરી, પિતાપ્રભાવે છેય,
આપદ્ આધિ ના વસે, આધિ ખરી તું કહેય. ૪૭
અભિમત મનનું જે હશે, પામીશ તું નિષ્પાપ !
ભેદે જેથી નહિ કદિ, આધિ આપીને તાપ. ૪૮

## વસંતતિલકા વૃત્ત.

વાણી સુણી સુમતિની ઉચિતાર્થવાળી,
રામે પછીથી નિજ ખેદ લીધોજ વાળી:
જાણે શું મોર સુણી વાદળગર્જનાને,
સિદ્ધિ મનોરથતણી અહિં નક્કી માને. ૪૯

---

# સર્ગ ૧૨ મો.*

શ્રીરામ પોતાના મનની સ્થિતિ કહેવાનો પ્રારંભ કરે છે. વિષયોનું મિથ્યાપણું. ભોગોની દુઃખરૂપતા, સંપત્તિની અનર્થરૂપતા.

**વાલ્મીકિ બોલ્યા:—**

એ વિધ મુનિએ પૂછતાં, શાંતિ વળી ઉર રામ:
ધામેથી પછી બોલીઆ, અર્થપૂર્ણ અભિરામ. ૧
પૂછ્યું આપે સર્વ તે, કહીશ છતાં અજ્ઞાન;
વચનઉલ્લંઘન સંતનું, કરશે કો ભગવાન ? ૨

---

* દુઃખરૂપ છે ભોગ સૌ, વિષય વ્યર્થ સર્વત્ર;
અનર્થરૂપ છે સંપદો, તે કહેવાશે અત્ર.

અરે ! હું આ જન્મ્યો અહિં, પિતાતણે આ ઘેર,
ક્રમે કરી મોટો થયો, રહ્યો ભણ્યો બહુ પેર. ૩
સદાચારવ્રતમાં રહી, યાત્રા કરવા કાજ,
સમુદ્રસુધી સહુ દેશમાં, ફર્યો પછી મહારાજ ! ૪
કાળ તેટલો વીતતાં, મુજમનમાંહિ વિચાર
પ્રકટ્યો આ સંસારની, મુજ આસ્થા હરનાર. ૫
વિવેકરંગના ઘેરથી, ભોગતણો રસરંગ
મનમાંથી નીકળી જતાં, ઉઠ્યો તર્ક આ ચંગ. ૬
રે ! રે ! આ સંસારનું, જે સુખ તે શું સાચ ?
મરે લોક સૌ જન્મવા, જન્મે મરવા કાજ. ૭
સ્થાવરજંગમરૂપ સૌ, ભોગ ઘણા ભંગુર,
વિભવભૂમિના[1] ભાવ તે, પાપરૂપ દુઃખપૂર. ૮
છતાં લોહ સળીયા સમા, અસંગ પરસ્પર સાવ;
નિજ મનકલ્પનમાત્રથી, શ્લિષ્ટ થતા સૌ ભાવ. ૯
અહોળા આ સંસારનો, પાયો મન દેખાય;
મન મિથ્યા જ્યમ હોય શું, એમ ખરે સમજાય. ૧૦
તો પછી ગોથાં મોહમાં, શે કારણ જન ખાય
ખાંખી આશા સુખતણી, બાહ્ય વસ્તુનીમાંય ? ૧૧
ખોટી વસ્ત ખેંચે અરે ! આપણ સૌને જેહ
મૂઢપણું નિજ બુદ્ધિનું, ખરે દાખવે તેહ. ૧૨
દોડે હરણાં દૂરથી, દેખી ઝાંઝવાં જેમ;
દયામણી જગરણવિષે, સ્થિતિ આપણી તેમ. ૧૩

---

૧ વિભવ સમયેજ માત્ર રહેનારા.

વેચાયા નથી કોઇથી, રે વેચાયા જેમ;
અધીનતા પામી ગયા, જડતા આવી કેમ? ૧૪

"માયા આ શંબર[1]તણી, સમજે જો કે એમ;
અણસમજ્યા વર્તે ઘણા, અરે માનવી કેમ? ૧૫

દુર્ભાગીપણું ભોગનું, જગમાં સ્પષ્ટ જણાય;
દષ્ટનષ્ટના ભાવથી[2], પરિણામે દુઃખ થાય. ૧૬

તેમ છતાં પણ આપણે, ભ્રાંતિવશ થઇ વ્યર્થ,
ભોગવિષયમાં ભાવના, બાંધી સહીએઽનર્થ[3]. ૧૭

કાલ ઘણો ચાલી ગયો, તવ ઉઘડ્યું આ જ્ઞાન:
મોહતણા રે ગર્તમાં, પડ્યા ભુલીને ભાન. ૧૮

કરી રાખેલા ગર્તમાં, પડે મૃગો[4] વનમૂઢ:
નરમૃગો પણ મોહમાં, ફસાય વિષયારૂઢ. ૧૯

શું કામ મારે રાજ્યનું? ભોગતણું શું કામ?
કોણ હું? ને કેમ આ, દિસે દશ્ય આ ઠામ? ૨૦

પદાર્થ મિથ્યા જેહ છે, મિથ્યા તે રહેનાર;
કોને હાનિ તેહથી, કઇ રીત છે થાનાર? ૨૧

મરુભૂમિના પથિકસમ[5], ઉપજ્યો એમ અરાગ,
જગતતણા સૌ ભાવમાં, વિચારતાં મહાભાગ! ૨૨

૧ માયાવી; જાદુગર. ૨ પહેલાં દેખાય છે અને પછી નાશ પામે છે તેથી. ૩ સહીએ+અનર્થ. ૪ વનનાં પશુઓ. ૫ વટેમાર્ગુસમાન.

સમજાવો ભગવન્ ! મને, તેથી સ્પષ્ટ આ વાત;
ઉપજે શાથી દૃશ્ય આ ?, વૃદ્ધિ વિલય શા માટ ? ૨૩
જન્મ જરા ને આપદો, મરણ સંપદો તેમ;
વાર વાર પ્રકટી વધી, લય પામે છે કેમ ? ૨૪
પર્વતપરનાં વૃક્ષ જ્યમ, કરે શિથિલ સમીર,
તેના તે તુચ્છ ભોગ સૌ, હરે આપણું હીર. ૨૫
પવને પોલા વાંસ જ્યમ, શબ્દ કરે વિણ અર્થ;
પ્રાણવાયુના જોરથી, કરે ધ્વનિ જન વ્યર્થ. ૨૬
જીર્ણ તરુ નિજ કોટરે, ઉગ્ર વન્હિથી જેમ;
તપું ચિંતાથી એ રીતે, શમે દુ:ખ આ કેમ ? ૨૭
સંસૃતિદુ:ખના પત્થરે, રહ્યું ન રંધ્ર[1] પણ એક
હૃદયે, નિજ જન કારણે, રડતો નથી ધરી ટેક. ૨૮
બોલુંચાલું બહારથી, રાજી રાખવા માટ;
સંબંધી જન જેથકી, કરે ન લેશ ઉચાટ. ૨૯
અશ્રુવગરના રોદને, શૂન્ય નીરસ જે છેક;
મુજ મુખની તે વૃત્તિઓ, જુએ વિવેકજ એક. ૩૦
સુધની જ્યમ નિર્ધન બની, અતિ જગમાં મુંઝાય,
સ્થિતિ સંભારી જ્ઞાનની, અજ્ઞાને દુ:ખ થાય. ૩૧
શુભ ગુણનું ખંડન કરી, મોહ કરી ઉત્પન્ન;
દુ:ખજાળને આપતી, ઠગે લક્ષ્મી સૌ જન. ૩૨

---

૧ છિદ્ર.

ધન ચિંતાઢગચક્ર છે, દે ન મને આનંદ;
પ્રસવ થયેલ કલત્રઘર[1], ઉગ્રાપદ[2] દુખકંદ.　　૩૩

**દ્રુતવલિંબિત વૃત્ત.**

વિવિધ દોષદશાજ વિચારતાં,
વિતત[3] ભંગુર કારણ જાણતાં;
નિગડ[4] જંગલદંતિ[5] સમું બની,
મન મથે ન શમેજ અરે! મુનિ.　　૩૪

**શિખરિણી વૃત્ત.**

નિશા અંધારીમાં, ધુમર વરસી મોહની ખરે!
કરે લોકો અંધા, વિષયરૂપ ચોરો બહુ ફરે;
હરે તે બુદ્ધિને, પ્રબલ બલ તેને રણમહીં,
જિતે કો વિજ્ઞાની, પ્રવીણ વિણ યુદ્ધ દઢ રહી? †　　૩૫

---

૧ સ્ત્રીએ બહુ છોકરાંઓને જન્મ આપ્યો હોય એવું ઘર. ૨ ઉગ્ર+આપદ=દરિદ્રતા, શત્રુ, રોગ, વિગેરે હજારો આપત્તિઓમાં આવી પડેલાને. ૩ વિસ્તૃત. ૪ શૃંખલાથી બંધાયલા. ૫ હાથી.

†આ શ્લોક સ્વર્ગસ્થ કવિશ્રી ગણપતરામ રાજારામનો બનાવેલો છે. વળી આજ વિચારો તેમણે નીચલા હરિગીત છંદમાં પણ ઉતાર્યા છે:—

અજ્ઞાનની અંધારી રાતે, ધુમર મોહની વૃષ્ટિએ,
લોકો બન્યા છે અંધ, વિષયો—ચોર ન પડે દષ્ટિએ;
સુવિવેક રત્ન હરે છ તે, તેને જિતે એવો સહી,
વિજ્ઞાનીવિણ કો છે શું, સુજ્ઞ કહો મહીતળમાં અહિં?

## સર્ગ ૧૩ મો.*

### લક્ષ્મીમાં રહેલા દોષો અને અનર્થો.

લક્ષ્મી આ સંસારમાં, મૂઢ વદે બહુ શ્રેષ્ઠ;
પણ મુનિ ! મોહક તે ખરી, દુઃખ ઉપજાવે નેષ્ટ. ૧
નદી ઉછળી વર્ષાસમે, વહે તરંગ અપાર;
મલિન જડ નિજ અંબુએ[1], વ્યાકુલ પારાવાર. ૨
વહે લક્ષ્મી ત્યમ મૂર્ખને, ઉપજાવીજ તરંગ;
મલિન જડ અતિશે ઘણા, વ્યાકુલતાના રંગ. ૩
લક્ષ્મી પ્રકટે પુત્રીઓ, ચિંતારૂપ અપાર;
વધે દુરાચરણે ઘણી, ચંચળ પારાવાર. ૪
અભાગિણી રહેતી નથી, ઠરી ઠામ કો સ્થાન;
આમ તેમ દોડ્યા કરે, લક્ષ્મી દગ્ધસમાન. ૫
સ્પર્શ કર્યેથી અંગનો, ઉપજાવે બહુ તાપ;
જ્યોતિદીપની રીતથી, દે લક્ષ્મી સંતાપ. ૬
કાજળ નિજ ગર્ભે ધરે, જ્યોતિ દીપની જેમ;
નાશ ધરે નિજ ગર્ભમાં, લક્ષ્મી પાપિણી તેમ. ૭
સેવે જન જે પાર્શ્વમાં, ગુણ અવગુણ નહિ જોય;
નૃપસમ લક્ષ્મી ના જુએ ! મૂઢ અમૂઢ જન હોય. ૮

---

* વ્હાલી જે સૌ મૂઢની, દે નિત્ય ભોગ અનર્થ;
દોષયુક્ત લક્ષ્મી ઘણી, નિંદાશે આ સર્ગ.

૧ પાણીએ.

વધે વેગ બહુ સર્પનો, પય[1] પાવાથી જેમ;
વધે વેગ લક્ષ્મીતણો, મલિન કર્મમાં તેમ. ૯
શીત મૃદુસ્પર્શી રહે, સ્વપર જનભાગી સર્વ
કરે પરાપ નહિ જ્યાં લગી, ધનવાયુબળગર્વ. ૧૦
જ્ઞાની શૂર કૃતજ્ઞ ને, કોમળ મૃદુ જન જેહ;
ધૂળે ઢાંક્યા રત્નસમ, ધને મલિન સૌ તેહ. ૧૧
શ્રી સુખાવહ છે નહિ, વધે દુઃખને કાજ;
વિષવલ્લીસમ નાશને, શુભ ધરે મહારાજ ! ૧૨
અનિંદ્ય જન શ્રીમાન ને, નિરાભિમાની શૂર;
સમર્થ પણ સમદૃષ્ટિનો, ત્રણ દુર્લભ્ય જરૂર. ૧૩
શ્રી ગુહા દુઃખસર્પની, વિષમ ગહન તે જાણ;
ગજેન્દ્રસમ ધનમોહિની, વિંધ્યતળેટીસમાન. ૧૪
દુઃખકુમુદની ચાંદની, પુણ્યપદ્મની રાત:
સુદૃષ્ટિદીપવંટોળીઓ, છે લક્ષ્મી સાક્ષાત. ૧૫
નદી વિકારતરંગની, વિષાદવર્ધની જેહ;
સંભ્રમરૂપ વાદળતણી, આદ્યપદવી તેહ. ૧૬
વિકલ્પસસ્યની[2]ક્ષેત્રિકા, ખેદભયદ નાગેણ;
વિકારઘુવડની રાત્રિ એ, વિરાગવેલ્લહિમદેણ. ૧૭
વિવેકરૂપ સુચંદ્રને, રાહુદાઢ સાક્ષાત;
સૌજન્યરૂપ અંભોજની[3], લક્ષ્મી ચાંદનીરાત. ૧૮
ચંચળ ઈંદ્રાયુધસમી, લક્ષ્મી મન હરનાર;
નાના રાગતરંગથી, જડઆશ્રય કરનાર. ૧૯

---

૧ દૂધ. ૨ અનાજની. ૩ કમળની.

િજળીસમ ચંચળ ઘણી, ઉપજી થાય વિલીન;
નનકુલ કરતાં ઘણી, ચપળ વળી અકુલીન. ૨૦
ીષ્મ–મૃગજળથી અધિક, લક્ષ્મી આ ઠગનાર;
હરીસમ એકરૂપથી, ક્ષણ પણ નહિ રહેનાર. ૨૧
ંચળ દીપશિખાસમી, ગતિ તેની દુર્જ્ઞેય;
એવી લક્ષ્મી સ્વભાવથી, માનું હું બહુ હેય. ૨૨
ંહારે સિંહણસમી, કરીન્દ્રનરનાં કુળ;
ુદ્ધવિશારદ કારમી, આ લક્ષ્મી વિણ ભૂલ. ૨૩
ીતલ ધારસમ ખડ્ગની, પણ લક્ષ્મી બહુ ક્રૂર;
ૃદય ક્રૂર માનવીતણાં, આશ્રયમાં ચકચૂર. ૨૪
રણ કરે છે પારકું, જોઉ ઘણું ધીમાન!
ક્રુપાય છે જેમાં ઘણી, દુષ્ટ આધિ મતિમાન! ૨૫
એવી આ લક્ષ્મી ઘણી, દિસે અમંગલ તાત!
સુખકારક નથી લાગતી, દુઃખકારક સાક્ષાત. ૨૬
'રિદ્રતા નિજ શોક્યને, કાઢે જો કે દૂર;
આલિંગે તે આદરે, પાછી આવીને શૂર. ૨૭
ંપટ લક્ષ્મી એ રીતે, અહો! ખેદની વાત;
નિર્લજ થઈ તે પુરુષની, ભેટ કરે સાક્ષાત. ૨૮

**ઉપજાતિ વૃત્ત.**

મનોહરી ચિત્તની વૃત્તિ કર્યે,
દુઃખે મળે ભંગુર જે પ્રકર્ષે[1];
સર્પોતણા ગાત્રથી વીંટળેલી,
લક્ષ્મી કુવા જીર્ણની પુષ્પવેલી. ૨૯

૧ અતિઘણી.

# સર્ગ ૧૪ મો.*

## મૂર્ખના જીવતરની નિંદા.

અગ્ર ભાગપર પાનના, જલબિંદુસમ સ્થિર;
ઉન્મત્તસમ ઝટ જાય છે, આયુષ્ ત્યજી શરીર. ૧
વિષયસર્પવિષસંગથી, જર્જર જેનું ચિત્ત;
આત્મવિવેક ન જેહને, તેનું વ્યર્થ જીવિત. ૨
પરિમિત દેહાદિકવિષે, અવળો નિશ્ચય આમ;
આત્મસ્વરૂપજ આવડું, કરી એહાજ તમામ. ૪
જ્ઞેય જાણ્યું જેનો થયો, પરમ પદે વિશ્રામ;
સમભાવી તે નરતણું, સુખદ આયુ સૌ ઠામ. ૩
સંસૃતિરૂપ વાદળમહી, તડિત[1]સમૂહસમાન;
ચંચળ આ આયુષ્યથી, શું સુખ કહો વિદ્વાન ? ૫
વીંટી શકે કો' વાયુને, તોડે નભને તેમ;
તરંગગણ ગુંથી શકે; આયુષ્યનું નથી એમ. ૬
શરદભ્રસમ આયુ આ, અતેલ દીપસમાન;
ચંચળ નીરતરંગસમ, આપે નિજનું ભાન. ૭
આશ શક્ય ધરવાતણી, વીજળીપુંજતરંગ;
પ્રતિબિમ્બો ત્યમ ચંદ્રનાં, નભઅંબુજના રંગ; ૮
(પણ) અસ્થ આયુ ધરવાતણી, શક્ય કદિ નવ હોય;
અસ્થિર આયુ વહી જતું, રોકી શકે નવ કોય. ૯

---

* કામાદિક બહુ દોષથી, જરાવ્યાધિથી ગ્રસ્ત;
નિંદાશે અહિં મૂર્ખનું, જીવન આયુ સમસ્ત.

૧ વીજળી.

ખચરી ઇચ્છે ગર્ભને, મરણદુઃખને કાજ;
દીર્ઘ આયુષ એ રીતે, ચહે મૂર્ખશિરતાજ. ૧૦
આ ભવભટકણને વિષે, સર્ગ[1] સમુદ્રસમાન;
કાયવલ્લીનું ત્યાં દિસે, પરપોટાસમ ભાન. ૧૧
તે કારણથી હે મુને ! ગમે ન જીવવું અંધ;
જીવિત ખરું તે જ્યાં નહિ, લેશ ક્લેશનો ગંધ. ૧૨
પામે પ્રાપ્યજ જેથકી, ફરી શોક નવ થાય;
સ્થાન પરમ વિશ્રાંતિનું, તે જીવિત કહેવાય. ૧૩
જીવે છે મૃગપક્ષિઓ, તરુઓ પણ મુનિ ! તેમ;
મર્યું મન જેનું મનથકી, તે જીવ્યો સુક્ષેમ. ૧૪
સાધુ જીવન તે નરતણું, જગ જન્મ્યા તે એશ;
જન્મ ધરે નહિ જે ફરી, જરઠ ગર્દભો શેષ. ૧૫
વિવેકવિણ જન શાસ્ત્રનો, વ્યર્થ વહે છે ભાર;
વિરાગવિણ નરનો સદા, વૃથા જ્ઞાનભંડાર. ૧૬
ઉપશમતા પામ્યાવિના, મન છે ભારઅગાર;
જાણ્યું ન જો નિજ રૂપ તો, વૃથા શરીર છે ભાર. ૧૭
આયુ, મન, રૂપ, બુદ્ધિને, ચેષ્ટા ને અહંકાર;
દુર્બુદ્ધિમન દુઃખ સૌ, મજુરને જ્યમ ભાર. ૧૮
શાંતિતૃપ્તિહીન આયુ આ, છે આપદરે'ઠાણ;
માળો રોગવિહંગનો, બહુ પરિશ્રમનું સ્થાન. ૧૯
હણે કાલ આયુષ્યને, ઉંદર જ્યમ દર જીર્ણ;
નિશદિન ખંતથી ખેદવિણ, કરી શરીર વિશીર્ણ. ૨૦

---

૧ સૃષ્ટિ.

શરીરરૂપ દરમાં રહી, વિષસમ દાઢ દેનાર;
રોગ ભયંકર સર્પસમ, આયુવાયુ પીનાર. ૨૧
તુચ્છ રહે નિજ અંતરે, કીટ કોરી ખાનાર;
જેમ કાષ્ટને ક્રૂર ઘણુ, નિશદિન કોતરનાર. ૨૨
એ વિધ કાપે કાયને, લોહીપરુ ઝરનાર;
તુચ્છ ક્રૂર દુઃખો સદા, અંતર જે રહેનાર. ૨૩
ઘાટી ઇચ્છા મન ધરી, મૂષક મારવા જેમ,
બિડાલ તાકે ટમટમી, કાળ જનોને તેમ. ૨૪
ગર્વાદિક ગુણવાળી આ, વેશ્યા જરા અસાર;
બહુઆશી[1] જન અન્નને, કરેજ ત્યમ નિઃસાર. ૨૫
સજ્જન દુર્જનને ત્યજે, અલ્પ દિવસમાં જેમ,
તરછોડી ત્યજી જાય છે, યૌવન તનને તેમ. ૨૬
અભિલાષા ત્યમ જારની, રૂપ ભણી દેખાય;
આયુષ હરવા કાળ આ, તત્પર તેમ જણાય. ૨૭

## દ્રુતવિલંબિત વૃત્ત.

જીવનમુક્તિસુખ સ્થિર જ્યાં નહિ,
ગુણસુવર્જિત જેહ સદા અહિં;
મરણભાજન આયુસમી અહો!
નથીજ વસ્તુ જગે અતિ તુચ્છ કો. ૨૮

---

૧ બહુ ખાનાર

# સર્ગ ૧૫ મો.*

## સર્વ અનર્થનું મૂળ જે-અહંકાર તેની નિંદા.

**શ્રીરામઃ—**

મુધા[1] મોહથી ઉપજી, વ્યર્થજ જે વધનાર;
ભય દે મિથ્યામય મને, શત્રુ દુરહંકાર. ૧
અહંકારવશેજ આ, વિવિધાકૃતિ[2] સંસાર;
દોષકોશકદર્થના[3], અતિદીનને દેનાર. ૨
અહંકારથી આપદો, અહંકારથી શોક;
'હંકારે રાગાદિકો "હું મારું" નો રોગ. ૩
અહંકાર જુનો અરિ[4], કહો જાણી એમ;
ખાતોપીતો નથી મુનિ ! ભોગ ભોગવું કેમ ? ૪
દીર્ઘજ માયાવાગુરા,[5] રજની આ સંસાર;
અહંકાર કિરાત[6]થી, પસરી મન મોહનાર. ૫
પર્વતખાખરવૃક્ષ જયમ, દીર્ઘ અને ભયકાર;
મહાદુષ્ટદુઃખો ઘણાં, પ્રસવે છે (અ)હંકાર. ૬
રાહુમુખ શમ–ઈંદુનું, ગુણકમલહિમવીજ;
શરદ જ સમતા[7]મેઘની, ત્યજું અહંકૃતિબીજ.. ૭

---

* સર્વ અનર્થઆરંભનો, મૂલસ્તંભ (અ)હંકાર;
મમતામૂલવિશેષ તે, અહિં નિંદાય અપાર.

૧ વ્યર્થ. ૨ વિવિધ+આકૃતિ. ૩ કુત્સિત ધનભાવ. ૪ શત્રુ. ૫ જાળ. ૬ ભીલ. ૭ સમતારુપ મેઘની શરદ.

રામનામ નહિ મુજવિષે, નથી ભાવ કે વાંછ;
આત્મરૂપમાં જિન[1]સમો, ચહું બેસવા શાંત ૮

અહંકારને વશ રહી, કર્યાં હોય જે કામ;
ખાધાં પીધાં હોમીયાં, નિષ્ફલ તે જ તમામ. ૯

દુઃખી થાઉં આપત્તિથી, પ્રકટે જો અભિમાન;
"હું છું" એવી રીતનું, નહિતર સુખનું ભાન. ૧૦

માટે ઉત્તમ એજ કે, રહેવું વિણુ અહંકાર;
તે કારણથી રહું મુનિ !, શાંત બની નિર્ધાર. ૧૧

ભોગસમૂહ ભંગુર ઘણો, 'હંકારે નહિ સાર;
તેથી તે તજવા મુને !, મુજ નિશ્ચય નિર્ધાર. ૧૨

વિસ્તારે નિજ ગાત્રને, અહંકારરૂપ મેહ;
વિકાસ પામે ત્યાંસુધી, તૃષ્ણાતરુ અછેહ[2]. ૧૩

બની જાય જવ વાદળું, અહંકારનું શાંત;
તૃષ્ણાતડિત જ તે સમે, શોધી જડે નહિ ભ્રાંત. ૧૪

અહંકારવિંધ્યાચળે, મનરૂપ મત્તમતંગ;
ઘનાસ્ફોટથી[3] ગર્જતો, જ્યમ વારિદનો જંગ[4]. ૧૫

દેહમહાવનમાં અહિં, વસે કેસરીસિંહ,
અહંકાર ધાટોજ જે, નચવે છે નરસિંહ. ૧૬

રાજ્ય કરે તે ગર્વથી, વિસ્તારી અધિકાર;
જગત સર્વ નિજ કાબુમાં, લઈ વિલસે નિર્ધાર. ૧૭

---

૧ અહિંસાપરાયણ બુદ્ધ. ૨ અછેદ્ય. ૩ ઘન પથ્થરના અથડાવાથી ઉઠતા અવાજની પેઠે. ૪ લઢાઈ.

તૃષ્ણાતંતુ વાપરી, અહંકાર મહાજાર[1]
પરોવીને બહુ જન્મને. ગળે ધરે છે હાર. ૧૮
આ જગમાં એ વૈરીએ, ફેલાવ્યો મુનિરાજ !
પુત્રમિત્રદારાદિનો, મંત્રતંત્રવિણ સાજ. ૧૯
અહંકાર "હું હું" રૂપો, મૂળથી જો છેદાય;
નાની મોટી સૌ આધિઓ, સ્વયં નષ્ટ થઈ જાય. ૨૦
અહંકારરૂપ વાદળું, શાંત પડયે મુનિરાય !
શમનાશક મનગગનનો, મોહજ ધુમર વિલાય. ૨૧
નિરહંકાર વૃત્તિ છતાં, મન શોકે પીડાય
મૂર્ખપણાથી; હે મુને ! કહો ઉચિત સુખ થાય. ૨૨

### વસંતતિલકા વૃત્ત.

સર્વાપદોનું મૂળ જ્યાં ગુણ જ્યાં ન કાંહી,
દે દુઃખ જે ચળ રહી હૃદયોની માંહી;
સ્વપ્ને ન તે ધરું અહંકૃતિલક્ષ્મને[2] હું,
સંપાદ્યશેષ ઉપદેશ તમોથી ચાહું.

## સર્ગ ૧૬ મો.*

ચિત્ત અને મનના દોષો,

### દોહરા.

ચળ ચિત્ત ચળતું દોષથી, પિચ્છ પવનથી જેમ;
સેવન તજીને સંતનું, શિથિલ બને એ એમ. ૧

૧ મોટો જારપુરુષ ૨ અહંકારરૂપ ડાઘને.

*ચિત્તતણા દોષો અહિં, મનના સૌ પણ તેમ;
યુક્તિસહ દષ્ટાંતથી, કહે રામ સપ્રેમ.

આમ તેમ દોડે ઘણું, બની વ્યગ્ર ને દીન:
શ્વાનસમું આ મન બને, વ્યર્થજ પરમાધીન. ૨
પુષ્કળ ધન મળવા છતાં, મન પામે નહિ તોષ;
પૂર્ણપણું તેને નથી, નથી કદિ સંતોષ. ૩
કરંડીઆ જ્યમ વાંસના, જળથી કદિ ન ભરાય;
ભરે યત્નથી તોય પણ, તે ખાલી થઈ જાય. ૪
જુથથી મૃગ છુટો પડ્યો, નવ પામે સુખ જેમ:
દુરાશદોરસુબંધને, શૂન્યજ મન મુનિ તેમ. ૫
તરણુવત્ ચંચળ અરે ! વિષય ત્યજી મન લેશ;
ક્ષણ પણ સ્થિતિ કરતું નથી, હૃદયદેશમાં બેશ. ૬
મંદરનગના ક્ષોભથી, ક્ષીરસાગરનીર જેમ:
દશે દિશે ફેલાય છે, ચંચળ મન પણ તેમ; ૭
વિષયમનનના ક્ષોભથી, દોડે છે બહુ દેશ;
શાંતિ લેશ પામે નહિ, ઉપજાવે બહુ કલેશ. ૮
ભોગ લાભ ઉત્સાહનાં, મોજાંઓથી રુદ્ર;
જાળભમરીથી ભરેલ છે, મહામનરૂપ સમુદ્ર. ૯
માયારૂપ મગરો જ્યહાં, ઉપજાવેજ અનર્થ;
તે અર્ણવને રોકવા, મુનિ ! હું નથી સમર્થ. ૧૦
ભોગતૃણઅભિલાષથી, મનહરણું બહુ દૂર;
ગતપાત સમજ્યા વિના, દોડે થઈ ચકચૂર. ૧૧
અર્ણવસમ મુજ મન અરે ! ચંચળપણું નિજ લેશ
ત્યજે નહિ વ્યાકુળ બની, ધરી વૃત્તિમાં કલેશ. ૧૨
ચંચળ ચિંતાભારથી, ચંચળ વૃત્તિ તમામ;
પિંજરે પૂર્યો સિંહસમ, ધરે ન ધૃતિ કો ઠામ. ૧૩

વિણ ઉદ્વેગે જ્યમ હરે, હંસ પાણીથી ક્ષીર;
મોહરથે ત્યમ મન ચઢી, હરે સામ્યસુખનીર. ૧૪
અનેક કલ્પના જાળમાં, વૃત્તિગણ થઈ લીન
ઉઠાડયો નથી જાગતો, તપું હું તેથી ખિન્ન. ૧૫
તૃષ્ણારૂપ સુતરતણી, રાખી ગ્રંથિ દૃઢ હાથ;
ચિત્તપારધ બાંધે મને, પંખીસમ મુનિનાથ ! ૧૬
ચિંતારૂપ જવાળા અને, રોષધૂમે બળવાન;
ચિત્તવૃત્તિ બાળે મને, તરણાં શુષ્ક સમ ન. ૧૭
તૃષ્ણારૂપ નિજદારથી, અનુગામી આ ચિત્ત;
અનુગામી જ્યમ શ્વાનની, હોય શુનીજ ખચિત. ૧૮
શ્વાન ભક્ષણ શબતણું, કરી સંતોષે જેમ
પમાડીને અજ્ઞાનતા, ચિત્ત ખાય જન તેમ. ૧૯
દુર્લભ વિષયે વૃત્તિઓ, જેની બહુ અથડાય,
તરંગસમ ચંચળ અને, જે જડરૂપી જણાય, ૨૦
એવી ચિત્તનદી મને, તાણી જાય બહુ દૂર;
તીર ઉપરના ઝાડને, પાડી વહે જ્યમ પૂર. ૨૧
શૂન્ય સ્થળે ભટકાવવા, કરવા ભલતો પાત;
તાણી જાય દૂર ચિત્ત મને, તૃણ જ્યમ ઝંઝાવાત. ૨૨
ઉતરવા ઉન્મુખ થતાં, જલધિ આ સંસાર;
સેતુસમ રોકે મને, કુચિત્ત નિત્ય અપાર. ૨૩
દોર કુવાને લાકડે, વળગી રહે છે જેમ;
ચઢ ઉતરના કામમાં, મને દુષ્ટ મન તેમ. ૨૪
અરૂપ છતાં અજ્ઞાનથી, મોટું રૂપ ધરનાર;
ચિત્તભૂત પકડી મને, દે બાળકસમ માર. ૨૫

અધિક ઉષ્ણ વહ્નિથકી, વજ્રથકી બળવાન;
અતિક્રમણ જેનું કઠિન, પર્વતથી મતિમાન. ૨૬
તે આ દુષ્ટ પિશાચરૂપ, મુજ મન વશ નવ થાય;
નિગ્રહ તેનો યત્નથી, કષ્ટે સાધ્ય ગણાય. ૨૭
પક્ષી ઝડપે માંસને, ત્યમ વિષયોને ચિત્ત;
ચિર આરંભ્યા કાર્યને, ત્યજે શીઘ્ર ખચીત. ૨૮
સામગ્રી રમવાતણી, મળવાથી જ્યમ બાળ;
ચિરકાલીન અભ્યાસીને, ત્યજી દેય તત્કાળ. ૨૯
સ્વભાવ જેનો જડ અરે, જે ચંચળ અત્યંત;
જન્મમરણની જ્યાં અતિ, ઘુમરિયો મતિમંત. ૩૦
ખેંચી જાય તે આ મને, મન અબ્ધિ બહુ દૂર;
કામઆદિ ષડ્ શત્રુરૂપ, સર્પો જ્યાં છે શૂર. ૩૧
મહાન અબ્ધિના પાનથી, અગ્નિ અશનથી મહાન્;
મેરુ ઉન્મૂલનથી અરે! વિષમજ ચિત્તવિધાન.[૧] ૩૨
ચિત્ત જ કારણ દૃશ્યનું, તેમાં છે જગભાન;
જે હણાયું જગ હણે, યતવું[૨] તેનું હાન. ૩૩

**વસંતતિલકા વૃત્ત.**

ઉઠે અસંખ્ય વન પર્વતમાંથી જેમ,
ઉઠેજ ચિત્તથી ઘણાં સુખદુઃખ તેમ;
તે જો વિવેકવશ થઈ તનુભાવ પામે,
માનું, મુનિ! ગલિત થાય જ દુઃખ નામે. ૩૪

૧ ચિત્તનો જય. ૨ પ્રયત્ન કરવો. જેના નાશથી જગનો નાશ થાય તેના નાશનો યત્ન કરવો.

### માલિની વૃત્ત

ગુણજયનોં મુમુક્ષુ, આશ બાંધેજ જ્યાંહિ,
ચિત્ત અરિ જિતવા તે, મેં કસી કેડ આંહિ;
જડ મલિન કલા ના, મેઘની ચંદ્ર ચ્હાયે,
ચહું ન અતિ વિરાગે, લક્ષ્મીને હું જરાયે. ૩૫

## સર્ગ સત્તરમો *

તૃષ્ણાની નિંદા.

**શ્રી રામ:—**

હૃદયગુણોને દાબતી, અંધારી આ રાત;
અનંત તૃષ્ણા છે અહિં, ઘુવડોની સાક્ષાત. ૧
ઘુવડપંક્તિસમ ઉડતા, સ્ફુરે દોષ અપાર:
એ રજનીના જોરથી, કામાદિક નિઃસાર. ૨
રસકોમળતા શોષીને, ઉપજાવી સંતાપ,
ચિંતાએ સુકવ્યો મને, જ્યમ કાદવને તાપ. ૩
અરણ્યરૂપ મુજ ચિત્તમાં, મોહ અંધ કરનાર;
આશાપિશાચી શૂન્યમાં, ત્યાં નાચે હદપાર. ૪

---

* સર્વ પાપના ઓઘની, જનની તૃષ્ણા એક;
દળદર દીનતા મૃત્યુને, તે દેનારી છેક;
ભમાવતી સૌ જગતને, નિંદાશે આ સર્ગ,
સાવધાન મનથી ધરો, હૈયે મુમુક્ષુવર્ગ!

તૃષ્ણાક્ષેત્રે ઉગતા, ચિંતાચણના છોડ;
ધંતુરા ઉપવનસમી, અનહદ દ્રવ્યની દોડ. ૫
ધંતુરાના છોડથી, ચણકો ઉજ્જવલ જેમ;
ધનદોડે[1] ફીકી પડે, ચિંતાચણ પણ તેમ. ૬
ઝાકળથી જ વિકાસને, પામે ચણકો જેમ;
વિલાપઅશ્રુના જોરથી, ચિંતાતરુ પણ તેમ. ૭
મધ્યભાગથી ઉઠતી, મહાસાગરની લ્હેર;
હાલકલોલક થઇ અતિ, કરે ભમાવી કહેર. ૮
ધનઅર્જન કરવાતણો, કષ્ટ ભર્યો બહુ ચાહ
પ્રકટાવી તૃષ્ણા અતિ, ઉપજાવે બહુ દાહ. ૯
ક્ષોભ પમાડી ચિત્તમાં, ભટકાવે સઉ દેશ;
દેહપર્વતે તે વહે, તૃષ્ણાનદી બહુવેષ.[2] ૧૦
તિરસ્કાર કરવાથકી, અસત્ય વદવે વેણ;
બીજી પણ અવળી ઘણી, પ્રવૃત્તિ છે દુઃખદેણ; ૧૧
તેને મોજાં જાણવાં, તીવ્ર કરે ઘુઘવાટ;
તૃષ્ણાનદી તેથી બને, અતિ ચંચળ ને દાટ. ૧૨
એક સ્થલથી અન્યમાં, સત્વર ચાલી જાય:
વેગ રોકવા તેતણો, ચિત્ત સમર્થ ન થાય. ૧૩
ચિત્તબપૈયો બાપડો, જ્યમ ત્યમ સામો થાય:
ત્યાંતો તૃષ્ણા તેહને, ઝટ ઘસડી લઇ જાય. ૧૪
મલિન હોય વંટોળીઓ, તે તરણાને જેમ,
ઉરાડી મુકે કો સ્થળે, તૃષ્ણા ચિત્તને તેમ. ૧૫

૧ ધનની દોડથી. ૨ બહુ વેષવાળી.

ઇચ્છાબલ જે જે કરું, મેળવવા ગુણજ્ઞાન;
કાપે તૃષ્ણામૂષિકા, વીણાતારસમાન. ૧૬
ભટકું ચિંતાચક્રમાં, પાણીમાં જ્યમ પર્ણ;
આકાશે જ્યમ વાદળાં, પવને સુકાં તર્ણ. ૧૭
નિજ સ્થાનને પામવા, બુદ્ધિ બની અસમર્થ;
ખગ[1]સમ ચિંતાજાળમાં, પામ્યો મોહઅનર્થ. ૧૮
શીતળના મુજ દાહને, સુધાથી પણ નવ થાય;
એવો તૃષ્ણાઝાળથી, દાઝ્યો હું મુનિરાય ! ૧૯
દૂર દૂર જઇ આવતી, ઝટ ઝટ વાર અનંત;
તૃષ્ણા મત્ત તુરંગમી, ભમતી એમ દિગંત. ૨૦
રેંટદોરી રહી હાલતી, ધરી ગ્રંથિ નિજ અંગ;
હેઠ ઉપર ફેરા ફરી, કરે નિત્ય જળ સંગ. ૨૧
તૃષ્ણા પણ તે રીતથી, કરતી જડસંસર્ગ;
હેઠ ઉપર ફેરા ફરી, સ્વર્ગનરકના વર્ગ. ૨૨
સદા ક્ષોભ ઉપજાવતી, ધરી નિજ અંગે ગાંઠ,
ભોક્તૃભોગ્યતાદાત્મ્યની; ખરેખરી એ લાંઠ. ૨૩
ઘાલેલો નિજ અંતરે, તૃષ્ણારૂપ દૃઢ દોર;
ખેંચાવે નરમેલથી, અગણિત ભાર ચકોર. ૨૪
જનરૂપ ખગ[1] આકર્ષતી, તૃષ્ણા ભીલડી રોજ;
પુત્રદારરૂપ જાળથી, પાથરીને બહુ મોજ. ૨૫
તૃષ્ણા કાળી શર્વરી[2], કરે સાક્ષને[3] અંધ;
ધીર નરો ભયભીત કરે, હરે વળી આનંદ. ૨૬

---

૧ પક્ષી. ૨ રાત. ૩ દેખતાને.

તૃષ્ણા કાળી નાગણી, કરડે કરવે સ્પર્શ;
કુટિલ જ છે કોમળ છતાં, વિષવૈષમ્યાદર્શ[1]. ૨૭
નરહૃદય બહુ ભેદતી, માયાકર દઈ ફાળ,
દેતી દીન દુર્ભાગ્યને, તૃષ્ણા રાક્ષસી કાળ. ૨૮
ફુટી ગયલું તુંબડું, સાંધેલા વળી તાર,
અવસરમાં નવ શોભતી, જર્જર જેમ સિતાર; ૨૯
નાડીગણે વીંટળાયલી, શરીર ધરતી તેમ
અવસરમાં આનંદના, તૃષ્ણા શોભે કેમ ? ૩૦
લાંબાં જેનાં ગુંચળાં, જેમાં ગાઢ ચીકાશ,
ઉપજાવે ઉન્માદને, જેની અતિ કડવાશ; ૩૧
તે આ ગહ્વરવેલડી[2], તૃષ્ણા નિત્ય મલિન;
માંજરસમ ક્ષીણ દિસતી, શૂન્ય અને ફલહીન. ૩૨
જેના દર્શન દુષ્ટથી, નહિ મંગળ આનંદ,
વ્યર્થ જ ઉન્નત જે રહે, ફોગટ જેનો ફંદ; ૩૩
જીરણ વેશ્યાસમ દિસે, જે સૌ પાછળ ધાય;
ચિત્ત વશ થાય ન કોઇનું, ફળ નવ કાંઇ પમાય. ૩૪
પ્રેક્ષક સૌ સંસારીઓ, જ્યાં રસભોગ અપાર:
તૃષ્ણા ડોશી નર્તકી, રંગભુવન સંસાર. ૩૫
તૃષ્ણાસંસૃતિજંગલે, વિષવલ્લી વિકરાળ
વાધી; કુસુમો જ્યાં જરા; ચડપડરૂપ ફલફાલ. ૩૬
શક્તિહીન છે તોય પણ, નૃત્યે તે તૈયાર;
નિરુત્સાહ છે તોય પણ, નાચે તૃષ્ણાનાર. ૩૭

---

૧ વિષવૈષમ્યનો નમુનો. ૨ ગુફામાં ઉગેલી વેલ.

ઝાકળમાં સ્ફુરતી ઘણી, પ્રકાશમાં શમી જાય;
અગમ સ્થલે વસતી ચપળ, ચિંતા ઢેલ જણાય. ૩૮

તૃષ્ણા વૃષ્ટિ નદીસમી, જડ મોજે ચકચૂર;
ક્ષણમા સૂકી થાય ને, ક્ષણ બનતી ભરપૂર. ૩૯

ચંચળ પક્ષિણી જે રીતે, તજે વૃક્ષ જે નષ્ટ;
ભજે અન્ય ફળવાનને, તૃષ્ણા પણ ત્યમ સ્પષ્ટ. ૪૦

તૃષ્ણા ચંચળ મર્કટી, અલંઘ્યપર પણ જાય;
ધરાયલી પણ ફળ ચહે, કો સ્થળ સ્થિર નવ થાય. ૪૧

આરંભા શુભ કર્મને, કરતા પહેલાં પૂર્ણ;
તૃષ્ણા ધાય અયોગ્યમાં, ક્રમવિરુદ્ધ સંપૂર્ણ. ૪૨

હૃદયકમળની ષટ્પદી[1], જાય ક્ષણે પાતાળ;
ક્ષણમાં નભમાં ઉડતી, ક્ષણ દિક્કુંજ ગુલાલ. ૪૩

સંસારજ સૌ દોષમાં, ચિર દુઃખદ આ એક;
અંતઃપુર રહેનારને, પણ સંકટમાં છેક ૪૪

ઉતારી પાડે તે અરે, છોડાવી નિજ માન;
જલદ[2]માલિકા[3]સમવળી, કરાવતી નિજ ભાન. ૪૫

તૃષ્ણા દે જડતા અતિ, રોધે પરમ પ્રકાશ;
ગહન મોહનીહાર[4]થી, થઇ વળી બંધનરાશ. ૪૬

તેણે આ સંસારમાં, કરતાં જે વ્યવહાર,
તે સૌ પ્રાણીચિત્તને, બાંધ્યાં છે નિર્ધાર. ૪૭

---

૧ ભમરી. ૨ મેઘ, વાદળ. ૩ હાર. ૪ ઝાકળ.

વિચિત્રવર્ણુ[1] વૈગુણ્યતા[2], મલિન[3]તણો આધાર;
દીર્ઘપણું ને શૂન્યતા, શૂન્યજ આશ્રય[4] સાર. ૪૮
એ સૌ તૃષ્ણાના દિસે, ઇંદ્રધનુપસમ ધર્મ;
તૃષ્ણા બહુ રંજાડતી, કરી શત્રુસમ કર્મ. ૪૯
અશનિ[5] ગુણ[6]સસ્યો[7]તણી, બોધકમળહિમઅંત[8];
ફલિતશરદ[9] દુઃખોતણી, તમસનિશા[10]હેમંત[11]. ૫૦
સંસૃતિનાટકની નદી, ચેષ્ટાનીડવિહંગ[12];
મનવનની હરિણી અને, સ્મરસંગીતનું અંગ.[13] ૫૧
મોહહસ્તીની શૃંખલા, વ્યવહૃતિસાગરલ્હેર;
દુઃખકૈરવ[14]ની ચંદ્રિકા, સૃષ્ટિવડવડસેર[15]. ૫૨
જરા મરણ ને દુઃખનાં, રત્નનું સંચયસ્થાન;
આધિવ્યાધિવિલાસનું, એ ઉન્મત્ત રહેઠાણ. ૫૩
અંધારું ક્ષણમાં કરે, ક્ષણમાં ઝાકળ જેમ;
ક્ષણમાં શુદ્ધ આલોકને, તૃષ્ણા વર્ષાવ્યોમ. ૫૪
ઉપશમને તે પામતાં, શમે શરીરવ્યાયામ;
પળે રાક્ષસો જ્યાં શમે, રાત્રિ ઘનતમસ્યામ. ૫૫

---

૧ (૧) રંગ. (૨) વિષયતરંગ. ૨ (૧) ગુણ રહિતપણું, (૨) ધનુષની પ્રત્યંચા-રહિતપણું. ૩ (૧) મલિન પુરુષ. (૨) મલિન વાદળાં. ૪ (૧) ઇંદ્રધનુષનો આશ્રય. (૨) તૃષ્ણાનો આશ્રય. ૫ વીજળી. ૬ સદ્‌ગુણ. ૭ ધાન્ય. ૮ બોધરૂપ કમળનો હિમરૂપ અંત.. ૯ દુઃખોને ફલદ્રુપ કરવામાં. ૧૦ મોહરુપી રાત. ૧૧ હેમંતઋતુની ( રાત્રિ લાંબી હોય છે. ) ૧૨ ચેષ્ટારુપ માળાનું પક્ષી. ૧૩ કામદેવને ગાન કરવાની વીણા. ૧૪ દુઃખરૂપ કમળ. ૧૫ વડવાઈ.

તૃષ્ણા ઝેરી વિષૂચિકા, પાછળ છે લાગેલ;
ત્યાં સુધી મુંઝાય મૂક[1], જન ચિત્તે રવડેલ. ૫૬
ચિંતા ત્યજવાથી ત્યજે, અખિલ દુઃખને લોક;
મંત્ર કહે આ રોગનો, "ત્યજવી ચિંતા ફોક." ૫૭
ખડ પથરા ને કાલ સૌ, ગ્રહે માનીને ભક્ષ્ય;
અંતે મરતી તરફડે, તૃષ્ણારૂપ હૃદમત્સ્ય. ૫૮
સ્ત્રી તૃષ્ણા ને રોગ એ, સૂર્ય કમળને જેમ;
ગંભીર જનને પણ કરે, ઝટ ફાટેલા તેમ. ૫૯
અંકુર[2] કંટક[3] દીર્ઘ ને, ગ્રંથિ[4] ઘણી વળી પોલ[5],
મણિસમ પ્રિય તૃષ્ણા સદા, વંશલતાસમ તોલ. ૬૦
અહો ! અતિ આશ્ચર્ય જે, કષ્ટે જે છેદાય;
તે તૃષ્ણા પણ કાપતા, મહાધિયો જગમાંય. ૬૧
વિમળ વિવેક સુખડ્ગથી, મુનિ ! હૃદય રહેનાર
તૃષ્ણા જેવી તીક્ષ્ણ છે, નહિ તેવી અસિધાર. ૬૨
તપ્તલોહતણખા નહિ, નહિ વજ્રની જ્વાળ;
(મહાજ્ઞાની અંતર વિષે, હોય ન એનું આળ.) ૬૩
દિસે પ્રથમ જ્યાં શુભ દશા, સ્નેહે ચિર ટકનાર;
ભોગવિભવથી મધ્યમાં, ઉજ્જ્વળ જે રહેનાર. ૬૪
તીક્ષ્ણ અસિત જે અંતમાં, દાહથકી દુઃસ્પૃશ્ય;
દીપશિખાસમ ધર્મમાં, તૃષ્ણા છે પ્રત્યક્ષ. ૬૫

૧ અધ્યાત્મશાસ્ત્રની કથાથી શૂન્ય. ૨ ચિંતાઓ. ૩ દુઃખો. ૪ દૃઢ અભિનિવેશ; ગાંઠો. ૫ પોલી.

મેરુસમ ડાહ્યો અને, હોય ધીર શૂરવીર;
તૃષ્ણા તુચ્છ તેને કરે, ક્ષણમાં હરી લઈ નીર. ૬૬
તૃષ્ણા નદી છે વિંધ્યની, રજોમયી મહાભીમ;
અંધારી ઘન ઝાકળે, ગહન વને વિસ્તીર્ણ. ૬૭
વિંધ્યલતાધનજાળસમ, તૃષ્ણા ઘનજંજાળ;
જાળસમ બંધન કરે, આશાપાશ કરાળ. ૬૮

**વસંતતિલકા વૃત્ત.**

માધુર્યશક્તિ રસનેંદ્રિય રહે શરીરે,
છે એક તોય દિસતી જળમાત્રમાં તે;
દુર્લક્ષ્ય તો પણ થતી તરલે સલિલે,
રૂપે રહી વિવિધ તે નદીઅબ્ધિતીરે. ૬૯
તૃષ્ણા વપુઃસ્થિત છતાં બની છે અલક્ષ્ય,
વ્યાપી રહી ભુવનમાં, થઈ ભોગ્યલક્ષ્ય;
છે એક તોય વિવિધા, સ્થળભેદથી તે,
માધુર્યશક્તિ જળની જ્યમ આંહિ હોયે. ૭૦

## સર્ગ ૧૮ મો.*

### દેહનિંદા.

આંતરડાં ને નાડીઓ, બીનાં જ્યાં ભરપૂર;
વિકાર અને પરિપાતનો, જ્યહાં ભાવ ચકચૂર; ૧

* આધિ વ્યાધિ બહુ ક્લેશનું, જરા મરણનું મૂળ;
મૂળ માનતૃષ્ણાતણું, નિંદાશે વપુ શૂલ.

સ્ફુરતો તે સંસારમાં, દુઃખ દેવાને કાજ;
દેહ તજ્ઞ[1]સમ દીસતો, અજ્ઞ છતાં મહારાજ! ૨
દેહયુક્ત આત્માતણો, થયો દેહસંસર્ગ,
ચમત્કૃતિ તેથી કરે, ત્યાં ચેતનનું ભર્ગ[2]. ૩
ભર્ગમુક્ત બનતાં અરે! સૌ સ્થળ પામે દેહ;
જડતાના નિજ રૂપને, એ છે નિઃસંદેહ. ૪
યુક્તિબળથી જો જુઓ, મુક્તિપ્રાપ્તિને કાજ:
અતિ ઉપયોગી દેહ આ, ખરે ભવ્ય મહારાજ! ૫
જડ છતાં જડમાં નહિ, નહિ ચેતનમાં તેહ;
સંશયમાં મન ડોલતાં, મોહ માત્ર દે દેહ. ૬
દેહરૂપ ઘરમાં રહી, બની વિવેકવિહીન:
આત્મા મૂઢ સમજે નહિ, થાય મોહમાં લીન. ૭
ખેદ ધરે છે અલ્પથી, અલ્પથીજ આરામ;
દેહસમો નગણો નહિ, નીચ શોચ્ય કો ઠામ. ૮
આસક્તિ કો વૃક્ષમાં, ધરતું ન છોડી સાન;
ધરે જ તે આ દેહમાં, જે છે વૃક્ષસમાન. ૯
દંતકેસરાં શોભતાં, જે આવે ને જાય;
હાસ્યપુષ્પ ઉઘડેલ જ્યાં, બહુ સુંદર લ્હેવાય. ૧૦
જ્યાં શાખા છે બાહુઓ, થડ જાડાં છે સ્કંધ;
તે ઉપર શુભ ભાગમાં, દંતપક્ષીનો રંધ્ર[3]. ૧૧
અક્ષિરૂપ ભ્રમરોતણાં, દિસે છિદ્ર બે જ્યાંહિ
મહાન ફળ લાગ્યું અતિ, મસ્તકરૂપ પણ ત્યાંહિ. ૧૨

---

૧ જાણવાવાળો, જ્ઞાની. ૨ તેજ. ૩ માળો.

કાષ્ઠકૂટકૃત છિદ્ર ત્યાં, સમજો બે આ કાન;
હસ્તપાદની અંગુલિ, કોમળ પાનસમાન. ૧૩
ગુલ્મરોગ જે દેહના, તેજ મૂળસમુદાય;
છેદન ભેદન દેહનું, વૃક્ષસમાન જ થાય. ૧૪
દેહવૃક્ષને છાંયડે, વાટમાર્ગુ જીવસંઘ
કરતો જઇને આશરો, ભુલતો પછી નિજ અંગ. ૧૫
પોતાનો કે પારકો, ગણે ન વૃક્ષને પાંથ;
આસ્થાઽનાસ્થા[1] દેહમાં, શી કરવી થઈ ભ્રાંત ? ૧૬
વારંવાર ગ્રહેલ જે, તરી જવાને તાત !
નાવસમી આ દેહમાં, આત્મભાવ શી વાત ? ૧૭
રોમ તરુસમ જ્યાં કરે, વિઘ્નગર્તસમ વાસ
શૂન્યવત આ દેહમાં, ધરવો શો વિશ્વાસ ? ૧૮
હાડ માંસ ને સ્નાયુનું, શરીર ઢોલ અસાર;
નિર્ગમધ્વનિવિણ તેહમાં, હું બેઠો માર્જાર. ૧૯
વનરૂપ આ સંસારમાં, પીપળો આ જ શરીર;
વિલસે ત્યાંતો વાંદરો, ચિત્તરૂપ અસ્થિર. ૨૦
કુંપળીઓ ચિંતાતણી, દુઃખઘણુના ત્યાં ઘાય;
ઘર કરી રહી ત્યાં નાગણી, તૃષ્ણા જે મન ખાય. ૨૧
માળા ત્યાં તો કાગના, કોપરૂપ અપાર;
ફુલ્યા ફણગા સ્મિતતણા, સુંદર મન હરનાર. ૨૨
ટેટારૂપ મહાફળ દિસે, પાપપુણ્યનો ફાલ;
શાખા સુંદર બાહુઓ, હસ્તગુચ્છ શુભ ભાલ. ૨૩

૧ આસ્થા+અનાસ્થા.

ઇંદ્રિય સૌ પક્ષીસમી, તેનો તે આધાર;
જાનુથંભઆધારથી, ઉભો વૃક્ષ નિર્ધાર. ૨૪
ચલાયમાન છે પ્રાણથી, અવયવરૂપ સૌ પાન;
શીતળ યૌવનછાયથી, રસે ભર્યો શ્રીમાન્; ૨૫
તે કારણથી સેવતા, સદા કામરૂપ પાંથ;
દીર્ઘકેશ મસ્તકતણા, તરુતૃણાવલિ[1] કાંત. ૨૬
અહંકારગીધ્રપક્ષીથી, બન્યા ઘણાજ કુલાય[2],
અંદરથી પોલું અતિ, વૃક્ષજ આ ઋષિરાય ! ૨૭
ભાતભાતની વાસના, અંકુર એજ ફુટેલ;
તેણે વીંટ્યાં મૂળીઆં, છેદી શકે કો સ્હેલ? ૨૮
દેહશ્રમ તરુદીર્ઘતા, રસહીન તેનાં કાજ;
સુખકારક મુજ મન નહિ, પીપળો આ મહારાજ ! ૨૯
ગૃહસ્થ આ અહંકારનું, કલેવર ઘર મહાન;
પડો અગર તે સ્થિર રહો ! મુજ મન લાભ ન હાન ! ૩૦
હારદોર બાંધ્યાં પશુ, ઇંદ્રિયરૂપ જે ઘેર,
ફેરા ફરતી આંગણે, જ્યાં તૃષ્ણા સ્ત્રીપેર, ૩૧
રંગાયા રાગે જયહાં, સર્વ અંગના ભાગ,
દેહરૂપ તે ઘર મને, ગમે ન લેશ મહાભાગ ! ૩૨
થયાં પીઠનાં હાડકાં, ટાળે કાષ્ઠસમાન;
તેથી કોટર સાંકડું, બન્યું ઉદરરૂપ જાણ, ૩૩
આંતરડાંરૂપ દોરથી, બંધાયું જે નેશ,
દેહરૂપ તે ઘર મને, ગમે ન હે મુનિ ! લેશ. ૩૪

---

૧ ખડની પંક્તિ. ૨ માળા.

લાંબી લાંબી નાડીઓ, કરે દોરનું કામ,
ગારો બનતો રક્તથી, જ્યાં પાણીને ઠામ, ૩૫
ઘડપણરૂપ ચુના થકી, ધોળાયું જે નેશ,
દેહરૂપ તે ઘર મને, ગમે ન હે મુનિ ! લેશ. ૩૬
રચનાઓ વિધવિધ કરી, ટકવી રાખે દેહ,
નૈષ્ઠિક ભૃત્ય[1]સુ દેહનો, ચિત્તજ નિસંદેહ, ૩૭
ખોટો મોહજ થાંભલો, મોટો જેનો નેશ,
દેહરૂપ તે ઘર મને, ગમે ન હે મુનિ ! લેશ. ૩૮
દુઃખરૂપ જ્યાં અર્ભકો[2], કરી રહ્યાં આક્રંદ,
સુખશય્યાથી જ્યાં દ્રવે, મનોરમજ મકરંદ, ૩૯
દુશ્ચેષ્ટારૂપ દાસીઓ, બળ્યા કરે જ્યાં નેશ,
દેહરૂપ તે ઘર મને, ગમે ન હે મુનિ ! લેશ. ૪૦
દ્રવ્યાદિ પ્રિય વસ્તુની, સામગ્રીથી ભરેલ
મલિન વિષયવાસણતણો, જ્યાં છે વ્યૂહ રચેલ, ૪૧
ખારલુણો અજ્ઞાનનો, જેની ભીંતે નેશ;
દેહરૂપ તે ઘર મને, ગમે ન હે મુનિ ! લેશ. ૪૨
પાયારૂપ ઘુંટી બની, જાનુજંઘઆધાર,
જાનુથંભને મસ્તકે, રહે જંઘા નિર્ધાર. ૪૩
તે ઉપર છે ટકી રહ્યું, ઊર્ધ્વ દેહરૂપ ઘેર;
હસ્તકાષ્ઠથી દૃઢ બની, મુજ મન મુનિ ! એ ઝેર. ૪૪
જ્ઞાનેંદ્રિય ઝરૂખા સમી, પ્રકટ દિસે આ ઘેર,
બુદ્ધિ સુંદર સ્ત્રીસમી, બેસી કરે જ્યાં લ્હેર, ૪૫

૧ ચાકર. ૨ બાળકો.

દીકરીઓ અગણિત અરે! ઉપજે તેને નેશ,
ચિંતારૂપ તેથી મને, ગમે ન ઘર એ લેશ. ૪૬
માલણમસ્તકકેશથી, ઢંકાયા બે કાન,
અગાશીરૂપ તેથી થયા, કુંડલથી શ્રીમાન, ૪૭
અંગુલિરૂપ ખીંટીઓ, દિસે ખરે! જ્યાં નેશ,
દેહરૂપ તે ઘર મને, ગમે ન હે મુનિ! લેશ. ૪૮
સર્વ અંગ આ દેહનાં, દિસે ભીંતસમાન;
તે પર ફુટ્યા અંકુરો, રોમરૂપ સૌ સ્થાન. ૪૯
ભીંત ભીતરમાં પોલ છે, પેટ રૂપ જ્યાં નેશ;
દેહરૂપ તે ઘર મને, ગમે ન હે મુનિ! લેશ. ૫૦
નખરૂપ જ્યાંહિ કરોળીઆ, કરી રહ્યા રહેઠાણ;
ભૂખરૂપ કુતરી જ્યાં કરે, રહી નિત્ય ભુમરાણ. ૫૧
ભયકારી પવનો અરે! નાદ કરે જ્યાં નેશ;
દેહરૂપ તે ઘર મને, ગમે ન હે મુનિ! લેશ. ૫૨
પેશનીકળ વાયુતણો, જ્યાં નહિ ક્ષણ પણ બંધ;
વદન ભીષણ જ્યાં દ્વાર છે, જીભ ભુંગળપ્રતિબંધ. ૫૩
દંતરૂપ અસ્થિતણા, જ્યાં કડકા છે નેશ;
દેહરૂપ તે ઘર મને, ગમે ન હે મુનિ! લેશ. ૫૪
ચામડીરૂપ ચુના થકી, લીસું જે મુનિરાય!
નાડીરૂપ વળી રેંટીઆ, ઘણા ફરે છે જ્યાંય; ૫૫
મનરૂપ જુના ઉંદરે, ખોદ્યું ઘણું જે નેશ;
દેહરૂપ તે ઘર મને, ગમે ન હે મુનિ! લેશ. ૫૬

સ્મિતરૂપ દીપપ્રભા જ્યહાં, એક ક્ષણ સુખદાય;
અવર ક્ષણ પુરજોશથી, જ્યાં તમ[1]થી દુઃખ થાય. ૫૭
આધિવ્યાધિનું સ્થાનને, વળી પળીઆંનું શહેર;
દેહરૂપ આ ઘર મને, હે મુનિ! લાગે ઝેર. ૫૮
ઇંદ્રિયરૂપ રીંછોતણો, ક્ષોભ કરે ગભરાટ;
કોટરશૂન્ય અસારથી, વળ્યો ઘણો જ્યાં દાટ. ૫૯
દિશા કુંજ દિસે નહિ, અંધારે ભરપૂર;
દેહરૂપ આ રાનમાં, ઉડી ગયું મુજ નૂર. ૬૦
કળી ગયો જ્યમ કાદવે, હોય હસ્તી બળવાન;
નિર્બળ કો કાઢી શકે, બહાર મુનિ! મતિમાન? ૬૧
ગારામાં સંસારના, કળ્યો છે ઘરરૂપ દેહ;
તેને મુનિ હું કાઢવા, શક્ત ન નિઃસંદેહ. ૬૨
રાજ્ય મળ્યેથી શું થયું? લક્ષ્મી મળ્યે શું થાય?
મનગત ફળાવે શું થયું? થાય મળ્યે શું કાય? ૬૩
અલ્પ જ દિનમાં કોળીઓ, સૌનો કરતો કાળ;
ભક્ષ્ય કરે જે દેહને, ધરી રૂપ વિકરાળ. ૬૪
બહાર ભીતર જેના નથી, રક્ત માંસ વિણ કાંહિ,
નાશ ધર્મ છે જેહનો, સુંદરતા શી ત્યાંહિ? ૬૫
પાળી પોષી મોટાં કર્યાં, શરીર આ સંસાર,
મરણસમે જાતાં નથી, જીવ પાછળ નિઃસાર, ૬૬
કૃતઘ્ની તેથી તે ખરાં, દિસે મને મતિમાન!
આસ્થા કો રીતની અરે! ધરે ન ત્યાં ધીમાન. ૬૭

---

૧ અંધારાથી.

મદોન્મત્ત હાથીતણા, કાન સમી છે કાય;
લટકેલું જ્યમ પાણીનું, ચંચળ ટીપું મુનિરાય! ૬૮
જાય ત્યજી મુજને અરે! શરીર આ સંસાર,
તે પહેલાં તેને ત્યજું, મુજ મન એ નિર્ધાર. ૬૯
તરણ વાયુના સ્પંદથી, કોમળ પાન શરીર;
કટુ નીરસ હલકું અરે! જર્જર નેષ્ટ સુધીર! ૭૦
લાલન પાલન યત્નથી, કર્યાં છતાં ચિરકાલ;
દેહ જાય છે કૃશ બની, હોય પાન જ્યમ બાળ. ૭૧
ભોગવતો તે ફરી ફરી, સુખ દુઃખ તેનાં તેજ;
સારાં નરસાં તોય પણ, પામે લાજ ન સ્હેજ. ૭૨
ભોગવી ચિર પ્રભુતા, અરે! સેવી લક્ષ્મીના ભાવ,
ઉન્નતિને પામે નહિ, રહે મરણનો દાવ, ૭૩
નિર્ધન ને ધનવાનને, ઘડપણ મૃત્યુ સમાન;
ગુણ અવગુણ બંનેતણા, સમજે નહિ પાષાણ. ૭૪
તો પછી તેવા દેહનું પોષણ વ્યર્થ સુજાણ;
શા કારણથી લોક સૌ, જગે કરે મતિમાન? ૭૫
ભર સંસારસમુદ્રમાં, મૌન બની રહે સુપ્ત;,
તૃષ્ણાકોતરમાં રહી, કાયકાચબો ગુપ્ત. ૭૬
ઇચ્છા અલ્પ દિસે નહિ, ઉદ્ધરવા સંસાર;
મુક્ત થયો શુભ આશથી, બની પામર નિઃસાર. ૭૭
વ્હેછે સંસૃતિસાગરે, કાયા કાષ્ઠ અપાર;
દહન માત્રના કામમાં, ઉપયોગી પડનાર. ૭૮

તણાતાંજ નજરે પડે, તેમાંથી અતિ અલ્પ,
નર નામેજ પ્રસિદ્ધિ જે, પામે કહું વિણુ જલ્પ. ૭૯

કાર્ય ન કાંહિ વિવેકીનું, દેહલતાસંગાથ;
દુષ્ટપણું ગાઢું અને, અધોગતિ જેસાથ. ૮૦

વિષયકીચડના કોશમાં, રહી વૃદ્ધ બની જાય;
દેહરૂપ આ દેડકો, રે ! ઝટ નષ્ટ જ થાય ૮૧
કઇ રીતે કેવો બની, કોથી તે ન કળાય.

શોચ્યું નિશદિન હે મુને ! કો વિધ અમર થવાય ? ૮૨
રવ્યોમમાર્ગથી ઉડતા, કોથી નવ દેખાય;
કાયા સૌ વંટોળીઆ, બનેજ નષ્ટાકાર. ૮૩

જતા આવતા વાયુની, મનદીપની મુનિરાય !
ગતિ કળાય અહિંઆં કદિ; દેહની ના જ કળાય. ૮૪
ધિક્ ધિક્ તે નરને અહિં, કરતા જે ઉન્માદ,
મદિરા પીને મોહની, ધરે ન લેશ વિષાદ; ૮૫
બાંધી બેઠા દેહમાં, સુદૃઢ આસ્થા જેહ;
સ્થિર ધારી સ્થિતિ જગતણી, સ્થિર ધારી વળી દેહ. ૮૬
રે ! હું નથી આ દેહનો, નથી મારો આ દેહ;
નિજમાં વિરમે એ રીતે, પુરુષ ખરો છે તેહ. ૮૭
મનહર અતિશય લાભની, માન અપમાનની દૃષ્ટિ;
તન્વાસ્થી[1] નરને હણે, કુત્સિત મનની જ સૃષ્ટિ. ૮૮

૧ શરીરમાં આસ્થા રાખનાર.

સુએ શરીરબખોલમાં, તૃષ્ણા કોમળકાય,
ચમત્કૃતિ હંકારની, પિશાચણીજ જણાય. ૮૯

છળતી તે અમ સર્વને, દેખાડી બહુ સાર;
સારરહિત સૌ વસ્તુમાં, રચીને કપટ અપાર. ૯૦

પ્રજ્ઞા બાપડી એકલી ! નથી વિવેકની સહાય;
કષ્ટ મોટું આવી પડ્યું ! શું કરવું મુનિરાય ! ૯૧

મિથ્યાજ્ઞાન કુરાક્ષસી, બાંધી કાયમાં આશ;
લુંટી લઇ સદ્બુદ્ધિને, ઉપજાવેજ વિનાશ. ૯૨

દૃશ્યરૂપ આ જગવિષે, નથી કાંઇ પણ તથ્ય;
તોપણ દેહ અભાગીઓ, ઠગે સર્વને સત્ય. ૯૩

ઝરણાનું ટીપું પડે, અલ્પ સમયમાં હેઠ;
કાયપર્ણ પણ યત્ન વિણ, પડે જીર્ણ થઇ ઠેઠ. ૯૪

પરપોટા જ્યમ પાણીના, ઉપજીને અળપાય;
કાર્યભ્રમણઆવર્તમાં,[1] નિષ્ફળ દેહ જણાય. ૯૫

મિથ્યાજ્ઞાનવિકારરૂપ, સ્ફુટતર જેનો નાશ;
ભ્રમનગરરૂપ દેહમાં, ધરું ન ક્ષણ પણ આશ. ૯૬

ગંધર્વોના નગરમાં, તડિત્[2] અભ્રમાં[3] જેહ;
સ્થિરતારૂપ વિશ્વાસને, ધરે વિના સંદેહ; ૯૭

ભલે ધરો તે જગવિષે, વિગ્રહમાં[4] વિશ્વાસ;
મુનિ ! ધરું ના હું કદિ, લેશ દેહમાં આશ. ૯૮

---

૧ કાર્યભ્રમણારૂપ ભમરીઓમાં. ૨ વીજળી. ૩ વાદળમાં. ૪ શરીરમાં.

### દ્રુતવિલંબિત વૃત્ત.

સતત ભંગુર કાર્યની રાજિમાં[1]
વિજયીમાં વિજયી હઠવૃત્તિમાં;
પ્રબલ દોષભરેલ કલેવરું[2]
તૃણસમું ત્યજી હું સુખમાં ઠરું. ૯૯

## સર્ગ ૧૯ મો.*

બાલ્યજુગુપ્સા.

શ્રી રામઃ—

વિવિધ જાતનાં કાર્ય જ્યાં, ઉપજાવે આવેશ,
સાગરતરંગસમ અરે ! સાગરસમ જે દેશ; ૧
અતિચંચળ સંસાર તે, જન્મી ત્યાં ધરી ગર્વ,
અનુભવ કેવળ દુઃખનો, કરી રહ્યા જન સર્વ. ૨
અશક્તિ તૃષ્ણા આપદો, મૂકમૂઢના ભાવ,
દૈન્ય, લોલતા, લાલચો, એ સૌનો વર્તાવ ૩
દિસે દશામાં બાલ્યની; ત્યાં નહિ સુખનો લેશ;
મૂઢમન સુખને ત્યાં જુએ; વિવેકીમન તે કલેશ. ૪

---

૧ હારમાં. ૨ શરીર.

* ક્ષુધા તૃષા ને ચપળતા, અશૌચ ને અજ્ઞાન,
દૂષિત આ સૌથી અને, જે છે પક્ષિસમાન; ૧
તેવું આ બાળકપણું, નિહાળે આ સર્ગ;
જેથી ધરે ન હર્ષ ત્યાં, મુમુક્ષુજનનો વર્ગ. ૨

બાલ્યપણું બંધનસમું, કરિને[1] જ્યમ આલાન;[2]
રોષ રુદન ભય દે ત્યહાં, જ્યહાં મતિ નાદાન. ૫

જરા, મરણ ને રોગમાં, દુઃખ યૌવનમાં તેમ;
પીડે ન ચિંતા હૃદયને, શૈશવમાં તે જેમ. ૬

જીવન તિર્યક્‌જાતિનું, સૌથી રે ! નિંદાય;
શિશુજીવન ચંચળ અધિક, મૃતિથી[3] પણ દુઃખદાય. ૭

શૈશવમાં પ્રતિબિંબસમ, રહે છે ઘન અજ્ઞાન;
નાનાવિધ સંકલ્પથી, તુચ્છ જ તે મતિમાન. ૮

ગમતું ન મળતાં મન બને, છિન્નભિન્ન તત્કાળ;
દશા બાળપણ દુઃખની, જ્યાં નહિ સુખશેવાળ, ૯

જળ વાયુ ને વહ્નિથી, ડગલે ડગલે બ્હીક;
ઉપજે અજ્ઞાને અતિ, તેથી ન ભીતિ અધિક. ૧૦

રમતોમાં, દુષ્કર્મમાં, દુર્વિલાસમાં તેમ;
બાળ દુરાચરણોવિષે, ધરે મોહ ને પ્રેમ. ૧૧

દુર્વિલાસ ને તુચ્છતા, નિષ્ફળ કર્મપ્રયાસ;
બાલ્યદશામાં દિસતા, નહિ શાંતિની આશ. ૧૨

રહે અટપટા ગર્તમાં, ઘુવડો જેમ મલિન;
દુરાચાર દુષ્ટાધિઓ, સૌ શૈશવમાં લીન. ૧૩

શૈશવ શાસનયોગ્ય છે, નથી શાંતિને કાજ;
રમ્ય એમ મૂઢ જે ક્હે, ધિક્ તેને મહારાજ ! ૧૪

---

૧ હાથીને. ૨ બાંધવાનો સ્તંભ. ૩ મરણથી.

હિંદોળાસમ ભટકતું, અનેક વૃત્તિમાં જેહ;
ત્રિલોકમાં પણ જે નહિ મંગળ, સુખદ ન તેહ. ૧૫
સર્વ દશાથી બાલ્યમાં, દશગુણ ચંચળ હોય
આ મન પ્રાણી સર્વનું, મૂળ સ્વભાવથી સોય. ૧૬
મન ચંચળ ને બાળપણ, ચંચળતમ[1] નિર્વાણ;
મળી અનર્થ ઉપજાવતાં, તેથી કરે કો ત્રાણ[2] ? ૧૭
સ્ત્રીલોચન ને વીજળી, અગ્નિઝાળ, તરંગ,
શિખ્યાં ચપળતા નિજ તણી, શિશુમનથી લઇ રંગ. ૧૮
સર્વ ક્રિયા સાથે રહી, કરતાં ભ્રાતસમાન;
સંતત ભંગુર છે અરે ! શૈશવ મન નિર્વાણ. ૧૯
દુઃખદ સૌ વ્યસનો અને, દોષ દુરાધિપ તેમ;
જીવે આશ્રયે બાલ્યનાં, આશ્રિત ધનીના[3] જેમ. ૨૦
મળે ન વસ[4] જો નવનવી, શિશુમન નિત્ય હરનાર,
મૂર્છાને તે પામશે, વિષસમાન ક્ષયકાર. ૨૧
બાળ રુઠે છે અલ્પથી, અલ્પથી થાયજ તુષ્ટ;
શ્વાનરીત બાળક રમે, જ્યહાં ગંદકી દુષ્ટ. ૨૨
જડતા કર્દમ[5] બાષ્પતા,[6] શિશુની ભૂમિસમાન;
હોય તપ્ત જે તાપથી, કરી વૃષ્ટિનું પાન. ૨૩
દીન, બ્હીકઆહારપર,[7] મન અંગે બહુ લોલ;
અભિલાષા જ્યાં મન કરે, માગે શિશુ વિણ તોલ. ૨૪

---

૧ સૌ ચંચળ પદાર્થોમાં ચઢીઆતું. ૨ રક્ષણ. ૩ પૈસાદારના. ૪ વસ્તુ. ૫ કાદવ. ૬ (૧) બાફ, (૨) આંસુ પડવાની સ્થિતિ. ૭ પરાયણ.

એવી બાલ્યદશા દિસે, દુઃખકાજ નિષ્પાપ !
જે ઇચ્છિત પામે નહિ, થાય દુઃખ પરિતાપ. ૨૫
યુક્તિ નેષ્ટ ઠગવા તણી, કરે બોલી બહુ વક્ર,
દુષ્ચેષ્ટાથી બાલ્યની, ઉપજે છે દુઃખચક્ર. ૨૬
તેવાં શૈશવ દુઃખશાં, દુઃખ ન ક્યાં દેખાય;
અબળ બાળ ખિન્નજ બની, છિન્નહૃદય થઇ જાય. ૨૭
તપે વનસ્થલ ગ્રીષ્મમાં, પ્રખર તાપથી જેમ;
નિજ મનબળસંકલ્પથી, તપે બાળ આ તેમ. ૨૮
હોય પુરાયો અગડમાં, હસ્તી કો બળવાન,
વિષસમ દારુણ દુઃખને, પામે જ્યમ મતિમાન, ૨૯
બાલક પણ ત્યમ પામતાં, જઇ શાળામાં કષ્ટ;
ભયભારે ગુરુમારના, પરવશ બની રહે સ્પષ્ટ. ૩૦
સંકલ્પો વિધવિધ કરે, ધરે આશયો તુચ્છ;
મિથ્યામયમાં સત્યની, કરે બુદ્ધિ વિણ પૂછ. ૩૧
તેથી સ્પષ્ટ દિસે અતિ, દીર્ઘ દુઃખનું મૂળ;
બાલ્યદશા છે વિશ્વમાં, સમજુને મન શૂળ. ૩૨
રીઝવવા જન જો કહે, દઉં રમવા ત્રણ લોક;
વિણ વિચાર તે માગશે, બાળક ધરી હઠ ફોક. ૩૩
જોઇ ચંદ્ર આકાશમાં, માગે લાવો એહ;
મૂરખતા બહુ બાલ્યમાં, સુખ ક્યમ આપે તેહ ? ૩૪
અંતર્જ્ઞાન છતાંય જે, ટાળી શકે નવ લેશ
ટાઢ તાપ, તો શું કહો, બાળકલક્ષવિશેષ ? ૩૫

રહે છે ભયઆહારમાં, બાળક વિહગ[1]સમાન;
ઇચ્છે ઉડવા હસ્તથી, ધરી પક્ષિસમ તાન. ૩૬
માત પિતા ને ગુરુથકી, જ્યેષ્ઠ બાળથી તેમ,
ઇતર જનોથી પણ રહે, શિશુમન ભીતિ જેમ, ૩૭
ઇતર સ્થળે તેવી નહિ, જોઇ ભીતિ મેં સ્થિર;
તેથી સિદ્ધજ થાય છે, શૈશવ ભયમંદિર. ૩૮

દ્રુતવિલંબિત વૃત્ત.

સકલ દોષથી દૂષિતબુદ્ધિની,
શરણ જે અવિવેકવિલાસિની;
અહિં થતી ન જ હે મુનિ ! કોઇની,
શિશુદશા, પુરી રે ! પરિતુષ્ટિની. ૩૯

# સર્ગ ૨૦ મો.*

## યૌવનનિંદા.

**શ્રીરામઃ—**

ત્યજીને બાલ્યઅનર્થને, ધરી ભોગ ઉત્સાહ,
ચઢતો યૌવનચક્રપર, પુરુષ પામવા દાહ. ૧
ચપળ અપાર વિલાસથી, યૌવનમાં રહે ચિત્ત;
તરુણ ભોગવે ચિત્તની, તે તે વૃત્તિ ખચીત. ૨

---

૧ પક્ષી.
* લોભ દ્વેષ મદ માનને, ઇર્ષ્યા ને માત્સર્ય,
દૂષિત એ સૌથી દશા, યૌવનની અતિ ગર્વ્ય. ૧
જ્યહાં રહે નિજ ઘર કરી, કામક્રોધઅનર્થ;
તેની નિંદા આ અહિં, યૌવનમોહ સુઅર્થ. ૨

એક દુ:ખથી અન્યમાં, પડતો વારંવાર;
વિવેક વિચાર ન સેવતો, એવો મૂર્ખ ગમાર. ૩

વિવશ બને તે કામથી, નિજ ચિત્તૉદર રહેનાર;
પિશાચસમ સંભ્રમ કરે, અતિશે મન હરનાર. ૪

સિદ્ધાંજન જ્યમ બાળને, વ્યવધાનો[1] કરી દૂર,
નિધિદર્શનની શક્તિને, દે છે તેમ જરૂર. ૫
પ્રમત્ત ચિત્ત યુવાતણું, સદ્ય કરે છે દૂર,
આવરણ ચિંતાજાળનું, તેથી રહે ભરપૂર, ૬

સ્ત્રીસમ ચંચળ વૃત્તિઓ, કામ ક્રોધ બહુ શૂર,
લુંટે જે નિજ બળવડે, પ્રથમ હરી લઇ નૂર. ૭
થઇ વશ ચિંતા કામને, યુવક બને તદ્રૂપ;
સ્ત્રીદ્યુતાદિક દોષને, આરંભે વિણ ચૂપ. ૮
દુષ્ટ બનેલા દોષ તે, સાધે સદ્ય વિનાશ,
રાગ લોભ આદિ અરે ! બચવાની નહિ આશ. ૯
ભ્રમદાયી યૌવન સતત, મહા નરકનું બીજ;
તેથી નષ્ટ ન જે થયા, ઉગર્યા તેજ ખચીત. ૧૦

ભરેલ ચિત્રવૃત્તાંતથી,[2] નાના રસ[3]ભરપૂર;
ભીમ ભૂમિ યૌવનતણી, જે ઉતર્યા તે શૂર. ૧૧

નિમેષસમ જેનો અરે ! ક્ષણભાસુર[4] આકાર,
વચનો જ્યાં અભિમાનના, ઘનગર્જિત ભયકાર; ૧૨

---

૧ હરકતો. ૨ (૧) રાગલોભાદિક. (૨) ચોર વ્યાઘ્ર સર્પાદિક. ૩ (૧) શૃંગારાદિક રસ. (૨) દુસ્તર જળ. ૪ ક્ષણમાત્ર જ ભાસનાર.

ભંગુર વીજપ્રકાશસમ, યૌવનનો તે દેશ;
મંગળકારક લેશ ના, ગમે મને ના લેશ. ૧૩

દારુતણા ઉભરાસમું, મધુર તિક્ત સ્વાદિષ્ટ,
દોષભૂષણ દૂષણસમું, મને ન યૌવન ઈષ્ટ. ૧૪

અસત્ય સત્યસમ ભાસતું, શીઘ્ર ઠગી જાનાર;
શ્વાનસુંદરીસંગસમ, મને ન તે ગમનાર. ૧૫

ક્ષણિક મનોહર વસ્તુમાં, મન હરવામાં શ્રેષ્ઠ,
નગર જેમ ગંધર્વનું, યૌવન મુજ મન નેષ્ટ. ૧૬

જઇ પડવામાં લક્ષ્યમાં, ક્ષણાં બાણની જેહ;
સુખ દેવામાં જાણજો, યૌવનની ક્ષણ તેહ. ૧૭

મનહર માત્ર કટાક્ષથી, નહિ અંદર સદ્ભાવ;
વેશ્યાસ્ત્રીસંગમસમો, યુવાતણો છે દાવ. ૧૮

પ્રલયસમે ઉત્પાત જ્યમ, મોટા મોટા થાય;
ઉપજે યૌવનમાંજ સૌ, સમારંભ દુઃખદાય. ૧૯

યૌવન જાણો યામિની,[૧] ઘનતમ ત્યાં અજ્ઞાન;
ભૈરવરૂપ ભગવાન પણ, બ્હીએજ ત્યાં મતિમાન. ૨૦

રંડાપો દે બુદ્ધિને, ભુલવે શુભ આચાર;
સંભ્રમ[૨] આ યૌવનતણો, અતિશય ભ્રમ દેનાર. ૨૧

સ્ત્રીવિરહથી ઉપજે, હૃદયે વહ્નિ અસ્પૃશ્ય;
તરુસમ બાળે તરુણને, દાવાનળ દુર્દશ્ય. ૨૨

વિશાલ સુનિર્મલ પાવની, ગમે તેવી મતિ હોય,

---

૧ રાત. ૨ મોહ.

કલુષ બને તે યૌવને, જ્યમ વર્ષાનદીતોય. ૨૩
ધનતરંગથી ભયભરી, નદી ઉતરવી શક્ય;

તરલ નદી તારુણ્યની, તરી જવી જ અશક્ય. ૨૪
તે સ્ત્રી તે પીન[1]સ્તનો, તે મુખ તે સુવિલાસ;
એ ચિંતા તારુણ્યની, યૌવન કરતી ખલાસ. ૨૫

તરુણ તરલ તૃષ્ણાર્તને, પૂજે ન સાધુ કોય;
પણ તુચ્છકારે છિન્ન જ્યમ, જીરણ તરણુલવ હોય. ૨૬
ધારે મૌક્તિક દોષનાં, મહામ્હેગળ અભિમાન;
નાશકાજ તેનું નકી, યૌવન નિત્યાલાન.[2] ૨૭

ધરે સર્પ જે દોષના, મનમૂલો બળવાન,
શોષરુદનરૂપ વૃક્ષનું, રે ! યૌવન છે રાન. ૨૮

દુશ્ચિન્તાભ્રમરોતણું, યૌવન કમળ સુજાણુ;
ધાટા જ્યાં રસ[3] કેસરા,[4] દુર્વિચારદળ પાન. ૨૯
પાપપુણ્યકુપાંખથી,[5] હૃત્સર[6]તીર ફરનાર;
આધિવ્યાધિવિહંગમો, યૌવનનીડ[7] કરનાર. ૩૦
અસંખ્ય જડ કલ્લોલનો,[8] વિલાસ બનેલો રુદ્ર;
અકળિત મર્યાદાતણો, યૌવન છેજ સમુદ્ર. ૩૧
સર્જેલા[9] સૌ શુભ ગુણો, ધુવે દક્ષ, વિણુ ઢીલ;

---

૧ ભરાઉ. ૨ નિત્યનો બંધન સ્તંભ. ૩ (૧) સુખલવ. (૨) મધ. ૪ (૧) રાગાદિક (૨) કેસરાં. ૫ પતનને। હેતુ હોવાથી કુપાંખ કહી છે. ૬ હૃદયરૂપી સરોવર. ૭ માળો. ૮ મોજાંને।. ૯ સાધુસંગમ સતશાસ્ત્ર આદિ પ્રાપ્ત કરેલા.

રજ[1] તમના[2] વંટોળીએ, યૌવન વિષમ અનિલ. ૩૨
દુ:સહ ઉડતા અવકરે,[3] ચઢે ગગનમાં ઘોર;
ફીકી કરે મુખકાંતિને, યૌવન પાંસુ[4] કઠોર. ૩૩
જગાડી દોષસમૂહને, કરે ગુણોને લાસ;
વિલાસ નરયૌવનતણો, પાપકર્મ ઉલ્લાસ. ૩૪
રજ[5]ચંચળમતિ ષટ્પદી,[6] શરીરકમલને રંધ્ર[7]
બાંધી મોહ પમાડતો, નવયૌવન આ ચંદ્ર. ૩૫
ઉગી વધી તનુકુંજમાં, યૌવન મનહર વેલ;
લાગેલા મન ભૃંગને, કરતી છેક છકેલ. ૩૬
તનુમરુતાપે ઉઠતો, મૃગજળ યૌવનતંત;
પડે વિષયના ગર્તમાં, મનોમૃગો દોડંત. ૩૭
દેહરાતની ચાંદની, જીવિત–અબ્ધિની[8] લ્હેર;
છટા[9] ચિત્તરુપ સિંહની, જુવાની મુજ મન ઝેર. ૩૮
અલ્પ દિન તનુજંગલે, જે આ ફ્લિત જણાય;
ઋતુશરદ યુવાની ત્યાં, કયમ વિશ્વાસ ધરાય ? ૩૯
ભાગ્યહીનના હસ્તથી, ચિંતામણિ અળપાય;
ક્ષણમાં, ત્યમ ઝટ દેહથી, જુવાની ચાલી જાય. ૪૦
પૂર્ણ કોટિ તેની થતાં, વધે કામસંતાપ;
નષ્ટ થઇ હેઠે પડે, યૌવન દઇ પરિતાપ. ૪૧

---

૧ (૧) રજોગુણ (૨) ધૂળ. ૨ (૧) તમોગુણના. (૨) અંધારું. ૩ (૧) અપવિત્ર પાંદડાં ખડ વિગેરે. (૨) ઇંદ્રિય–સમૂહ. ૪ ધૂળ. ૫ રજોગુણરૂપી પરાગથી. ૬ બુદ્ધિરૂપ ભમરી. ૭ શરીરરૂપ કમળની અંદર. ૮ જીવિતરૂપ સમુદ્રની. ૯ કેશવાળી, સટા.

રાગદ્વેષપિશાચકો, ફર્યા કરે રહી મસ્ત;
જ્યાંલગી યૌવનયામિની, અસ્ત ન થાય સમસ્ત. ૪૨
બહુ વિકારી રંક ને, ક્ષણિક વિનાશી તેમ;
બનો કરુણ તારુણ્યપર, મરતા સુતપર જેમ. ૪૩
ક્ષણભંગુર યૌવનથકી, ધરે મોહથી હર્ષ,
મહામૂર્ખ તે જાણવો, નરમૃગનો આદર્શ. ૪૪
માન અને મોહે કરી, જેહ કરે અભિલાષ,
મદોન્મત્ત યૌવનતણો, તે દુર્બુદ્ધિવિલાસ. ૪૫
પામે પશ્ચાત્તાપને, અલ્પ સમયમાં નાશ;
નક્કી તે નરની અહિં, ઉગરવાની ન આશ. ૪૬
તેજ મહાત્મા, પૂજ્ય તે, પુરુષ ભૂમિપર તેહ;
યૌવનસંકટને તર્યા, સુખે[1] મુનિજન જેહ. ૪૭
મહામગરોથી ભરેલ પણ, સુખે સમુદ્ર તરાય;
મગરો યૌવન–અબ્ધિના, કેમે વશ નવ થાય. ૪૮
દ્વેષરાગકલ્લોલના, બલથી જે છલકાય;
દોષદુષિત હતભાગી તે, યૌવન નાજ તરાય. ૪૯

### દ્રુતવિલંબિત વૃત્ત.

વિનય[2]શોભિત, આસ્પદ[3] આર્યનું,[4]
ગુણ[5]અલંકૃત, ભાવ–દયાર્દ્ર–નું;

---

૧ અહિંસા, સત્ય; અસ્તેય, બ્રહ્મચર્યાદિનો ક્ષય થયા વગર. ૨ (૧) વિનયગુણ (૨) કલ્પવૃક્ષ. ૩ (૧) સ્થાન. (૨) મંદિર. ૪ (૧) સજ્જનનું. (૨) દેવનું. ૫ (૧) સદ્‌ગુણ. (૨) ફલ પુષ્પ સમૃદ્ધિ આદિ વા કલ્પલતાગુણ.

અહિં સુયૌવન દુર્લભ દેખું રે !
જગમહી વનનંદન જેવું રે ! ૫૦

## સર્ગ ૨૧ મો.*

### સ્ત્રીનિંદા.

**શ્રીરામઃ—**

સ્ત્રીશરીર છે પાંજરૂં, ફરતા યંત્રસમાન;
ત્યાં શી સારી વસ્તુ છે. કહો મને મતિમાન ! ૧
માંસતણી સ્ત્રી પૂતળી, અસ્થિનસે ગુંથેલ;
પૃથક્ કરી ચીજો જુઓ, શી શી ત્યાંજ ભરેલ. ૨
રમણીય શું તમને દિસે, ત્વચા માંસ કે રક્ત ?
મુધા મોહ શાને ધરો ? શીદ બનો આસક્ત ? ૩
આમ જુઓ તો રક્ત છે, કેશ જુઓ તો આમ;
નિંદિત એ સ્ત્રીતનતણું, વિવેકીને શું કામ ? ૪
જેનાં વસ્ત્ર-વિલેપથી,[૧] કર્યાં લાડ બહુ વાર;
અંગો તે સૌ દેહીનાં, ક્રવ્યાદો[૨] ખાનાર. ૫
મેરુશૃંગતટે દિસે, ગંગાજળરય[૩] જેમ;
શોભા મુક્તાહારની, સ્ત્રીસ્તનપર છે તેમ. ૬

---

* નરકપુંજ પ્રત્યક્ષ છે, અખિલ જેમનું અંગ;
નરકે નાખે પુરુષને, કરવાથી જે સંગ; ૧
તે સ્ત્રીઓ પણ નશ્વરી, નિંદાશે આ સર્ગ,
વિરાગને ઉપજાવવા, સુણો મુમુક્ષુવર્ગ. ૨

૧ ચંદન, અગરુ વિગેરેથી. ૨ ગીધ ગોમાયુ વિગેરે પક્ષીઓ. ૩ પ્રવાહ.

ઉપમા એ વિધ જે સ્તને, એક સમય જોવાય;
ખાતા શ્વાનો તેહને, અન્યસમે લ્હેવાય ૭
સ્મશાનના કોઈ ભાગમાં, ભાત પિંડ જ્યમ અલ્પ;
શોભા સ્ત્રીસ્તનની અરે ! કવિતરંગ વિણુજલ્પ. ૮
રક્ત માંસ ને અસ્થિનાં, ઉંટઅંગો વન જેમ.
તેમજ સ્ત્રીઅંગો છતાં, નરઆગ્રહ ત્યાં કેમ ? ૯
રમણીયતા સ્ત્રીતનતણી, પ્રથમપાતથી[1] માત્ર,
હું માનું મુનિ ! કંઈ નથી, છે નિંદિત સૌ ગાત્ર. ૧૦
આપે બહુ ઉલ્લાસને, ઉપજાવી મદકામ;
સ્ત્રી અને મદિરાતણો, એકજ એ પરિણામ. ૧૧
માનવ હસ્તી ઉંઘતા, લલનાને આલાન,[2]
દઢ શમઅંકુશ મારતાં, પણ ન ઉઠે મતિમાન ! ૧૨
તૃણસમાન નરને અહિં, બાળે કરી આકર્ષ;
દીપશિખા દુર્નારીઓ, લોચનપ્રિય દુ:સ્પર્શ. ૧૩
ઉભય કેશકાજળ ધરે, સરસ તોય રસહીન;
દુ:ખ ઉભય દે છે અહિં, થનારને તલ્લીન. ૧૪
દવ બળતો બહુ દૂરથી, પણ સુંદર દેખાય;
દારુણ નિજ રૂપથી છતાં, સ્ત્રીઓ તેમ જણાય. ૧૫
નરકરૂપ અગ્નિતણાં, સ્ત્રી ઇન્ધન[3] મતિમાન !
ચારુ દિસે-અવિચારથી, ફળથી દારુણ જાણ. ૧૬
કબરી કેશવિકીર્ણ એ, જ્યાં અંધારું હાટ;
કરતી કીકી આંખની, તારાનો ચળકાટ; ૧૭

૧ પ્રથમ દૃષ્ટિએ. ૨ બંધનસ્તંભ. ૩ બળતણ.

પૂર્ણિમાના ચંદ્રશું, વદનબિંબ નિર્ધાર;
હાસ્યરૂપ પુષ્પોતણા, પુંજતણો નહિ પાર. ૧૮

લીલાથી ચંચળ કરે, કરે કાર્યની[1] હાણ;
બુદ્ધિવિમોહન કામિની, યામિની દીર્ઘ પ્રમાણ. ૧૯

સુંદર મનહર પુષ્પથી,[2] ભ્રમરો અક્ષિવિલાસ;
કરપલ્લવથી શોભતી, ગુચ્છસમો સ્તનભાસ; ૨૦

ઔર પુષ્પકેસરવડે, નરમારણ મનસ્હેલ;
પરવશતા ઉન્માદને, દે કાન્તા વિષવેલ. ૨૧

દરભુજંગ[3]સમ જંતુને,[4] ખેંચે રીંછડી નાર
આદરરૂપ ઉચ્છ્વાસથી,[5] પછી દલન કરનાર. ૨૨

કામકિરાતે પાથરી, સ્ત્રીઓ જગતમાં જાળ;
નરવિહંગને બાંધવા—કરવા તેનો કાળ. ૨૩

રતિસાંકલથી બાંધીઓ, મનરૂપ મત્ત મતંગ;
લલનારૂપી થાંભલે, રહે મૂક બની રંક. ૨૪

સંસૃતિપલ્વલ[6]મત્સ્યનો, ધનકર્દમ[7]સંચાર;
નરરજ્જુ દુર્વાસના, બડિશ[8]પિંડસમ નાર. * ૨૫

---

૧ ધાર્મિક કાર્યની ૨ (૧) રજસ્વલાપણાથી (૨) ફુલથી. ૩ (૧) ...પ (૨) કામી પુરૂષ. ૪ માણસને. ૫ (૧) આશ્વાસન. (૨) ...વાટો. ૬ ખાબોચીઉં. ૭ કાદવ. ૮ આંકડો. માછલીઓને વિંધનાર કાંટો.

* જન્મરૂપી ખાબોચીયામાં પડેલ અને ધનરૂપી કાદવમાં લોટતા પુરુષોરૂપી માછલાંઓને દુર્વાસનારૂપ દોરીવાળી સ્ત્રી માછલીઓને વિંધનાર કાંટા ઉપરના પિંડ સમાન છે.

મંદુર[1] બંધન અશ્વનું, ગજબંધન આલાન;[2]
બંધન મંત્ર જ સર્પનું, નરબંધન સ્ત્રી જાણ. ૨૬
ભોગભૂમિ વિચિત્ર આ, નાનારસભરપૂર;
પામી સ્ત્રીઆશ્રયવડે, મહાદ્દઢ સ્થિતિનું નૂર. ૨૭
દોષરૂપ સૌ રત્નનું, સ્ત્રી છે સંચયઠામ;
સ્ત્રીદુઃખસાંકળનું અરે ! મને જરી નથી કામ. ૨૮
સ્ત્રીસ્તન નેત્ર નિતંબ ને, ભ્રમર તુચ્છ વિણ સાર;
માંસમાત્ર છે સારમાં, ગમે મને ન લગાર. ૨૯
અહિં માંસ અહિં રક્ત ને, અહિં અસ્થિ સંકીર્ણ,
હે મુનિ ! કતિપય વાસરે, સ્ત્રીતન થાય વિશીર્ણ. ૩૦
સ્થૂલબુદ્ધિનરથી પ્રિયા, લાડ લડાવી જેહ;
શરણ થાય સ્મશાનને, વિશીર્ણતન થઇ તેહ. ૩૧
જે મુખપર ચિત્રો[3] રચે, ગાઢ સ્નેહથી કાંત,[4]
સૂકાતું તે જંગલે, જોઉં મુનિ ! નિર્ભ્રાંત. ૩૨
કૃષ્ણ કેશ અતિ શોભતા, અલ્પ સમયપર જેહ;
ભસ્મભૂખર થઇ ઉડતા, સ્મશાનતરુપર તેહ. ૩૩
અસ્થિના ટુકડા બની, ઉડુગણ[5]સમ લ્હેવાય;
અવનીમંડલપર અરે ! સ્ત્રીતન એમ વિલાય. ૩૪
પાંસુ પીએ છે રક્તને, વિધવિધ વા ક્રવ્યાદ;
શિઆળ ચીરે ચામડી, કરી દુઃખકર સાદ. ૩૫

---

૧ ઘોડાર. ૨ બાંધવાનો થાંભલો. ૩ કપુર, ગોરો ચન ચંદન વિગેરેની તિલકરચનાઓ. ૪ સ્વામી. ૫ તારાઓનાં ઝુમખાં.

કહીં સઁભળાવી મેં સ્થિતિ, અચિરજ[1] જેમ થનાર:
લલનાના અંગોતણી, ભુલો ન ભ્રમથીં લગાર. ૩૬
ભૂતપંચસંઘાતથી, બન્યું પૂતળું જાણ
સ્ત્રીનામે, ત્યાં રસવડે, દાંડે કેમ સુજાણ ? ૩૭
કાંતાની ચિંતા વધે, કટુ અમ્લ[2] ફળવાન
ગહન ઘાટી શાખા[3]થકી, વગડાઉ વેલસમાન. ૩૮
ક્યી દિશામાં હું જઉં, ક્યહાં મળે ધનગંધ;
એ વિધ ધન તૃષ્ણાથકી, ચિત્ત બની બહુ અંધ ૩૯
પડી ગભરાટે પામતું, પરમ મોહ—અજ્ઞાન,
ભ્રષ્ટ થયું જ્યમ જૂથથી, હોય હરણ મતિમાન. ૪૦
પામે સ્થિતિ અતિ શોચ્ય જે, તરુણીરત એ રીત,
હાથણી પાછળ લોલ[4] જ્યમ, ધાતો હસ્તી ખચીત, ૪૧
વિંધ્યતણા કોઇ ગર્તમાં[5], પડી બને છ અનાથ;
બંદીવાન તેને અરે ! રહે ઉપાય ન હાથ. ૪૨
ભોગેચ્છા સ્ત્રીવાનને, ભોગભૂમિ સ્ત્રી જાણ;
નિઃસ્ત્રીક નરને ક્યાં રહે, ભોગભૂમિ નિર્વાણ ? ૪૩
સ્ત્રી ત્યજી તેણે સૌ ત્યજ્યું, સર્વ જગત મુનિરાય !
સર્વ જગતને ત્યાગીને, ખરે સુખી નર થાય. ૪૪

૧ અલ્પકાળમાંજ. ૨ શોક રાગ વગેરે કડવાં તથા ખાટાં ફળવાળી. ૩ દુઃખરૂપી શાખાઓ. ૪ ઇંતેજારીથી લાગેલો. ૫ ખાડામાં.

### વસંતતિલકા વૃત્ત.

આપાત[1]સુંદર સુદુસ્તર ભોગ ભાળું,
ચાંચલ્ય તેનું અલિપક્ષ[2]સમું નિહાળું;
હું ના રમું મરણરોગભયે મુનિ ! ત્યાં,
પહોચ્યું પદે પરમ ને, શમું યત્નથી ત્યાં. ૪૫

## સર્ગ ૨૨ મો.*

વૃદ્ધત્વનિંદા.

**શ્રી રામ:—**

બાલ્યદશાનો ઓરીઓ, પૂરો વીતે નહિ જ્યાંહિ;
યૌવન ગળતું બાલ્યને, બળજોરીથી ત્યાંહિ. ૧
વીતે ન યૌવનઓરીઓ, ત્યાં તો તુર્ત ગળાય,
યૌવન ઘડપણથીજ આ, ક્રૂરતા શી જોવાય ! ૨
એક અવસ્થા અન્યપર, આમ મારતી ફાળ;
જન સૌને સૂચવે અરે ! કાળ અરિ વિકરાળ. ૩
હિમાશનિ[3] અંભોજને,[4] શરદંબુકને[5] વાત[6];
તીરપરના તરુને નદી, ઘડપણ તનને ઘાત.[7] ૪

---

૧ (૧) અવિચારથી. (૨) પ્રથમદર્શને. ૨ ભમરાની પાંખો.
* શોક મોહ ને રોગ સૌ, ખેદવિયોગ ભરાય;
ચિંતાપરિભવસ્થાન તે, ઘડપણ અહિં નિંદાય. ૧
૩ હિમરૂપ વજ્ર. ૪ કમળને. ૫ શરદઋતુમાં તૃણ ઉપર રહેતું પાણીનું ટીપું. ૬ વંટોળીઓ. ૭ મોત.

વિરૂપ ઝટ કરતી જરા, તનને વિપ્લવ જેમ;
શિથિલ કરી સૌ અંગને, ઘડપણ રહેતું ન ક્ષેમ. ૫
જરાજીર્ણ નરને જુએ, કામિની કરભ[1]સમાન;
શિથિલ દીર્ઘ અતિ જેહનાં, અંગો સૌ મતિમાન! ૬
ઘડપણથી ઘેરાયલો, સ્હેજે દીન જન થાય;
પ્રજ્ઞા પરિભવ પામીને, જુની શોક્યસમ જાય. ૭
હસે દાસ સુત બાંધવો, દાર સુહૃદ પણ તેમ;
ધ્રુજતા જનને ઘડપણે, નર ઘેલાને જેમ. ૮
ગુણપરાક્રમહીન ને, દુષ્પ્રેક્ષ્યજ વળી દીન,
વૃક્ષ સુઉન્નત-વૃદ્ધપર, ગીધડી ગર્દ્ધા[2] હીન[3] ૯
દૈન્યજદોષભરેલ ને, હૃદયદાહિની શ્યામ,
સખી સર્વ આપત્તિની, જઇ બેસે ઠરીઠામ. ૧૦
હાય ! હવે હું શું કરૂં ? કયમ સુધરે પરલોક ?
ભય દારુણ વાર્દ્ધક્યમાં, વધે એમ એ ફોક.[4] ૧૧
"કોણ માત્ર હું દીન રે ?" "શું કરું ?" "કરું હું કેમ ?"
"યોગ્ય મૌન મુજ માટ છે," ઉગે દીનતા એમ. ૧૨
ક્યારે કેવું લાવશે, ભોજન જન મુજ માટ;
શું શું હશે ? સ્વાદુ[5] હશે ? એવો થાય ઉચાટ. ૧૩
ચર ચર દગ્ધે ચિત્તને, ઘડપણ અપરંપાર;
વધી પડે ખાધાતણી, તૃષ્ણા પણ નહિ સાર. ૧૪
પચનશક્તિ જો હોય તો, ખાવા મન ના ધાય;
ખાવાને મન ધાય ત્યાં, પચન પૂર્ણ પતી જાય. ૧૫

---

૧ ઊંટ. ૨ તૃષ્ણા. ૩ દુષ્ટ. ૪ ફોકટ કારણ કે હવે ઉપાય થઇ શકે એમ નથી. ૫ સ્વાદિષ્ટ.

દુ:સ્થિતિ એવી શક્તિની, દેખી ધખે દિનરાત
હૃદય બીચારા વૃદ્ધનું, હું શોચું છું તાત ! ૧૬
જરા જીર્ણ બગલીસમી, કરે કાય[1]અપકાર,
રોગઉરગ[2]ઘેરાયલી, ચૉસ પાડે જે વાર, ૧૭
મૃત્યુઘુવડ નજરે પડે, આવેલો તે વાર;
અણજાણ્યા કો સ્થળથકી, ધનાંધ્યને[3] ઇછનાર. ૧૮
જરા દેહમાં જોઇને, મૃત્યુ દોડતું દીઠ;
અંધારું જ્યમ દોડતું, સાયં સંધ્યાપીઠ. ૧૯
જોતામાં દૂરથી જરા, દેહવૃક્ષનાં ફૂલ,
આવી પડે છે વેગથી, મૃત્યુકપિ વિણભૂલ. ૨૦
નિર્જન નગર ન શોભતું, શાખાવિણ તરુ તેમ,
વૃષ્ટિ વગરનો દેશ પણ, જીર્ણ દેહ છે એમ. ૨૧
કાસ[4]કવણિત[5] કરતી જરા, ક્ષણમાં ગળવા કાજ;
નરઆમિષ[6] વેગે હરે, ગીધડીસમ મહારાજ ! ૨૨
જોઇ પ્રથમ ઉત્સુક બની, શિર પકડી ક્ષણવાર;
જરાકુમારી દેહને, કૈરવ[7]સમ ચીરનાર. ૨૩
જરા વિખેરે દેહ જ્યમ, શિશિરવાયુ તરુપાન;
પાંસુ[8] પરુષતા[9] બેઉમાં, સીત્કારાદિ[10] સમાન. ૨૪

---

૧ શરીરને ક્લેશ આપી અપકાર કરતી. બગલાં જે વૃક્ષનો આશ્રય કરે છે તેને મળમૂત્રથી બગાડી નાખે છે એ પ્રસિદ્ધ છે. કાય=શરીર, વૃક્ષ. ૨ રોગરૂપી સર્પથી. ૩ મૂર્છારૂપી અંધારાને. ૪ ઉધરસનો. ૫ ધ્વનિ, શબ્દ. ૬ નરરૂપી માંસ. ૭ કમળ. ૮ રોગ; ધૂળ. ૯ કઠોરતા. ૧૦ એક જાતનો અવાજ.

ઝાકળથી ઝપટાયલા, મ્લાન કમળસમ કાન્ત;
જરાઝપટથી જર્જરો, દિસે દેહ નિર્ભ્રાંત. ૨૫
જરાચાંદની ઉગતાં, શિરશિખરે સોલ્લાસ;
વાત[1]કાસરૂપ કુમુદિની, પામે સદ્ય વિકાસ. ૨૬
જરાક્ષારથી ધૂસરું,[2] પક્વ જોઇ તત્કાળ;
શિર–કુષ્માંડક[3] ખાય છે, નરનો સ્વામી કાળ. ૨૭
વહેવા માંડે જે સમે, સત્વર આયુપપૂર;
જરાજાન્હવી તે સમે, બની જાય બહુ શૂર. ૨૮
શરીરરૂપ તીરવૃક્ષને, ખોદીનેજ સમૂળ;
ઉખેડી નાખ્યા ભોંયથી, ખેંચી જાય વિણ ભૂલ. ૨૯
શરીરમાંસને ઝંખતી, જરા–મીંદડી ખાય
યૌવનઆખુ;[4] મત્ત બની, પરમાનંદી થાય. ૩૦
તનુ[5]જંગલની જંબુકી,[6] જરા રડીને જેમ;
કરે અમંગળ આ જગે, કરે ન અન્યજ તેમ. ૩૧
જરાઝાળથી જે બળે, બળ્યોજ તે નિર્ધાર;
દુઃખ ધૂમ તમ ત્યાં અને, શ્વાસકાસસીત્કાર. ૩૨
લતા નમે જ્યમ પુષ્પથી, નર[7]તનુ[8]તન[9] નમી જાય;
અવયવરૂપ જ્યાં પાંદડાં, શુભ્ર જરાથી થાય. ૩૩
ધવલ જરાકર્પૂરથી,[10] દેહ કેળની કાય;
ઉખેડી ક્ષણમાં નાખતો, મરણહસ્તી મુનિરાય ! ૩૪

---

૧ વાયુ. ૨ ભૂખરૂં. ૩ શિરરૂપી નાનું કોળું. ૪ જુવાનીરૂપ ઉંદર. ૫ શરીરરૂપ. ૬ શીઆલડી. ૭ નરનું. ૮ નાનું. ૯ શરીર. ૧૦ જરારૂપ કપૂરથી.

સ્વારી આ મહારાજની, જવા થાય તૈયાર;
આગળ ચાલે તે સમે, આધિવ્યાધિની હાર; ૩૫
ઘોળો જરારૂપ ચામરો, હલાવતી તે વાર;
સેના સૂચવે નીકળી, નાથની સ્વારી બહાર. ૩૬
જીતાય નહિ જે યુદ્ધમાં, ગિરિ જેથી ગભરાય;
જરારાક્ષસી જીર્ણથી, સહજ તે જીતાય. ૩૭
હાલીચાલી નવ શકે, અક્ષબાળ[1] જ્યાં લેશ;
વલિત[2] શરીરઘર તે જુઓ, જરાતુષારે[3] એશ. ૩૮
અધોવાયુ ને કાસનાં,[4] સુણનાં વાદ્ય વિશેષ;
જરાડોશી વેશ્યાસમી, નર્તકીનો લે વેષ. ૩૯

તૃતીયપાદસમ દંડથી, ચાલે ખાતી ઠેસ;
પણ અવસરમાં હોંસથી, નાચે ધરી બહુ વેષ. ૪૦
રાજસભારૂપ દેહ આ, છે કરવા વ્યવહાર;
શિરપર ચામર શોભતી, જરારૂપ નિર્ધાર. ૪૧

ચંદન અગરુ દ્રવ્ય જ્યમ, રાજસભામાં ખાસ;
વિષયગંધરૂપ દ્રવ્યનો, દેહયષ્ટિમાં વાસ. ૪૨
જીવનઆશ–સરોવરે, શરીરનગર સ્થિત જાણ;
જરારૂપ ચંદ્રોદયે, થાય ધવળ મતિમાન. ૪૩

મરણકુમુદ તેવે સમે, પામે સદ્ય વિકાસ.
જરાસુધાના[5] લેપથી, થતાંજ શુભ્ર પ્રકાશ, ૪૪

---

૧ ઇંદ્રિઓરૂપી બાળકો. ૨ વળેલું. ૩ જરારૂપી હિમથી.
૪ ઉધરસનાં. ૫ જરારૂપ ચુનાના.

આપદ, આર્તિ,[૧] અશક્તિ, એ, રાણીત્રય મુનિરાય,
સુખે રહે આ કાયરૂપ, નિજ અંતઃપુરમાંય. ૪૫

સર્વ પ્રાણીના દેહમાં, વિજયી જ્યાં જોવાય;
જરા મરણની અગ્રણી, ત્યાં મન કો રીત ધાય ! ૪૬

મંદમતિ મારું અરે ! ધરે ન મન વિશ્વાસ;
દુઃખદ ક્ષણિક આ દેહમાં, સુખમાત્ર જ આભાસ. ૪૭

## ઉપજાતિ વૃત્ત.

શું લાભ દુર્જીવિત[૨] દુર્ગ્રહે[૩] તે,
જરા ગ્રસે તોપણ જીવવું જે ?
જરા અજેયા જગમાં જનોની,
વિનાશિની સર્વ મનોરથોની. ૪૮



૧ દુઃખ. ૨ દુઃખી જીવનના. ૩ દુરાગ્રહમાં.

# સર્ગ ૨૩ મો.*

## કાળવર્ણન.

**શ્રી રામ:—**

કલ્પી વિકલ્પ[1] અનલ્પને, [2] જલ્પી[3] ભેદ અનેક;
અલ્પબુદ્ધિઓ વિશ્વમાં, કરતા ભેદજ છેક. ૧
ભેદે ભ્રમ ધાટો થયો, દુષ્કર થઇ ઉચ્છેદ;
બ્રહ્માંડછિદ્રે એ રીતે, વધી ગયો આ ભેદ. ૨
આસ્થા પંજરજાળમાં,[4] વિવેકીને કયમ થાય ?
બિમ્બિત ફળ દર્પણતણું, બાળજ લેવા ધાય. ૩

---

* ક્રિયારૂપી સૌ પ્રાણીની, પ્રિયા રમાડે ખાસ;
એક કાળ આ વિશ્વમાં, વિધ વિધ કરી વિલાસ; ૧
ગુણદોષો તેના અહિં, તેમજ બળ ઉત્કર્ષ;
કહેવાશે સુણજો તમે, ઉરે ધરી બહુ હર્ષ. ૨

૧ તે આ પ્રમાણે:—
આ તો મારું ભોગ્ય છે, હું છું ભોગવનાર;
આ સાધન છે ભોગ્યનું, હું તે મેળવનાર. ૧
આથી આને આ રીતે, મેળવી લઉં તત્કાળ;
મેળવીયું આ આજ મેં, આ હું પામીશ કાલ. ૨
આ છે મારો મિત્ર ને, પેલો શત્રુ જાણ;
ઉપાદેય આ વસ્તુ છે, હેયજ તે નિર્વાણ. ૩
આત્મવસ્તુ આ દેહ છે, તેથી સૌ સુખભાક:
બ્રહ્મ બ્રહ્મ તો સ્વપ્ન છે, એ છે મત ચાર્વાક. ૪

૨ ઘણા. ૩ બડબડી. ૪ દેહ અને વિષયસમૂહ એ બેના સમાહારથી ભ્રાંતિ ઉપજવાથી સિદ્ધ થયેલ અવસ્તુભૂત આ સંસાર.

અહિંઆં પણ કોને દિસે, ક્ષુદ્ર સુખોમાં માલ ?
ઉંદર કાપે તાંતણા, ત્યમ કાપે તે કાળ. ૪
જગજ્જાત નથી વસ્તુ કો, ગ્રસે ન જે આ કાળ;
વડવાનળ જ્યમ અબ્ધિનો, ભક્ષક આ વિકરાળ; ૫
સામાન્યે સૌ દશ્યની, સત્તાને ગળનાર;
ભીમમહેશ્વર કાળ આ, ઉદ્યત નિત્ય રહેનાર;
અનંત જગનો કોળીઓ, કરે વિશ્વરૂપ કાળ;
મોટાઓને કાજ પણ, કરે ન ક્ષણ પ્રતિપાલ. ૭
વશ વર્તાવે સર્વને, રૂપે રહી અલક્ષ્ય;
યુગવત્સર[1]કલ્પાદિની, સંજ્ઞાથી કંઈક લક્ષ્ય. ૮
મેરુસમ મોટા અને, શુભારંભી[2] રૂપવાન
સર્વ ગળાયા કાળથી, ગરુડે સર્પ સમાન. ૯
અદ્યાપિ ઉપજ્યું નથી, ગ્રસે ન કાળ આ જેહ;
ક્રૂર, નીચ, કર્કશ, કૃપણ, કઠિન, નિર્દય તેહ. ૧૦
કરવો સૌનો કોળીઓ, એજ મતિ ધરનાર;
ગિરિને પણ ખાતો અરે, તૃપ્ત કદિ ન થનાર. ૧૧
અનંત લોક ખાધા છતાં, ભસ્મક રોગી કાળ;
પૂરાતું તેનું નથી, કરે હાલ બેહાલ. ૧૨
વિધવિધ રૂપ ધરી કરે, નટ સંસારે નૃત્ય;
તત્સમ છે સંસારમાં, કાળતણાં પણ કૃત્ય. ૧૩
ઉપજાવે તે વસ્તુને, હરણ કરે ને ખાય;
હણે હણાવે એ રીતે, વિવિધરૂપે વર્તાય. ૧૪

૧ યુગ, સંવત્સર. ૨ જેઓએ ઉત્તમ કાર્યો આરંભ્યાં હતાં એવા

વિભાગસ્થિત ભૂતબીજને, શુકદાડિમને ન્યાય;
વીંખી તોડી પાડીને, કાળ અનારત[1] ખાય. ૧૫
ધનજનરૂપ કમળે ભર્યો, વનરૂપ આ સંસાર;
કરી રહ્યો ગજગર્જના, ત્યાં આ કાળ અપાર. ૧૬
પાપપુણ્ય દંતુશળે, જનને પાનસમાન
કચરી નાખે કાળ આ, નિશદિન હે મતિમાન. ૧૭
વિરિંચિ[2] મૂળ જે વૃક્ષનું, ફળ છે દેવ મહાન;
એક વૃક્ષ બ્રહ્માંડસમ, એમ અસંખ્યનું ભાન. ૧૮
વિશાલ કાનન બ્રહ્મનું, ઘન બ્રહ્માંડ ભરેલ;
વ્યાપી રહ્યાં પરિપૂર્ણ ત્યાં, કાળ કરતો ખેલ. ૧૯
એ વિધ ઘન બ્રહ્માંડથી, બ્રહ્મ અરણ્ય વિશાલ ;
હકુમત ત્યાંહિ ચલાવતો, વનનો રાજા કાળ. ૨૦
રાત્રિરૂપ ભ્રમરોથકી, દિન–પુષ્પોથી પૂર્ણ;
વર્ષો–કલ્પ–કલ્પારૂપી, લતા રચત[3] સંપૂર્ણ. ૨૧
વારંવાર અનાદિથી, ખિન્ન કદાપિ ન થાય;
રમતગમતમાં એ રીતે, કાળવખત વહી જાય. ૨૨
બાળેલો[4] બળતો નથી, ભેદ્યો ના ભેદાય;
દશ્ય છતાં દેખાય નહિ, ધૂર્તશિરોમણિરાય. ૨૩
ચેષ્ટાઓ દુષ્ટજ કરી, પ્રાણીકષ્ટથી પુષ્ટ,
ભમાવતો જનને રહે, ભૌતિકમાં[5] જે તુષ્ટ. ૨૪

---

૧ સતત. રાતદિન. ૨ બ્રહ્મા. ૩ રચતો. ૪ કાર્યરૂપે બળેલો, ભેદેલો અને દશ્ય થયા છતાં વાસ્તવિક સ્વરૂપે અદગ્ધ, અભેદ્ય અને અદશ્ય છે. ૫ વિષયોમાં.

રજ તૃણ પાંસુ મહેન્દ્ર ને, સુમેરુ, અર્ણવ, પાન;
પેટભરો ઉદ્યત રહે, ગળી જવા મતિમાન ! ૨૫
ક્રૂરપણું ને ચપળતા, અસહ્ય લોભ અભાગ્ય;
આવી વસ્યાં છે કાળમાં, સંપૂરણ મહાભાગ્ય ! ૨૬
રમે બાળ નિજ આંગણે, કંદુકદ્વયથી[1] જેમ;
સૂરજચંદ્ર ઉછાળીને, રમે નભે[2] આ તેમ. ૨૭
સંહારી સૌ પ્રાણીને, કરી અસ્થિનો હાર;
પગસુધી પહેરી નાચતો, કાળ કલ્પની પાર, ૨૮
કલ્પાંતે આ કાળનું, વૃત્ત[3] નિરંકુશ થાય;
ઉડે વાયુઓ અંગથી, પ્રબળ ઘણા જે વાય. ૨૯
આધારે તેના થકી, ઉડતો પ્રતીત થાય;
ભોજપત્રસમ અંબરે, સ્ફુરતો મેરુ જણાય. ૩૦
રુદ્ર બની પાછો થતો, બ્રહ્મા તેમ મહેન્દ્ર,
અલકાપતિ[4]ને શુક્ર પણ, કાળજ આ મુનિકેન્દ્ર ! ૩૧
બની જાય પાછો વળી, થયો જ નવ પ્રથમ હોય;
તેમાંનો કો એક પણ, એમજ વિપરીત સોય. ૩૨
અંતરમાં ધારણ કરે, વિવિધ જાતના સર્ગ;
નિત્ય નવીન જે ઉપજે, વળી શમે જે વર્ગ. ૩૩
રૂપ અવ્યક્તે જે રહે, તે સૌને દિનરાત
ધારી રાખે કાળ આ, અબ્ધિવીચિ[5]સમ તાત ! ૩૪
મહાકલ્પ એ નામના, તરુપરથી ફળપાત
દેવઅસુરગણ પકવનો, કરી રહ્યો દિનરાત. ૩૫

---

૧ બે દડાથી. ૨ આકાશમાં. ૩ વર્તન. ચરિત્ર. ૪ કુબેર ૫ દરીઆનાં મોજાં.

કાળરૂપ મહાવૃક્ષ આ, ઉંબરફળ બ્રહ્માંડ;
અગણિત ફળના ઓઘથી[1], અસંખ્ય સંસૃતિ કાંડ. ૩૬
ભૂત સર્વ ગગણી રહ્યાં, ફળપર મશક[2]સમાન,
વારવાર પડીને મરે, એ છે સ્થિતિ મતિમાન ! ૩૭
બ્રહ્મચંદનીથી ખીલે, કુમુદિની સત્તામાત્ર[3]
ક્રિયાપ્રિયાસહ ત્યાં કરે, વિનોદ કાળ સગાત્ર. ૩૮
પારાવાર પ્રદેશમાં,[4] નાખી નિજનાં મૂળ;
ટેકાવી ઉભો રહ્યો, પર્વતસમ વિણ ભૂલ. ૩૯
ક્યાંહિ શ્યામતમસ્યામ ને,[5] ક્યાંહિ શુભ્રજ સાવ;
ક્યાંહિ શૂન્ય બંનેથકી, પ્રકટાવેજ સ્વભાવ. ૪૦
અસંખ્ય સંસૃતિસારરૂપ, પરબ્રહ્મપર પાય
ટેકવી રહેતો કાળ જ્યમ, નર પૃથ્વીપર કાય. ૪૧
નહિ જવું, નહિ આવવું, નહિ આદર નહિ ખેદ;
અસ્ત ઉદય તેનો નહિ, કદિ નહિ ઉચ્છેદ. ૪૨
સ્વયં સ્વયંને[6] પાળતો, વિણ આસ્થા અભિમાન;
જગલીલા વિસ્તારવા, વિસ્તૃત તે મતિમાન. ૪૩
કાળસ્વરૂપ સરોવરે, યામિની પંકસમાન;
દિવસો કોકનદાવલિ,[7] ભ્રમરો મેઘ ધીમાન ! ૪૪
રજનીરૂપ લઇ માર્જની, કાળી ને વળી જીર્ણ;
ઉસરડ્યા કરતો કૃપણ, મેરૂપાસ વિકીર્ણ[8] ૪૫
પ્રકાશકનકની[9] ભુકીને, ધુળધોયો આ કાળ

---

૧ સમૂહથી. ૨ મચ્છર. ૩ જગતસત્તા. ૪ જમીન; બ્રહ્મરૂપી પ્રદેશ. ૫ અંધારી રાત્રિના જેવો કાળો. ૬ પોતે પોતાને. ૭ કોકનદ=રાતાં કમળ, આવલિ=હાર. રાતાં કમળની હાર. ૮ વેરાયલી. ૯ પ્રકાશરૂપ સોનાની.

જગતરૂપી ઘરમાં ક્યહાં, પડ્યો છે શો શો માલ, ૪૬
તે જોવાને ફેરવે, ક્રિયાંગુલિથી[1] કાળ
ખુણેખોચરે સૌ સ્થળે, સૂર્યદીપ આ લાલ. ૪૭
સૂર્યરૂપ અક્ષિવડે, કરતો દિવસનિમેષ;[2]
જગત–જીર્ણવનમાં જુએ, પાકેલાં ફળ બેશ. ૪૮
લોકપાળરૂપ તે ફળો, તોડી તુર્ત તે ખાય;
માલિક ફળ જ્યમ વાડીનાં, પાકેલાં લઇ જાય. ૪૯
જગ જીરણ છે ઝુંપડી. અહિં તહિં જ્યાં દેખાય
ગુણીજન–મણિ વેરાયલાં, કાળ વીણી લઇ જાય; ૫૦
મૃત્યુરૂપ નિજ સંચમાં, અકળિત જેનું ઉંડાણ,
નાખે ક્રમથી સર્વને, એમ કરે આ હાણ. ૫૧
ગુણીજન–રત્ન પરોવીને, સજીને શુભ શણગાર;
કાળ ધરે નિજ અંગપર, તોડે વારંવાર. ૫૨
તારા કમળસુકેસરાં, અનુગામી દિન–હંસ;
રાત્રિ–કમળના[3] હારનું, ધરે વલય આ કંસ. ૫૩
દ્યુ,[4] ભૂ,[5] નગ[6] ને અર્ણવો,[7] જેના શૃંગ[8] સમાન;
જગ–ઘેટા તે મારતો, કાળ કસાઇ મહાન. ૫૪
છાંટા રક્તતણાજ ત્યાં, તારારૂપ નિશદિન;
જોઇ જોઇને ચાટી જતો, ક્રૂર કાળ મતિહીન. ૫૫

---

૧ ક્રિયારૂપી અંગુલિથી. ૨ દિવસરૂપ મિચકારો. ૩ રાત્રિરૂપ કાળા કમળના. ૪ સ્વર્ગ. ૫ પૃથ્વી. ૬ પર્વત. ૭ સમુદ્રો. ૮ શીંગડાં.

સોમસમો સંકોચતો, યૌવનકમળ સુરૂપ;
આયુષરૂપ હસ્તીતણો, કેસરી કાળ અનૂપ. ૫૬
તુચ્છ અતુચ્છ કો વસ્તુ નહિ, જેને નહિ હરનાર;
જીવ ભાગી ભૂકો કરી, મૃત્યુમુખે દેનાર. ૫૭
પ્રલયકાળકેલિ[1] કરી, જગતરહિત તે થાય;
ભાવ[2]સુભાસક[3] રૂપથી, સ્વરૂપમાં શમી જાય. ૫૮
સર્ગસમે પાછો બને, કર્તાભોક્તા[4] કાળ;
સંહર્તા[5] સ્મર્તા[6] વળી, વિવિધ રૂપે તત્કાળ. ૫૯

### દ્રુતવિલંબિત વૃત્ત.

સુભગદુર્ભગ[7] સૌ વપુ ધારતો,
પ્રકટતો સહસા લય પામતો;
ન જ કળાય કલા[8]થકી અંતર,[9]
વિલસતો અહિં કાળ નિરંતર. ૬૦

## સર્ગ ૨૪ મો*

કાળરૂપી રાજકુંવરની મૃગયા.

**શ્રી રામઃ—**

પરમાત્મા રાજાથકી, માયારાણીપેટ;
કુંવર ઉપજ્યો કાળ જે, સદા કરે આખેટ.[10] ૧

---

૧ પ્રલયકાળની રમત. ૨ અજ્ઞાનરૂપી પદાર્થ. ૩ સારી રીતે પ્રકાશનાર. ૪ કરનાર અને ભોગવનાર. ૫ નાશ કરનાર. ૬ સ્મરણ કર્તા. ૭ પુણ્યપાપના ફલરૂપ સારાં નરસાં. ૮ બુદ્ધિ કૌશલ્યથી (પણ). ૯ રહસ્ય.

* ચંડીપ્રિયાસહ કાળનું, મૃગયામાં આસક્ત;
રાજકુંવરરૂપે અહીં, ફરી વર્ણન છે વ્યક્ત.

૧૦ મૃગયા—શીકાર.

રમ્યા કરે સંસારમાં, છે નહિ અંકુશ લેશ;
આથમતાં દુઃખ દૂરથી, સૌ તેનાં હમ્મેશ. ૨

જર્જર જગ–જંગલતણા, જાળામાં સંચાર
અકલિતઓજસ[૧] આ કરી, કરતો મૃગસંહાર. ૩

રાંક મૂઢ પ્રાણીતણી, મૃગયામાંજ વિનોદ
ધરે અહર્નિશ આ કુંવર, માની મન બહુ મોદ.[૨] ૪

વડવાનલ સુંદર કમલ, શોભે જેને દેશ;
તેજ પ્રલયસાગર બને, કાળક્રીડાનદ બેશ. ૫

પ્રાણીરૂપ વિધવિધ રસો, સાગર દધિપય બેશ,
એથી ભરેલ વાર્સો જગો, તેનાં તે હમ્મેશ ૬

પ્રાત[૩] શિરામણ કાળનું, રે ! બનતાં જોવાય,
દુઃખ ભયંકર કારમું, કહ્યું કેમ એ જાય ? ૭

સંચરતી ચતુરાઇથી, ચંડી[૪] માતૃગણસાથ,
સંસૃતિવન યોજાયલી, વાઘણ સૌ ભૂતઘાત ૮

છે પ્રિયા આ કાળની. પૃથ્વીરૂપ મહાપાત્ર
ગ્રહે કાળ નિજ હાથમાં, રસેભર્યું દિનરાત્ર. ૯

કમલ ઉત્પલ[૫] કલ્હાર[૬] જે, વીંટાયલ ચોમેર
ફેલાવે સૌગંધ્યને, કાલતણી સુખ લ્હેર. ૧૦

---

૧ જેનું પરાક્રમ કળાય નહિ એવું છે એવો કાળ. ૨ આનંદ.
૩ પ્રાતઃ, સવારનું. ૪ કાળરાત્રિ. ૫ આસમાની કમલ. ૬ ધોળાં કમળ.

કાળહસ્તગતપાંજરે, રહ્યો શીકારી બાજ;
નૃસિંહરૂપ ભગવાન તે, પક્ષી ક્રીડાકાજ; ૧૧

ઘનગર્જન જેવું અરે ! વિકટ[1] હસ્ત[2]આસ્ફોટ;[3]
સટા[4] વિકટ તેમજ વળી, પુષ્ટસ્કંધરૂપ કોટ. ૧૨

વિવિધ તુંબ–બ્રહ્માંડનો, ધરી કોટમાં હાર,
મધુર વીણાસમ શોભતો, શરદ્વ્યોમઆકાર:[5] ૧૩
કાળકુંવર નિજ હસ્તમાં, કોયલબાળસમાન
ધરે દેવ ભૈરવતનુ, લીલાર્થે મતિમાન. ૧૪
દુઃખશરાવલિ[6] ઓકતું, સ્ફુર્જિત[7] નિત્ય આકાર;
ધનુ–અભાવ–ચારે દિશે, ફરે કરે સંહાર. ૧૫

## રુચિરા અથવા પ્રભાવતી વૃત્ત.

વિદારતો ભમીં ભમીં લક્ષ્ય કારમાં,
હડાવતો સુકુશલ લક્ષ્યવેધમાં;
ભમાવતો જન કપિવૃત્તિકારી તે,
સ્ફુરાવતો વપુ અહિં કાળ એ રીતે. ૧૬

---

૧ ભયંકર. ૨ પંજો. ૩ પછાડવો તે. ૪ કેશવાળી. ૫ શરદ્ઋતુના આકારસરખી શ્યામ કાંતિવાળો. ૬ દુઃખરૂપી બાણની પંક્તિને. ૭ ચકચકિત. નિરંતર ચકચકિત આકારવાળું અભાવ અથવા સંહારરૂપ કાળનું ધનુષ.

# સર્ગ ૨૫ મો.*

## દૈવરૂપ અને ક્રિયારૂપ કાળનું નૃત્ય વર્ણન.

**શ્રીરામ:—**

અહિં કાળ બીજો વળી, જેનો ભિન્ન પ્રકાર;
દુષ્ટવિલાસશિરોમણિ, કહું તેનો વિસ્તાર. ૧
જીવોને જે બુદ્ધિ દે, કર્યાં કર્મઅનુસાર,
ક્રિયા કરાવે તેમને, વળી જે પારાવાર. ૨
સ્વરૂપ બે એ કાળનાં; તેથી પડયાં બે નામ,
“દૈવ,” “કાળ,” એ રીતનાં, વર્ણવું તે, સુખધામ! ૩
જેનું લક્ષણ ના મળે, “નિત્ય ગતિ” વિણ કાંહિ,
સ્વરૂપ અન્ય એ કાળનું, “ફલસિદ્ધિ” વિણ નાહિં. ૪
પરિસ્પંદરૂપ છે ક્રિયા, જેનું “ચલન” જ રૂપ
ઇતર કામ ઇચ્છા નહિ, નથી જ અન્ય સ્વરૂપ. ૫
જાણ્યું અહિં તેનું નથી, રે! બીજું કાંઇ કામ,
ધારેલું બીજું કંહિ, દીસે ન લેશ, નિષ્કામ! ૬
અખિલ આ ભૂતસંતતિ, પેલવ[1] પારાવાર;
નિર્દય આ સંહારતો, સૂર્ય જેમ હિમહાર.[2] ૭
વિસ્તૃત મંડલ જગતનું, જે કંઇ આ દેખાય;
નર્તનગૃહ તે કાળનું; બહુ નાચે આ ત્યાંય. ૮

---

* કહેવાશે અહિંયાં વળી, ઇતરજ કાળપ્રકાર,
ક્રિયા ક્રિયાફળરૂપ જે, તેનો નૃત્યવિસ્તાર: ૧
નિયતિ પતિરૂપ કાળ તે, વિવિધરૂપે વર્ણાય;
શ્રોતાજન સૌ સાંભળો, મન વ્યામોહ વિલાય. ૨

૧ કોમળ, કુમળી. ૨ હિમનો સમૂહ.

ત્રિજું વળી દારુણ અતિ, ધર્યું કૃતાંત દુર્નામ
કાપાલિક વેષે મદે, નાચે આ જગધામ. ૯
બહુ નાચંતો કાળ આ, છે કામી અત્યંત,
નિયતિરૂપ કાંતાવિષે, ધરે રાગ ને ખંત. ૧૦
શશીકલાસમ શોભતો, શેષનાગ છે સવ્ય,
ત્રિપથગામી[1] ગંગાતણો, પ્રવાહ છે અપસવ્ય, ૧૧
કાપાલિક આ દૈવના જનોઇનું, મતિમંત,
સંસૃતિના[2] વક્ષઃસ્થળે, શોભે જે અત્યંત. ૧૨
ચંદ્રસૂર્યનાં મંડળો, હેમકડાં છે હસ્ત,
લીલાકમળસમહાથમાં, ધરે મેરુ એ મસ્ત. ૧૩
પ્રલયકાળમાં પ્રકટતો, પ્રચંડ પ્રલયસમુદ્ર,
તે જળમાં ધોવાયલું, ધરે વસ્ત્ર આ રુદ્ર, ૧૪
વિયત[3]રૂપ અંબરસમું, એકજ [4]લોલ અભંગ,
તારાછાંટછવાયલું, એકાંબર[5] નિજ અંગ. ૧૫
એરૂપ કાળની આગળે, નિત્ય કામિની નાર,
નિયતિરૂપ[6] રહેતી સદા, નૃત્ય સતત કરનાર, ૧૭
સંરંભો[7] જેના કદિ, અસ્ત થાય નહિ લેશ,
નિરંતરા આડમ્બરે, કરે કાર્ય હમ્મેશ. ૧૮
જગરૂપી મંડપમહીં, ચાલી રહ્યું છે નિત્ય,
નિયતિનું નર્તન મહા, જોવા યોગ્ય ખચીત. ૧૯

---

૧ ત્રણ માર્ગથી વહેનારો. ૨ સંસારના. ૩ આકાશ. ૪ હાલતું. ૫ કાપાલિક લોકો મધ્યમાં છિદ્રવાળી માત્ર એક કંથાજ ગળામાં પહેરી રાખે છે. બીજું કાંઇ વસ્ત્ર રાખતા નથી. ૬ કરેલા કર્મના અંતસ્થ ભાવી ફળના નિયમરૂપ. ૭ ખંતથી કાર્ય કરવાની તૈયારીઓ.

પ્રેક્ષક અહિં સંસારીઓ, રહે બદલાતા નિત્ય;
તોપણ નર્તકી[1]શક્તિ આ, ખળે નહિ કોઇ રીત્ય. ૨૦
આવજાવથી પ્રાણિની, ચંચળ છે નિશદિન,
મંડપ જગનો જ્યાં ક્રિયા,વળી રહીજ અચ્છિન્ન. ૨૧
સ્પન્દરૂપ તેનો નહિ, રોધ[2] જુઓ કરી તોલ,
કાળની કાન્તા એ રીતે, છે નર્તનમાં લોલ. ૨૨
કબરી[3]મંડળ કેશનું, નભથી તે પાતાળ;
પહોંચ્યું છે આ કાળની, સ્ત્રીનું ગંધરસાળ. ૨૩
દેવલોકસહ લોક સૌ, છે અંગે શણગાર;
પગ જાણો પાતાળ છે; નરકો મંજીર[4]હાર ૩૪
દુષ્કૃતદોર[5]પરોવિયાં, કરે ધ્વનિ ભયકાર,
કકળાટે પ્રાણીતણા; દીપે એમ આ દાર.[6] ૨૫
લલાટ કાળકાન્તાતણું, છે યમરાજ સુજાણ,
કસ્તૂરીતિલક તહિં, ચિત્રગુપ્ત શુભ નાણ. ૨૬
પુણ્યપાપરૂપ કર્મની, જે ચીતરે છે નોંધ,
કર્મતણા સૌરભ્ય[7]નો, પ્રકટ થવાને બોધ. ૨૭
પ્રલયસમે વળી દેવી આ, પતિદેવઅભિપ્રાય
વદનભાવથી જાણીને, નાચે ફરી, મુનિરાય ! ૨૮
શૈલશટૌઘનઆરવે[8], અતિ વ્યાકુળ થઇ કાય.
સંહારક આ નૃત્યનું, વર્ણન ક્યમ કરી થાય ? ૨૯

૧ નાચનારીની. ૨ પ્રતિબંધ; અવરોધ. ૩ ચોટલાનું. ૪ પગની ઘુઘરીયોની હાર. ૫ દુષ્કર્મરૂપી દોરથી પરોવાયલાં. ૬ સ્ત્રી. ૭ સુગંધનો; સારાં કર્મનો. ૮ પર્વત ફાટનાં થતા મોટાકડાકાના જેવા ભયંકર શબ્દ કરી.

બહુ લટકે છે પૃષ્ઠમાં, કાર્તિકેયમૃતમોર;[1]
પીછાં જેનાં આમતેમ, ઉડ્યા કરે થઇ શોર. ૩૦
મહારન્ધ્ર ત્રણ નેત્રનાં; ભરાય ત્યાં ભાંકાર;[2]
સણસણાટે વાયુઓ ભીષણ, તેથી ભયકાર. ૩૧
પંચ મસ્તકો રુદ્રનાં, જટાચંદ્રવિકીર્ણ,[3]
હાલકહૂલક ત્યાં બની, લટકે જેમ વિશીર્ણ.[4] ૩૨
ચારુ પુષ્પ મંદારથી, શોભે ગૌરીકેશ,
ઉડતા હોય શું ચામરો, તેમ દીસે આ વેષ. ૩૩
લટકે છે આ દેવીના, અંગે અચલાકાર,[5]
ઉદરરૂપ ભૈરવતણાં તુંબીપાત્ર[6] અપાર. ૩૪
તાંડવમાં ઉન્મત્ત તે, લોલ જ પારાવાર
આમતેમ બહુ હાલતાં, દેવીને આધાર. ૩૫
ઈંદ્રદેહઅસ્થી બન્યાં, ખપ્પર ભિક્ષામાટ,
ઘણાં છિદ્રથી ત્યાં કરે, પવન ભીષણ સુસવાટ. ૩૬
શુષ્ક શરીરરૂપ હાડકાં, બની રહ્યાં ખટવાંગ;[7]
ભરાયું અંબર[8] તે થકી, દીસે ભયાનક સાંગ. ૩૭
એ વિધ કાળની કામિની, કરતી સૌ સંહાર,
ભયકારી નિજ અંગથી, નિજને પણ ભયકાર. ૩૮

---

૧ કાર્તિકસ્વામિના મરેલા મોર. ૨ શબ્દવિશેષથી ભયંકર. ૩ જેઓમાં જટાઓ અને તેમાં રહેલા ચંદ્રો વેરાયલા આમતેમ લટક્યા કરે છે. ૪ છિન્નભિન્ન થઈ ગયા હોય તેમ. ૫ પર્વતના આકારવાળાં. ૬ તુંબડાંનાં પાત્ર. ૭ ખાટલાનાં અંગ–ઇશ ઉપળાં. ૮ વસ્ત્ર, આકાશ.

વિવિધ મુંડની[1] હાલતી, સુંદર પુષ્કરમાળ,
પહેરી પ્રલયને તાંડવે, ભમે કામિની કાળ. ૩૯
મત્તમેઘડમરૂ[2] કરે, ઉડ્ડામર[3] આરાવ[4],
પ્રલય સમે તેથી પળે, તુંબુરાદિ[5] સૌ સાવ. ૪૦
કાપાલિક પતિ દેવ પણ, નાચ્યો રહ્યો શુભકાય,
ધારી મંડળ ચંદ્રનું, તેજસ્વી મુનિરાય ! ૪૧
ચંદ્ર અને નક્ષત્રથી, શોભી રહ્યું આકાશ;
મોરપિચ્છ તેનું કરી, ધરે મસ્તકે ખાસ. ૪૨
ભૂષિત કરતો કેશને, કુંડળ ધરતાં કાન,
ચંદ્રસૂર્યરૂપ હાલતાં, ગાલ ઉપર મતિમાન. ૪૩
હિમાલયરૂપ અસ્થિનાં, કુંડળ જમણે કાન,
મેરુસુવર્ણની કર્ણિકા, દીપે ડાબે કાન. ૪૪
શ્રેણી લોકાલોકની,[6] કટિમેખલા થાય,
આમતેમ અતિ હાલતી, વિદ્યુત[7]વલય[8] જણાય. ૪૫
નીરદ[9] પવને હાલતાં, અંશુકપટ[10] લ્હેવાય.
જગતનૃત્યશાલામહીં, નર્તન એવિધ થાય. ૪૬
ક્ષીણજગતની વાંતિઓ, કૃતાંતનો સમુદાય,
ટોળે મળીયો હોય જ્યમ, ત્યમ ત્યાં તો લે'વાય, ૪૭
મુસલ[11] પટ્ટિશ[12],પ્રાસ[13]ને,તોમર[14] મુદ્ગર[15] શૂલ[16].
તીક્ષ્ણ એ સૌ આયુધો, પરોવિયાં મહામૂલ, ૪૮

૧ મસ્તકની. ૨ ઉન્મત્ત થયેલ મેઘરૂપ ડાકલાં. ૩ પ્રચં.. ભયંકર. ૪ શબ્દોના અવાજ. ૫ તુંબુરાદિ ગંધર્વો. ૬ લોકાલોક પર્વતની ૭ વીજળી. ૮ હાથનું કંકણ. ૯ વાદળાં. ૧૦ વસ્ત્રપટ. કંથા. ૧૧ સાંબેલાં. ૧૨ અસ્રા જેવા તીક્ષ્ણ ધારવાળા લોહદંડ. ૧૩ બાણ, કામઠાં. ૧૪ ભાલા. ૧૫ હથોડા. ૧૬ ત્રિશૂલો.

શેષનાગશરીરરૂપ, મહાસૂત્રમાં શ્રેષ્ઠ,
થાય કાલ તૈયાર જવ, મૃગયા કરવા નેષ્ટ. ૪૯
જીવરૂપ મૃગસંઘને, પકડી લેવા કાજ,
પ્રસરી રાખે પાશરૂપ, આ આયુધનો સાજ. ૫૦
ધારણ કરતો કોટમાં, બનાવી તેની માળ,
અગણિત સૃષ્ટિનો અરે! આવો પહોચતાં કાળ. ૫૧
ભુજભૂષણ છે કંકણો, સપ્ત સમુદ્રની હાર,
રત્નતેજથી દીપતાં, અપૂર્વ પારાવાર. ૫૨
જીવવાળા મગરો ઘણા, રહ્યા ઉલ્લાસી ત્યાંહિ,
ચિત્રાર્પિત તે છે નહિ, મળે ન એવા ક્યાંહિ. ૫૩
આ કાપાલિકની જુઓ, રોમરાજિ[1] પ્રત્યક્ષ,
મહાવર્તો[2] વ્યવહારના, સુખદુઃખરૂપી લક્ષ.[3] ૫૪
ઘાટાં જેનાં ગુંચળાં, રજપૂરણ[4] તમસ્યામ,[5]
વર્ણન તેનું શું કરું, હારી જાય મુજ હામ. ૫૫
એ ગુણવાળો કાળ આ, કરી નિજ તાંડવ બંધ,
કલ્પાંતે વિશ્રાંતિને, લેતો એજ નિબંધ.[6] ૫૬
નવીન સૃષ્ટિ કરવા અરે! સર્જે બ્રહ્મા રુદ્ર,
હાવભાવના પૂરથી, ફરીથી પણ આ ક્ષુદ્ર[7] ૫૭
નૃત્યલીલા વિસ્તારતો, પુનરપિ સર્ગસ્વરૂપ,
જરા શોક ને દુઃખનાં, વિવિધ વિશ્વ મુનિભૂપ! ૫૮

૧ રૂવાંટાંની પંક્તિ. ૨ મોટી ભમરીયો. ૩ લાખો. ૪ ધૂળ અ રજોગુણથી ખરડાયલાં. ૫ અંધારા જેવી કાળી. ૬ એના એજ નિયં વારંવાર વર્તે છે. ૭ નીચ, હલકો.

**વસંતતિલકા વૃત્ત.**

પાછાં કરે વિવિધ ભુવન ને વનોને,
લોકાંતરો જનજલાદિકકલ્પનોને;
આચાર[1]સુંદરકલા[2]યુગ ભિન્ન ભિન્ન,
પંકેથી જેમ રચના શિશુઓ અખિન્ન. ૫૮

## સર્ગ ૨૬ મો.*

### સંસારની દુર્દશા.

**શ્રીરામ:—**

એ વિધ વૃત્ત[3] કાલાદિનું, મહામુનિ ! અહિં જોવાય;
મુજસમની સંસારમાં, આસ્થા કહો કયમ થાય ? ૧
દેવાદિકથી અમતણું, વિક્રીતસમ અહિં સ્થાન;
પ્રપંચરચનાથી બન્યા, વનમૃગ મુગ્ધ સમાન. ૨
ઉદરંભરિ[4] આ કાળનો, અનાર્યસમ આમ્નાય;[5]
નિત્યાપદને અર્ણવે, પાડે જનસમુદાય. ૩
ચેષ્ટાઓ દારુણ કરી, દુરાશનું પણ પૂર;
ઉપજાવી અંતર દહે, કાળ અહિં મહાશૂર. ૪

---

૧ શ્રૌતસ્માર્ત આદિ સત્કર્મોની. ૨ સમ્યક્ પ્રવૃત્તિ.

*અધીનપણાથી કાળને, અન્ય દોષથી તેમ;
દુર્દશાજ સંસારની, ભારે છે અહિં જેમ; ૧
વિરાગને ઉપજાવવા, વર્ણાશે આ સર્ગ;
પ્રીતિ ધરીને સાંભળો, પ્રિય મુમુક્ષુવર્ગ ! ૨

૩ ચરિત્ર. ૪ પેટભરા. ૫ ચરિત્રાભ્યાસ.

ઉષ્ણ તેજને જ્વાલથી, અગ્નિ અંતર બહાર;
બાળેછે જ્યમ લોકને, તેવો આજ પ્રકાર. ૫
નિયતિ આ નિયતોન્મુખી,[1] ચપળસ્વભાવ જણાય;
હરી ધૃતિને ધીરથી, કંપ્ર-કાળ-પ્રિય થાય. ૬
તરુણ શરીર જીરણ કરે, કાળ ઘોરઆચાર;
સર્વ અનિલની[2] રીતથી, કરે નિત્ય આહાર. ૭
મહારાજા નિર્દય ઘણાં, દયાહીન યમરાજ;
અનુકંપાનું નામ ના, આર્ત[3]પ્રતિ મહારાજ! ૮
સર્વભૂતપ્રત્યે દયા, ઉદાર થઇ કરનાર;
નર દુર્લભ જગમાં દિસે, રે! નહિ સાંપડનાર. ૯
તુચ્છ વિભવ ભૂતજાતિનો, નિત્ય ન તે રહેનાર;
ભોગભૂમિ દારુણ અને, દુરંત[4] દુઃખ દેનાર. ૧૦
ક્રૂર ઘણું છે મૃત્યુ ને, આયુ ચપળ અત્યંત;
અતિતરલ[5] તારુણ્ય ને, અતિજડ બાલ્ય ધીમંત! ૧૧
ભવબંધન છે બાંધવો,[6] કલા[7]કલંકિત[8] લોક;
મહારોગો ભવભોગ છે, તૃષ્ણા મૃગજળ ફોક. ૧૨
શત્રુ બનીરે! ઇંદ્રિઓ, થઇ ગયું સત્ય અસત્ય;
આત્મશત્રુ મન આ બન્યું,આત્મજાત શિશુ[9] સત્ય. ૧૩

---

૧ જિતેન્દ્રિય લોકો પાસે જનારી; તેને ભમાવનારી. ૨ પવનની. ૩ દુઃખી. ૪ અપાર. ૫ ઘણું ચપળ. ૬ સંબંધીઓ. ૭ વિષયચિંતનથી. ૮ ઘેરાયલા. ૯ આત્માથી ઉપજેલું બાળક (માયા) સત્ય થઇ બેઠું છે ખરું મનાયું છે.

મનોભૂત આત્મા બન્યો, ધરીજ મન અભિમાન;
નિજને નિજથી મારતો, તેથી હે મતિમાન! ૧૪

દૂષે સ્વરૂપને આ અતિ, કલંક રે! અહંકાર.
પરિપેલવ[1] થઇ બુદ્ધિઓ, બહિર્મુખી રહેનાર. ૧૫

ક્રિયા શરીરની ચાલતી, દુષ્ફળદાયી દુરાશ;
નિષ્ઠા પામ્યા સ્ત્રીવિષે, મનના સર્વ વિલાસ. ૧૬

વિષયશાલી[2] વાંછા[3] બની, આત્મચમત્કૃતિક્ષીણ;
દોષપતાકા[4] નારીઓ, રસો[5] થયા રસહીન. ૧૭

ચિત્ત દીધું અહંકારને, વસ્તુ[6] જાણી અવસ્ત;[7]
અભાવ[8] વેધિત[9] ભાવ[10] સૌ, ભાવઅંત[11]ના ગ્રસ્ત.[12] ૧૮

અંતરથી વ્યાકુળ રહી, તપ્યા કરે નિશદિન;
મતિ અમારી હે મુનિ! નિષ્ઠાસત્ત્વવિહીન. ૧૯

રાગરોગ વધતો મુનિ! વિરાગનું નહિ નામ;
રજોગુણે હત દૃષ્ટિ[13] થઇ, તમસે[14] પૂર્ણ તમામ. ૨૦

અધિગમ લેશ ન સત્ત્વનો, તત્ત્વ રહ્યું બહુ દૂર;
સ્થિતિ અસ્થિર જીવનતણી, મરણોન્મુખ સૌ શૂર. ૨૧

---

૧ કોમળ. સ્વસ્વરૂપની નિષ્ઠારૂપ દઢતાથી રહિત. ૨ કેવ વિષયોનીજ ભરેલી. ૩ ઇચ્છા. ૪ દોષરૂપ વાવટા. ૫ ધર્મ તથ શાસ્ત્રવિષયના રસો રસ=પ્રીતિહીન થયા. ૬ અલૌકિક વસ્તુ. કાર્યકરણનો સંઘાત. ૮ નાશ. ૯ વેધાયલા. ૧૦ પદાર્થ. ૧૧ પદાર્થન અંત; સ્વરૂપ. ૧૨ ગળાયું; સમજાયું. ૧૩ વિચાર. વિવેક. ૧૪ તમો ગુણથી. મોહથી.

ધૃતિ પામી વૈધુર્યને, અનિત્યમાં નિત્યેં પ્રેમ;
માંદ્યમલિન[1] મતિઓ બની, વિનાશીં વપુ નહિ ક્ષેમ. ૨૨
ગતિ ન ક્યાંહિ નજરે પડે, ઉદય ન સતનો ક્યાંય;
મુંઝાય મન નિજ અંતરે, મુદિતા[2] દૂર વિલાય. ૨૩
ઉજ્જ્વલ ગુણ કરુણાતણો, ઉદય ન પામે લેશ;
દૂરથીં ચાલી આવતું, નીચપણું મનમેશ. ૨૪
ધીરપણું આ વિશ્વમાં, થતું જાય અસ્થિર;
જન્મમરણના દોરમાં, પ્રોયા છે જનવીર. ૨૫
થઇ પડયો સુલભજ અહિં, દુર્જનનો આશ્લેષ[3];
બની ગયો દુર્લભ અતિ, સંતસમાગમ બેશ. ૨૬
આગમઅપાયી[4] ભાવ[5] સૌ, ભાવ[6] કરે ભવબંધ;
નિત્ય સુખદ વસ્તુ વિષે, ત્યજ્યો પ્રેમ થઇ અંધ. ૨૭
પરંપરા પ્રાણીતણી, વૃદ્ધ, યુવક કે બાળ;
અણજાણ્યા કો સ્થલ વિષે, ખેંચીં જાય છે કાળ. ૨૮
જડે ન દિશ જ્યાં ભય નહિ, કાળતણો, મુનિ ! લેશ;
થતો ન કંઇ વ્યવહારનો, શુભ ઉત્તમ ઉપદેશ. ૨૯
વીંખરીં જાય છે પર્વતો, લય પામે આકાશ;
ભૂમિ ભુવન ક્ષીણ થાય છે, મુજસમની શી આશ ? ૩૦
સમુદ્ર પણ કાળે કરી, સૂકાય ને ક્ષીણ થાય;
તારા-પણ વીંખરાય છે, સિદ્ધો પણ મરીં જાય. ૩૧

---

૧ મંદપણાથી મલિન ૨ પરસુખદર્શનનો સંતોષ. ૩ સમાગમ. ૪ આવવાજવાનાભાવવાળા; ઉત્પત્તિનાશવાળા. ૫ પદાર્થ. ૬ ભાવના. વાસના.

ધ્રુવ જીવન અધ્રુવ બને, દાનવદેવવિનાશ;
મુજસમ માનવનો અરે ! તો પછી શો વિશ્વાસ ? ૩૨
શક્રસમા પણ કાળના, મુખથી ચર્વિત થાય;
યમ વાયુ પણ કાળથી, મરી ટાઢા થઇ જાય. ૩૩
સૂરજ રજ જેવો બને, સોમ શૂન્ય જ્યાં થાય;
બુઝાઇ જાતો અગ્નિ ત્યાં, મારું શું કહેવાય ? ૩૪
બ્રહ્માનો પણ અંત જ્યાં, જ્યાં અજ[1] હરિસંહાર;
અભાવ પામે રુદ્ર જ્યાં, ત્યાં મારા શા ભાર ? ૩૫
નિયતિ તણાઈ જાય જ્યાં, કાળ વિલય કરનાર;
લય અનંત આકાશનો, ત્યાં મારા શા ભાર ? ૩૬
દેખાડે માયાથકી, નિજસ્વરૂપનીમાંહિ;
બ્રહ્માંડો ભ્રમદાયીકો, રહી અજ્ઞાત જ ચાંહિ. ૩૭
સ્થૂલસ્વરૂપ અજ્ઞાત છે, સૂક્ષ્મ ઘણું દુર્દર્શ,
શ્રાવ્ય અને વાચ્યજ નહિ, નહિ મનનો ત્યાં સ્પર્શ. ૩૮
પામી કલા અહંકારની, વસી રહ્યા ત્રણ લોક;
તે સૌની અંદર રહે, આ અજ્ઞાતજ કોક. ૩૯
ત્રિલોકમાં તેથી નથી, એવી વસ્તુ કો ઠામ;
બાધ ન પામે તેથકી, મુજ મન નિશ્ચય આમ. ૪૦
શિલા શિખર ને પર્વતો, દુર્ગમ ઇતર પ્રદેશ;
સર્વસ્થળ રોળાવતો, પુરુષ જ આ હમ્મેશ. ૪૧

૧ અજન્મા.

સાશ્વભૂત[1] આ સૂર્ય તે, જ્યમ વનનો પાષાણ,
અવશ જ છે કિંકર સમો, કરતો નિત્ય પ્રયાણ. ૪૨
પકવ અખોડની છાલઈપ, જ્યોતિશ્ચક્ર ખગોળ;
સુરઅસુરગણથી ભર્યો, વીંટે તે ભૂગોલ. ૪૩
વિવિધ લોક કલ્પી સર્જ્યાં, સ્વર્ગ ભૂમિ પાતાળ;
સુરદાનવનરનાગના, અરે ! કરે બેહાલ, ૪૪
કરી જર્જર સંકલ્પથી, એકજ ક્ષણમાં કાળ.
પરવશપણું જગદોષ છે, મહાન ને વિકરાળ. ૪૫
કામદેવ મોટો વળી, જેણે માંડી જંગ
જગનિયંતા ઈશનું, ડબાવ્યોં દીધું અંગ; ૪૬
વિવશ કરી ત્રણ લોકને, થઇ વિણક્રમ[2] વિક્રાંત;[3]
ફૂલે બહુ ફાલી રહી, બને કદિ ના શાંત. ૪૭
વર્ધાવે મદપુષ્પને, હસ્તી મત્તવસંત;
દિશા સુગંધિત સૌ કરી, ચિત્ત જ ચપળ કરંત. ૪૮
ચપળ કટાક્ષે કામિની, જે નિજમાં અનુરક્ત;
જુએ શરીરને ભાવથી, કરવા મન આસક્ત; ૪૯
ટાળી શકે નહિ શક્તિ તે, મન આ મત્તઅવસ્થ[4],
મહાવિવેક પણ શક્ત ના, કરવા તે મન સ્વસ્થ. ૫૦
બુદ્ધજ[5] સુખી મુજને દિસે, આત્મશીતળધીમાન;[6]
પરોપકારી જે તપે, પરદુઃખે મતિમાન ! ૫૧

---

૧ ઘોડાના પગસમા કિરણોથી ચાલતા સૂર્યની રથના ઉત્પ્રે
છે. ૨ અનુચિત રીતે. ૩ વિજયથી. ૪ મત્ત અવસ્થાવાળું. ૫ જ્ઞા
૬ આત્માના વિચારથી શીતળતાવાળી બુદ્ધિવાળો.

મોજાં જીવિતઅબ્ધિનાં,[1] ઉપજે ને અળપાય;
પડે કાળવડવાનળે, કહો શું કોથી ગણાય ? ૫૨

દોષગહનઝાડીથકી, જંગલ આ સંસાર;
નરમૃગ સૌ જન્મી અહિં, કરે મૂર્ખ વ્યવહાર. ૫૩

બંધાયા મોહે કરી, દુષ્ટ આશને પાશ;
સમજ્યાવિણુ તે પેચને, પામ્યા સદ્ય વિનાશ. ૫૪

## વસંતતિલકા વૃત્ત.

દ્યોવૃક્ષવલ્લિકૃતપાશસમાં[2] ફળોમાં,
જીવો કુકર્મથી પડી પડી યોનિઓમાં;
ક્ષીણું કરે અમુલ આયુષ જાણું એમ,
ચિંતા ધરે ન જન કો, "તરૂં આંહિ કેમ ?" ૫૫

આ આજ ઉત્સવક્રતુ,[3] અહિં આજ યાત્રા;
તે બંધુઓ સુખની આ, સવિશેષ માત્રા;
કલ્પી વૃથા કલનજાળ[4] જ એમ જાતે,
પામે મૃતિ[5] ચપળ કોમળ[6] બુદ્ધિના તે. ૫૬



૧ જીવિતરૂપ સમુદ્રનાં. ૨ આકાશના ઝાડઉપરના વેલાની કરેલી જાળ જેમ મિથ્યા છે તેમ જેનું ફળ મિથ્યા છે એવાં. ૩ યજ્ઞ. ૪ કલ્પનાજાળ. ૫ મરણ. ૬ અલ્પ.

# સર્ગ ૨૭ મો*

## સાંસારિક પદાર્થના દોષો.

### ઉપજાતિ વૃત્ત.

**શ્રીરામ:—**

બીજું વળી તાત ! જગત્સ્વરૂપ, આપાતચારુ[1] પણ છે કુરૂપ;
એવા પદાર્થોનીંજ આંહિં ખામી, જેથી શમે ચિત્તજ તૃપ્તિ પામી. ૧
કેલિ[2] કરી બાલ્યજ ચાલ્યું જાય, તારુણ્ય સ્ત્રીની દરીમાં[3] વિલાય;
વાર્દ્ધક્યમાં તો વપુ જીર્ણ થાય, તપ્યા કરે કેવળ લોક હાય ! ૨
જરાહિમે દાઝલ આ શરીર–સરોજિનીને[4] ત્યજી દૂર વીર;
ઉડી જતાં તત્ક્ષણ જીવભૃંગો, સુકાય છે જ્યાં જનજન્મરંગો. ૩
જરા ધરે નૂતન પુષ્પ ભારે, કાયાલતા જર્જરભૂત જ્યારે;
આવે થવા પક્વસુ મૃત્યુ ત્યારે, પ્રીતિ ધરી ભોગવવાજ મારે. ૪
તૃષ્ણાનદીનો બળવાન્ પ્રવાહ, ગળે પદાર્થો સઉ એક રાહ;
તટસ્થ સંતોષતરૂમૂળોને, આ દક્ષ[5] નિર્મૂળ કરે જુઓને ! ૫
બંધાયલી ચર્મની નાડીઓથી, ઊંચી થઈ સાગરઊર્મિઓથી;
શરીરનૌ[6] ડોલતી આમ તેમ, ભમે ભવાબ્ધિ ભયભીત જેમ. ૬

---

* ફરી વિસ્તારે અહિં કહે, ઉપજાવાજ વિરાગ,
ઉક્તઅનુક્ત પદાર્થના, દોષો શોધી લાગ, ૧
મોક્ષ વિરોધી જે દિસે, તે વર્ણાશે અત્ર,
સાંભળજો આદરથકી, પ્રીતિ ધરીને તત્ર. ૨

૧ પ્રથમ દૃષ્ટિએ સુંદર. ૨ રમત. ૩ ગુફામાં. ૪ કમલિનીને. ૫ હુંશીઆર. ૬ શરીરરૂપી નૌકા.

પંચેન્દ્રિઓના[1] મગરો ભમાવી, તેને કરી નિર્બળ દે નમાવી;
અધીર તેથી નમીં એ બીચારી, ડૂબી જવાની કરતી તયારી. ૭
તૃષ્ણાવને કામતરૂ અનંત, મનોમૃગો[2] પૂરણ ત્યાં કુદંત;
ભમી ભમી કાળ વૃથા ગુમાવે, અંતે ન કાંઈ ફળ હાથ આવે. ૮
ચુંથાય ના ગર્વથી જે સુખોમાં, વિષાદમોહે વળી આપદોમાં;
હણાય ના અંતર સ્ત્રીથી લેશ, તેવા હવે દુર્લભ છે નરેશ. ૯
હસ્તીતરંગો[3] રણઅબ્ધિ પૂરો, તરી જનારો કહું નાજ શૂરો;
દેહેન્દ્રિયાબ્ધિ[4] મનનાતરંગે[5], પૂરો તરે શૂરજ તેજ જંગે. ૧૦
અકલેશ જ્યાં અંત સુધી ફળે છે, એવી ક્રિયા ના જગમાં દિસે છે;
પામે કરી જે પરમા નિવૃત્તિ, લોકો દુરાશે હતચિત્તવૃત્તિ. ૧૧
જગે નથી લભ્યસુ તે મહાત્મા, જેનાં રહી અક્ષતધૈર્યઆત્મા;
યશે પૂરે વિશ્વ, દિશા પ્રતાપે, પૂરે ધરે દ્રવ્યજ સત્ત્વતાપે. ૧૨
વસ્તુ રહેલી ગિરિશૈલભીંતે, વજ્રાલયે હોયજ વા કદિ તે;
ભાગ્યોદયે સર્વજ પ્રાપ્ત થાય; રિદ્ધિ સસિદ્ધિ સઉ ઊભરાય. ૧૩
સુભાગ્યથી છે સૌ સારી વાતો, દુર્ભાગિને જેમજ દુઃખપાતો;
પ્રયત્નવૈયર્થ્ય[6] જગે જણાતું, સુદૈવ દુર્દૈવ ખરૂં મનાતું. ૧૪
"રસાયણો આ ધનપુત્રદારા," કલ્પે વૃથા બુદ્ધિથી એમ ભારા;
આવે ન તે કામજ અંતવેળા, જ્યારે થતા ભોગજ દુઃખભેળા. ૧૫
બળ્યા કરે અંતર જંતુ[7] જીર્ણ, કરેલ કૃત્યો સ્મરી ધર્મશીર્ણ;[8]
રુંધાય ખેદે અવસાનકાળે, દશા ભયગ્રસ્તજ ભારી સાલે. ૧૬

---

૧ પંચેન્દ્રિયોરૂપ ૨ મનરૂપી વાંદરાં. ૩ હસ્તીરૂપતરંગવાળો. ૪ દેહ અને ઇંદ્રિયોરૂપ સમુદ્ર. ૫ મનરૂપ તરંગવાળો. ૬ પ્રયત્નનું વ્યર્થપણું. ૭ અજ્ઞાની મનુષ્ય. ૮ ધર્મરહિત.

ધર્માપ્તિનો[1] જ્યાં પડી અંતરાય[2], કામાર્થ કર્મે દિવસો ભરાય;
તેથી બને ચિત્તજ બર્હલોલ[3], વિશ્રાંતિનો ના પછી રહેજ શોલ. ૧૭

પાસે છતાં ના જરિયે જણાય, તરંગશાં ચંચળ જે ગણાય;
ક્રિયાફળો દૈવથી પ્રાપ્તયોગ, ઠગાય તેથી રુચિભિન્નલોક[4]. ૧૮

પહેલાં પછીનો ક્રમ જ્યાં મજેનો, ના રમ્ય રહેતો પરિણામ જેનો,
તેવાં કર્યે સ્ત્રીજનપ્રીતિકર્મ, ચિત્તો બને ભ્રષ્ટવિવેકધર્મ. ૧૯

જન્મી જશે પણ ખરે જ જીર્ણ, જીવો બને તેમ તનુવિશીર્ણ,
વિવેકહીણા મળી સ્થાન એક, જાયે મરી બુદ્ધિથી ભ્રષ્ટ છેક. ૨૦

દૂરાંત[5] કાર્યો કરીને ફુલાય, દિનાંત થાતાં નિજ ઘેર જાય;
સુકર્મ સત્સંગ દિને ન જેને, નિદ્રા હશે આવતી કેમ તેને ? ૨૧

સમસ્ત શત્રુજનને હરાવી, હર્ખે દિશા ચારથી દ્રવ્ય લાવી;
કિંતુ જતો ભોગવવા સુખો રે! ત્યાં તો બને કાળજ ઉન્મુખો રે! ૨૨
વધારી દીધાં તુચ્છ રૂપ જેનાં, અજ્ઞાત કો કારણથી મજેનાં;
ભાવો[6] જગતના ક્ષણદૃષ્ટનષ્ટ[7], ભમાવતા રે! જનને સમસ્ત. ૨૩

---

૧ ધર્મપ્રાપ્તિનો. ૨ છેદું. ૩ મોરપિચ્છ જેવું ચંચળ. ૪ ભિન્ન રુચિવાળો, અનાત્મામાં રુચિવાળો. જે વસ્તુ મળ્યાપછી જતી રહેતી નથી તેજ લાભ છે; અન્યલાભ માત્ર લોકોને ઠગનારો છે અને દૈવવશાત્ પ્રાપ્ત થનારો છે. ૫ બહુ દૂર સુધી. ૬ પદાર્થો. ૭ ક્ષણમાં દેખાય અને ક્ષણમાં નાશ પામે એવા.

જનો અજો[૧] બદ્ધ કુકર્મથી જે, હોમાય મૃત્યુમુખ પ્રાણથી તે;
પ્રેમે કર્યાં પાન[૨]જ પોષ્યાં પ્રાણો, રોકી શકે દેહ થતાં શું રાણો? ૨૪

સદા જગે શીઘ્રજ આવતો ને, જાયે સદા શીઘ્રજ આ જુઓને;
અજ્ઞાત કો દામથી લોકરાશિ, તરંગશો ચંચળ ને વિનાશી. ૨૫

મનોહરી તેથીજ ચિત્તહારી, નરોતણા પ્રાણ ઝુંટાવનારી;
રક્તચ્છદા[૩] ચંચલ ષટ્પદાક્ષી[૪], સ્ત્રી લોલ[૫] ઝેરી તરુની[૬] લતાશી. ૨૬

ભિન્નસ્થળેથી થઇ વ્યર્થ ભેગો, સમાન સંકેતથી પ્રાપ્તવેગો[૭];
યાત્રાસમો છે નરનોજ મેળો, કલત્ર[૮]મિત્રવ્યવહારઘેલો. ૨૭

ધણી દશા[૯] દીપશિખાશી મુક્તા, જ્યાં સ્નેહ[૧૦]બંધે અતિભાવયુક્તા;
સંસારમાળા અતિચંચળા તે, મિથ્યા, ન જ્યાં તત્ત્વનું જ્ઞાન છે તે. ૨૮

સંસાર સંરંભ[૧૧] કુચક્રિકા[૧૨] છે, પ્રાવૃટ્[૧૩] પયોબુદ્બુદભંગુરા[૧૪] છે.
અસાવધાની જનને રમાડે, ચિરસ્થિરપ્રત્યયને[૧૫] પમાડે. ૨૯

શોભા ગુણે ઉજ્જવળ જે બની'તી, દૈવે બની સંપ્રતિ નષ્ટ વીતી.
આજે ધરાશે હતી તે શું તેવી, હેમંતમાં અંબુજના[૧૬]જ જેવી? ૩૦

---

૧ મનુષ્યરૂપી બકરાં. ૨ પુષ્ટ. ૩ લાલ વસ્ત્રવાળી; લાલ પાંદડાંવાળી. ૪ ભ્રમરાજેવાં નેત્રવાળી; ભ્રમરાવાળી. ૫ ચંચળ. ૬ ઝાડઉપરની. ૭ જેને વેગ મળ્યો છે એવો. ૮ સ્ત્રી. ૯ દીવેટ; સંસારની દશા. ૧૦ તેલ; સ્નેહ. ૧૧ તીવ્ર પ્રવૃત્તિની. ૧૨ દુષ્ટ ભમરી; ચકરી. ૧૩ વર્ષાઋતુના. ૧૪ પાણીના પરપોટા સમાન નાશવંત. ૧૫ ચિરકાળ સ્થિર રહેશે એવા વિશ્વાસને. ૧૬ કમળના. યૌવનની શોભા ઘડપણમાં એવી તો નાશ પામે છે કે તે પહેલાં હતી એમ વિશ્વાસ આવતો નથી. કમળની શોભા હતી એમ હેમંત ( માર્ગશીર્ષ-પોષ ) માં વિશ્વાસ આવે નહિ તેમ.

ફરી ફરી દૈવથી જન્મ ધારી, દેહે કરીને બનો ઉપકારી;
છેદાય વૃક્ષો પણ જ્યાં કુઠારે[1], વિશ્વાસ દેહે પછી કોણ ધારે? ૩૧

સુરમ્ય તોયે અતિદોષવૃત્ત[2], અંતર્વિઘાતો કરવા પ્રવૃત્ત;
વિષદ્રુમી બંધવસંગ આપે, મૂર્છા વળી જીવનનેજ કાપે. ૩૨

તેવા કયા જે નથી દોષવાળા? દેશો કયા જ્યાં નથી દુઃખવાળા?
મૃત્યુ વિનાની કઇ છે પ્રજાઓ? માયા વિનાની કઇ છે ક્રિયાઓ? ૩૩

વિરિંચિની[3] કાળગણત્રીથી તે, ગણાય કલ્પો ક્ષણનીજ રીતે;
કલા[4] ભરેલો બહુ કાળમાળો, લાંબા ટુંકાનો નથી ત્યાંજ તાળો. ૩૪

ગિરિ બધે પથ્થરના બનેલા, વૃક્ષો બધે કાષ્ઠથી છે ભરેલા;
મહીતણો બંધ મૃદે[5] થયેલો, માંસે બધે દેહજ છે ભરેલો. ૩૫

કર્યો થવાને વ્યવહાર ભૂપે[6], સંકેત આ ભિન્ન જ નામરૂપે;
ભાવો[7] દિસે ભિન્ન વિકારથીજ, અપૂર્વતા અન્યજ કો નથીજ. ૩૬

આકાશ વાયુ જળ તેજ પૃથ્વી, ભેગાં મળી થાય પદાર્થલક્ષ્મી;
તેથી જગે ચેતનબુદ્ધિ જામે, પૃથક્ કર્યે પંચભૂતે વિરામે. ૩૭

આશ્ચર્ય સૌને ઉપજાવતી જે, ચમત્કૃતિ આ વ્યવહારની તે;
વિચિત્ર ના તે પણ થાતું તેમ, કોને કદિ સ્વપ્ન વિષેજ જેમ. ૩૮

આકાશવલ્લીફલવત્સુવ્યર્થ[8], ભોગે વધ્યો મોહ કરે અનર્થ;
લોભે હણાયા ચિત્તમાં ઉદાર[9], કથા તણો દુર્લભ છે વિચાર. ૩૯

---

૧ કુવાડાથી. ૨ અતિદોષના વર્તનવાળા. ૩ બ્રહ્માની. ૪ વિભાગ. ૫ માટીથી. ૬ પરમેશ્વરે. ૭ પદાર્થો. ૮ આકાશમાં ઉગેલા વેલાના ફળ પ્રમાણે અત્યંત વ્યર્થ. ૯ પરમાત્માસંબંધી.

પહેલી વયે ભોગવોનેજ ભોગ, અને પછી નાત્મ[1]વિચારયોગ,
લોભે અને ઊખર[2] ચિત્તબીજ, ઉગે ન ત્યાં આત્મવિચારબીજ. ૪૦
સેવા જતાં તો પદ ઉત્તમોનું, હણાય છે ચિત્તજ પ્રાકૃતોનું;
નિશ્ચે પડે અદ્રિથી જેમ છાગ[3], આનીલ[4]વલ્લી[5]ફળલબ્ધરાગ[6]. ૪૧
લતાફળો પત્ર ન પુષ્પછાયા, દેતા તરુ દુર્ગમ[7]ગર્તકાયા[8];
અને ન અંશે પણ લાભકારી, સ્વાર્થી રહે કેવળ જાત ઠારી. ૪૨
છે વ્યર્થજીવી જન આજ તેવા, સર્વસ્વ ખર્ચી નિજ જાત સેવા
કરે, ધનાદિ નિજ સંપદોને, આપે ન કિંચિત્ પણ અન્ય કોને. ૪૩
ક્વચિત્ જનો માર્દવ[9]સુંદરોમાં[10], ક્વચિત્ ફરે ઘોર ભયાનકોમાં[11];
સારાં નઠારાં ત્યમ સૌ સ્થળોમાં, ફરે સદા કૃષ્ણમૃગો વનોમાં. ૪૪

### વસંતતિલકા વૃત્ત.

નિત્યે દિસે નવનવાંજ અને સુરમ્ય,
અંતે વિલોલ સુઅનિશ્ચિત ને અગમ્ય;
દુઃખોર્થો દુષ્ટ ફળદાયી અને અનાર્યો[12];
કોચિત્ત વિસ્મય ન દે મૃત[13]ધાતુ[14]કાર્યો. ૪૫

---

૧ ન આત્મવિચારયોગ. ૨ ખારવાળી. ૩ બકરો. ૪ લીલી. ૫ વેલી. ૬ ઇચ્છા. લીલી વેલના ફળમાં જેને રાગ ઉપજ્યો છે એવો બકરો. ૭ ઉંડા. ૮ ઉંડા ખાડામાં જેની કાયા છે એવાં ઝાડ. ૯ નરમાશ; વિદ્યાવિનયાદિથી. ૧૦ સુંદર સ્થળોમાં. ૧૧ ક્રોધ લોભાદિકથી કઠોર ભયાનક સ્થળોમાં; સંસાર સબંધી વિચારોમાંજ એટલે સંસારના પ્રદેશમાંજ ફર્યા કરે છે; ક્વચિત્ ધાર્મિકો મળે છે પણ વિવેકી દુર્લભ છે. ૧૨ આર્યને શોભે નહિ એવાં. ૧૩ મરેલા, હીણા; હલકા. જીવતાને તો દયા હોય; દૈવ નિર્દય હોવાથી મરેલો કહ્યો છે. ૧૪ દૈવનાં.

**શિખરિણી વૃત્ત.**

નરો કામાસક્ત, વિવિધ કુકલા[1] ચેષ્ટિત[2] કરે,
ન આ વિશ્વે સ્વપ્ને, પણ સુલભ તે જે સુજન રે !
ક્રિયા સૌ દેખું રે ! અરર ! ન જરા દુઃખથી સૂની,
ન જાણું શી રીતે, જીવિતની દશા ગાળવી મુનિ ! ૪૬

## સર્ગ ૨૮ મો.*

### વિશ્વમાંના પદાર્થમાત્રના પરિવર્તનશીલ સ્વભાવનું વર્ણન.

**શ્રીરામ:—**

સ્થાવરજંગમ જગત સૌ, જે કંઇ આ દેખાય;
સ્વપ્નસમાગમસમ મુને ! અસ્થિર સર્વ જણાય. ૧

સૂકા સાગરસમ મુને ! ગર્તજ જ્યાં દેખાય;
વાદળી વેષ્ટિત[3] પહાડ તે, અન્ય દિને બની જાય. ૨

ગગનચુંબિ પર્વત મહા, વનવ્યૂહે વિસ્તીર્ણ;
કૂપભૂમિસમ બની જતો, સ્વલ્પ દિને થઇ દીર્ણ[4]. ૩

સ્રક[5]ચંદનકૌશેય[6]ને, જે અંગે જોવાય;
નગ્ન તેજ દૂર ગર્તમાં, અન્ય દિને રોળાય. ૪

---

૧ કુટિલતાવાળી; ચતુરાઇથી ભરેલી. ૨ ચેષ્ટાઓ.

* વિરસપણું સૌ ભોગ્યમાં, ઉપજાવા કહેવાય;
વિપર્યાસી સ્વભાવતા, ભાવોની અહિઆંય,

૩ વીંટળાયલો. ૪ ફાટેલતુટેલ. ૫ માળા. ૬ રેશમી વસ્ત્ર.

ચંચળ વિવિધાચારનું[1], નગર જ્યહાં નિરુપાય;
ત્યાંજ બને દિવસો જતાં, શૂન્ય જ વન મુનિરાય ! ૫
રાજા મહામંડળતણો, જોયો જેને આજ;
અલ્પ દિવસમાં તે બને, ભસ્મકૂટ મહારાજ ! ૬
નભમંડળસમ કૃષ્ણ જ્યાં, અરણ્ય અતિ ભયકાર;
નગર બની ત્યાં વાવટા, નભ ઢાંકે નિર્ધાર. ૭
લતાવલ્લિત ભયકારી જ્યાં, દિસે વિપિન[2]ની હાર;
અલ્પ દિવસમાં તે બને, મરૂમહીઆકાર. ૮
સ્થળનું જળ બનતું અને, જળનું સ્થળ થઇ જાય;
વિપર્યાસ સૌ ભાવનો, જગમાં આ જોવાય. ૯
યૌવન બાલ્ય શરીર ને, ધનસંચય નહિ નિત્ય;
પામે ભાવ અનેકને, તે તરંગની રીત. ૧૦
દીપશિખા જ્યમ વાયુમાં, જીવિત જગમાં લોલ;
પદાર્થશ્રી ત્રણ લોકમાં, વીજઝબકને તોલ. ૧૧
પામે ભૂતપરંપરા, કર્મે અંત અનંત;
ભરેલ બહુ બીજરાશિ[3] જ્યમ, વિધવિધ અંત ધરંત. ૧૨
મનરૂપ પવનથી નીપન્યો, પ્રાણીસમૂહતરંગ;
ભિન્ન ભિન્ન રજરાશિનાં[4], વસ્ત્રજ જેને અંગ. ૧૩

---

૧ વિવિધ આચારનું. ૨ અરણ્ય. ૩ કુસૂલમાં (દાણા ભરેલી જગામાં) ભરેલાં બીજ સમૂહ વ્યયથી, ખેતરમાં વાવવાથી, પાણી પાવાથી, પાણી પડવાથી વિગેરે કારણોને લીધે ફેરફાર પામે છે તેમ ભૂતપરંપરા કર્મની ભિન્ન ભિન્ન ગતિથી ફેરફાર પામે છે. ૪ રજો-ગુણ—રજકણના સમૂહનાં.

પાત[1] ઉત્પાત[2] પરાવૃત્તો[3], અભિનય[4] જ્યાં ઉત્કૃષ્ટ;
તેથી ભૂષિત આ બની, દિસે ઘણી સંહૃષ્ટ, ૧૪

નૃત્યાવેશથી નાચતી, ફરે ફુદડિયો ફેર;
આરભટી[5] સંસારની, નટડી ધાર ન ફેર. ૧૫

જગતસ્થિતિ જોવાય આ, સંભ્રમનીજ ભરેલ;
ચાર તરફ ભમતી ઘણી, નટડી એજ છકેલ. ૧૬

નૃત્યસક્તવેશ્યાસમી, રચના આ સંસાર;
તડિત્[6] તરલ[7] આલોકને[8], દેતી વારંવાર. ૧૭

વિપર્યાસ ગંધર્વપુર–સમ તે કરે અનેક;
પલટી ભાવ[9] સ્વભાવથી, દે આશ્ચર્યજ છેક. ૧૮

કટાક્ષ ચંચળતા અને, ભંગુર સૌ વ્યવહાર;
તેથી મનોહર દીસતી, રચના આ જ્યમ નાર, ૧૯

તે દિવસો, તે પૂર્વજો, તે સંપદ, તે કર્મ;
ગયું સર્વ સ્મૃતિને પથે[10], કેમ લહો નહિ મર્મ ? ૨૦

---

૧ નરકપાત. ૨ સ્વર્ગમાં ચઢવું. ૩ નાચતાં પગ ઊંડે પડે ત્યાર-પહેલાંની સ્થિતિ. ૪ ભાવવ્યંજક ચેષ્ટા.

૫ હું કર્તા, ભોક્તાજ હું, આ મારાં ધનદાર;
એવું દૃઢ આસક્તિનું, જનવર્તન હદપાર. ૧

આડંબર સંસારનો, અતિશય જે મતિમાન !
આરભટી તેને કહે, જ્યાં દૃઢ ભ્રમ અજ્ઞાન. ૨

૬ વીજળીસમ. ૭ ચંચળ. ૮ દેખાવને ૯ પદાર્થ. ૧૦ રસ્તે.

પ્રતિદિન ક્ષયને પામતી, જન્મે ફરી પ્રતિદિન;
અભાગણી એ સંસૃતિ, હજી પણ અંતવિહીન.[1] ૨૧

પશુત્વ પુરુષો પામતા, પશુઓ પણ પુરુષત્વ;
દેવ બનેજ અદેવતા, ક્યાં અહિં છેજ સ્થિરત્વ ? ૨૨

રચતો રશ્મિ[2]જાળથી, નિત્ય દિવસને રાત;
અવધિ જુએ છે નાશનો, કાળસૂર્ય સાક્ષાત. ૨૩

બ્રહ્મા વિષ્ણુ રુદ્ર ને, ભૂતજાતિ સૌ તેમ;
નાશ મુખે છે દોડતી, જળ વાડવમુખ[3] જેમ. ૨૪

દિશા નદી ગિરિ દ્યૌ અને, ભૂમિ વાયુ આકાશ;
એ સૌ સૂકાં ઈંધણાં, વાડવનાંજ વિનાશ[4]. ૨૫

ધન બાંધવ ને અનુચરો, મિત્ર વૈભવો જેહ;
મરણભીતિથી ભીનને, નીરસ સૌ છે તેહ. ૨૬

વિનાશરૂપ રાક્ષસતણું, જ્યાં લગી સ્મરણ ન થાય;
ત્યાં સુધીજ ધીમાનમન, જગદ્ભોગ્યમાં જાય. ૨૭

સહજ મળે ઐશ્વર્યને, ક્ષણમાં થાય દરિદ્ર;
રોગરહિત ક્ષણમાં બને, ક્ષણમાં રોગી મુનીંદ્ર ! ૨૮

ક્ષણ ક્ષણ સ્થિતિને ફેરવે, જગભ્રમ આ હતભાગ;
તેથી મોહ ન પામતા, ક્યા ધીમન્ત અરાગ ? ૨૯

કનકદ્રવસમ કોમળો, બનીને સર્વ પ્રકાશ;
ક્ષણમાં સુંદર દીસતું, મંડળ સહ આકાશ. ૩૦

---

૧ અંતરહિત. ૨ કિરણોની. ૩ જળનો અગ્નિ વડવાનળ તેના મુખમાં જેમ જળ દોડે છે. ૪ વિનાશરૂપવાડવનાંજ.

અંધારારૂપ કાદવે, ક્ષણમાં ઘેરાઇ જાય;
નીલકમળ[1]જલદો[2]થકી, ક્ષણમાં વેષ્ટિત[3] થાય. ૩૧

ક્ષણ ઉડ્ડામર[4] રવ[5] કરે, ક્ષણમાં બનતું શાંત;
ક્ષણમાં રવિથી શોભતું, ક્ષણ તારાથી કાંત[6]. ૩૨

ક્ષણમાં આનંદ આપતો, ચંદ્રતણો આલોક;
ક્ષણમાં રહિત એ સર્વથી, શોકગ્રસ્ત જ્યમ કોક. ૩૩

એ રીત રચના જગતની, ક્ષણિક સ્થિતિ ચળનારી;
આગમઅપાય[7]વાળી તે, ધીરધીરજ હરનારી. ૩૪

ક્ષણમાં આવે આપદા, સંપદ પણ ક્ષણમાંહિ,
ક્ષણે જન્મ, મરણ ક્ષણે, ક્ષણિક ન શું મુનિ ! આંહિ ? ૩૫

એકજ નર અહિંઆં જુઓ, પહેલાં ભાસે એક;
દિવસ અલ્પ વીત્યા પછી, જુદો ભાસે છેક. ૩૬

સદા એકરૂપી અને, સુસ્થિર નથી મુનિ ક્યાંહિ;
ઘટકેરી પટતા[8] અને, પટની ઘટતા જ્યાંહિ. ૩૭

વિપર્યાસ જેનો નહિ, તેવું જગે ન દીઠ;
વિપર્યાસ સ્વભાવ છે, સૌનો આ જગપીઠ. ૩૮

વધવું, રૂપાંતર થવું, ઘટવું, પામવું નાશ;
પુનર્જન્મ થાવો વળી, એ વિકારક્રમ ખાસ ૩૯

---

૧ શ્યામ કમળસમાં. ૨ વાદળો. ૪ ઘેરાઇ જાય. ૪ પ્રબળ. ૫ તડાકાભડાકા, અવાજ. ૬ સુંદર. ૭ આવવાજવાવાળી. ૮ ઘટના કટકા કરે કપાસના ખેતરમાં નાખે તો ક્રમે ક્રમે તે કપાસના પરિણામને પામે છે

અનુસરતો નર ને અહિં, રાત્રિદિવસસમ નિત્ય;
ટળે વિકાર કયી રીતે ? એ છે દુઃખ ખચીત. ૪૦
કાયર મારે શૂરને, શતને હણતો એક;
પ્રાકૃત[1] પામે પ્રભુપણું, વિપર્યાસો જગ છેક. ૪૧
વિકારને આ સૌ જનો, અનુસરેછ દિનરાત;
જડ[2]સ્પંદ[3]સંસર્ગથી, જેમ તરંગનો જાત. ૪૨
અલ્પ દિવસ બાલકપણું, યૌવનશ્રી પણ તેમ;
જરા વળગતી તે પછી, દેહતણું છે એમ. ૪૩
એકરૂપપણું એ રીતે, દેહે પણ નથી આંહિ;
આસ્થા શી ધરવી પછી, બાહ્ય વસ્તુની માંહિ ? ૪૪
નટવત્ મન આ સર્વનું, ક્ષણ પામે આનંદ;
ક્ષણ ધરે છે ખેદને, ક્ષણ સમતાસુખકંદ. ૪૫
એક અહિં બીજી બીજે, ત્રીજી ત્રીજે એમ;
હારે નહિ વિધિ વસ્તુમાં[4], બાળ રમતમાં જેમ. ૪૬
ઉપજાવીને પ્રાણીને, કરે વળી એકત્ર;
મારીને ખાઇ જાય છે, ક્રમે સૃજે વળી અત્ર. ૪૭
હર્ષ શોક મનના સઊ, આવે ને વળી જાય;
રાત્રિદિવસસમ વિશ્વમાં, એમજ આ જોવાય. ૪૮
થવુંજવુંના ભાવમાં[5], ભવભાગિનનો[6] ભાગ;
તેથી સંપદ્ આપદા, સ્થિર ન રહે મહાભાગ; ૪૯

૧ નીચ; રંક. ૨ ઇંદ્રિઓની, જળની. ૩ ગતિના. ૪ વસ્તુની રચના કરવામાં. ૫ આવિર્ભાવ અને તિરોભાવમાં; પ્રાકટ્ય અને નાશના ભાવમાં. ૬ ભવમાં પાનું પડનારનો.

પ્રાયઃ સૌને પાડીને, આપદમાં આ કાળ;
ક્રીડા કરે છે કારમી, પાથરી સંસૃતિજાળ. ૫૦

સર્વ ચતુર નરનો કરી, રમતમાત્રમાં નાશ;
કુશલપણું નિજનું અતિ, દાખવતોજ દુરાશ[1]. ૫૧

૫ **પુષ્પિતાગ્રા વૃત્ત.**

સમવિષમ વિપાકથી[2] વિભિન્ન[3]
ત્રિભુવનભૂતપરંપરા[4]ફલૌઘ[5];
સમયપવનપાતથી[6] પડે છે,
પ્રતિદિન વિસ્તૃતસંસૃતિદ્રુમેથી[7], ૫૨



૧ દુષ્ટ. ૨ સમવિષમ કર્મવિપાકથી. ૩ અનેક પ્રકારોવાળા. ૪ ત્રિભુવનમાં રહેનારા પ્રાણીઓની પરંપરારૂપ. ૫ ફળનો સમૂહ. ૬ કાળરૂપ પવનના સપાટાથી. ૭ વિશાલ સંસારોરૂપ વૃક્ષો ઉપરથી.

## સર્ગ ૨૯ મો*

### જગત્સ્થિતિ જોઈ થયેલી ઉદ્વિગ્નતા નષ્ટ થવાને માટે શ્રીરામે કરેલી ઉપદેશ માટે પ્રાર્થના.

**શ્રી રામઃ—**

એ રીત દોષદવાગ્નિથી, દાઝી ગયું મુજ ચિત્ત;
ભોગોની આશાતણું, સ્ફુરે ન ત્યાં કાંઇ વિત્ત. ૧
મૃગતૃષ્ણા મરુદેશમાં, સ્ફુરે ન સર[1]માં જેમ;
ભોગાશા મુજ ચિત્તમાં, સ્ફુરે ન મુનિ ! આ તેમ. ૨
સૌસ્થિતિ આ સંસારની, નિશદિન કટુ થતી જાય;
લોલ[2] નિંબ[3]કટુતા જ જ્યમ, પાકી તીવ્રજ થાય. ૩
વધતું જાય દૌર્જન્યને, તનુ[4] જ બને સૌજન્ય;
કરંજ[5]કર્કશ ચિત્તમાં, નિશદિન હે મુનિ ધન્ય ! ૪
મર્યાદા પૃથ્વીવિષે, દિન દિન ત્રૂટતી જાય;
શુષ્ક અડદની શિંગસમ, જો કે શબ્દ ન થાય. ૫
વૈભવ ભોગસમૂહનો, ચિંતાપૂર્ણ જ દેશ;
તેથી શ્રેષ્ઠ એકાંત છે, જ્યાં નહિ ચિંતા લેશ. ૬

---

* દોષદૃષ્ટિ સૌ ભાવમાં, ઉપજ્યાથી મન રામ;
સર્વ ખેદ નિજનો અહિં, વર્ણવીને અભિરામ. ૧
શાંતિઅર્થ ઉપદેશની, કરે પ્રાર્થના તત્ર;
મુમુક્ષુજન ! સૌ સાંભળો, પ્રીતિ ધરીને અત્ર. ૨

૧ સરોવર. ૨ અલ્પ. ૩ લીંબડાની. ૪ પાતળું, વિરલ. ૫ કાંટાના વૃક્ષસમાન કર્કશ ( દરરોજ ધર્મનો ભાગ ઘટવાથી. )

સ્ત્રિઓ સુખદ મુજને નહિ, હર્ષ ન દે અર્થાંશ;
આનંદદ ઉદ્યાન[1] નહિ, મનઃશમન મુજ આશ. ૭
અનિત્ય દુઃખરૂપ લોક આ, તૃષ્ણા ના જ પૂરાય;
ચિત્ત ચપલતાવિદ્ધ છે, નિવૃત્તિ મન કયમ થાય ? ૮
મરવાને ઇચ્છું નહિ, નહિ જીવવાને તેમ;
રહું છું તે રીતે રહી, મનશમને મુજ ક્ષેમ. ૯
કામ મને નહિ રાજ્યનું, ભોગોનું નહિ લેશ;
અર્થજ અર્થપ્રયત્નનો, મને નથી નિઃશેષ. ૧૦
ઇચ્છા એ સૌની અહિં, અહંકારથી થાય;
પણ તે તો મુજ ચિત્તથી, ગલિત થયો મુનિરાય ! ૧૧
જન્માવલિરૂપ વરત[2]માં, ગાંઠો દઢ ઇંદ્રિય
બંધાય તેને તોડવા, યતે[3] જ ઉત્તમધિય[4]. ૧૨
કોમળ કમળો છુંદતો, કરી ખરીથી જેમ;
મકરકેતુ[5] મનને મથે, સ્ત્રીસાધનથી તેમ. ૧૩
કરી ન ચિકિત્સા ચિત્તની, સ્વચ્છ બુદ્ધિથી આજ;
તો પછી ક્યાંથી મળી શકે ? અવસર એ મહારાજ ! ૧૪
વિષ વિષયજ વૈષમ્ય છે, ના વિષ વિષ કહેવાય;
વિષય નડે સૌ જન્મમાં, વિષ આ જન્મની માંય. ૧૫
આત્મજ્ઞાની ચિત્તને, નહિ બંધન સુખ દુઃખ;
મિત્રબંધુ બંધન નહિ, ન જીવિત મરણોન્મુખ. ૧૬
પૂર્વાપરના જ્ઞાનમાં, મુનિવર ! ઉત્તમ આપ;
આપો ઝટ ઉપદેશને, જેથી ટળી સંતાપ; ૧૭

---

૧ બાગ. ૨ ચામડાનું દોરડું જેવું કે કોશવત. ૩ યત્ન કરે. ૪ ઉત્તમ બુદ્ધિવાળા. ૫ કામદેવ.

શોક ભય શ્રમ જાય ને, આવે મુજમાં જ્ઞાન;
કંટકપૂર્ણું જળેજ આ, ભીમ ભૂમિ અજ્ઞાન. ૧૮
નિમ્ન[1] ઉન્નત[2] છે જ્યાં ઘણા, ઘાટી વાસના જાળ;
સંસૃતિના વ્યવહારમાં, મરણજ જે વિકરાળ. ૧૯
કરવત વ્હેરે દેહને, સહી શકું તે ઘાત;
સહી શકું ના હે મુને, આશાવિષયવ્યાઘાત. ૨૦
" મેળવવું આ ઇષ્ટ જે, ત્યજવું અનિષ્ટ જ તેહ; "
એ રીતના વ્યવહારરૂપ, અંજનભ્રમ છે જેહ; ૨૧
તે ચળચિત્ત ઉરાડતો, જયમ રજરાશિ શરીર;
રહ્યો ન મુજમાં લેશ તે, જ્ઞાનરૂપ મુનિધીર ! ૨૨
ચૈતન્યની વ્યાપ્તિ થકી, સ્વચ્છપણાથી તેમ;
ચિત્તનાયક જ્યાં શોભતો, હોય શિખામણિ જેમ. ૨૩
પ્રોયાં તંતુતાંતણે, જ્યાં મૌક્તિક જીવહાર;
તે હારજ સંસારનો, કાળવ્યાલ[3]શણગાર. ૨૪
ઇચ્છું તેને ત્રોડવા, ક્રૂર[4] બન્યા વિણ લેશ;
કેસરી તોડે જાળને, કરજે તેમ મહેશ ! ૨૫
ઉરવનમાં ઝાકળસમું, મનતિમિરજ[5] અજ્ઞાન;
ભેદો જ્ઞાનદીપે કરી, મુનિવર ! ઝટ મતિમાન ! ૨૬

---

૧ નીચા. ૨ ઉંચા સંપત્તિઆપત્તિરૂપ ખાડાટેકરા. ૩ કાળરૂપી વ્યભિચારી પુરૂષનો શણગાર. ૪ ક્રોધ, હિંસા આદિ તીક્ષ્ણ ઉપાય વગર. ૫ હૃદયરૂપી વનમાં મનના અંધારારૂપી અજ્ઞાનજ ઝાકળ છે.

### ઉપજાતિ વૃત્ત.

છે નાજ તે આ જગમાં મહાત્મન્ !
દુરાધિયો જે ક્ષયને ન પામે;
સમાગમે ઉત્તમ માનસોના,
નિશાતમો[1] જેમ નિશાકરેથી.[2]

### શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

આયુ વાયુવિભિન્નવાદળતણા અંબુસમું ભંગુર,
ભોગો મેઘસમૂહમધ્યવીજળીજેવા રહે ચંચળ;
કેલિ યૌવનનીજ અંબુરયશી[3], તેથી વિચારી ઝટ,
અર્પી મેં ચિરશાંતિને ચિતવિષે મુદ્રાજ[4] આજે દઢ. ૨૮



## સર્ગ ૩૦ મો.*

### વિશ્રાંતિના ઉપદેશની પ્રાર્થના.

**શ્રી રામ:—**

અનર્થશતઉભરાયલા, કોતરમાં એ રીત;
જગત જોઇ મારૂં બને, ચિંતાગ્રસ્ત જ ચિત્ત. ૧

---

૧ રાત્રિનું અંધારૂં. ૨ ચંદ્રથી. ૩ પાણીના વેગજેવી ચંચળ યૌવનની રમત છે. ૪ અધિકારમુદ્રા.

* નિજ મનના ઉદ્વેગને, કહી બતાવે રામ;
હેતુસહ આ સર્ગમાં, થાવા ઉર આરામ. ૧
મુનિના ઉપદેશે કરી, મટેજ મનનો ખેદ;
માટે તે માગે નમી, થયા પછી નિર્વેદ.

ભમતું હોય શું એ રીતે, મન આ મારૂં જણાય;
જીર્ણ વૃક્ષના પાનસમ, ભયથી કંપે કાય. ૨

નિજ માતા ઉચ્છંગવિણુ, બને અધીરૂં બાળ;
નિર્બળ પતિ દેખી પડે, સ્રીને વન જ્યમ ફાળ; ૩

આશ્રયવિણુ વ્યાકુળ બની, બ્હીએ મતિ મુજ તેમ;
પામ્યાવિણુ સંબંધને, જે દે ઉત્તમ ક્ષેમ. ૪

તુચ્છ વિષયઆલંબને, મનવૃત્તિઓ ઠગાય;
પડી વિકલ્પે તરફડે, જ્યમ મૃગ ખાડામાંય. ૫

અવિવેકીને આશ્રયે, ભ્રષ્ટ બની થઈ મૂઢ;
વિષમસ્થાન સંસારમાં, નહિ સત્પદમાં રૂઢ; ૬

ચક્ષુઆદિ સૌ બાપડી, ઇંદ્રિય અવળે સ્થાન;
અંધકૂપ આવી પડી, દિસે એમ મતિમાન! ૭

પ્રિયગૃહમાં રહેવા છતાં, વિષમ દશાનું કષ્ટ;
જીવપતિને પાલે પડી, ભોગવતી સુસ્પષ્ટ. ૮

નિરાંતથી બેસે નહિ, જઇ શકે ના બહાર
યથેચ્છ, ચિંતા કામિની, હ્યામણી નિર્ધાર. ૯

પર્ણાદિક જર્જર કરી, કરે ન સર્વનો ત્યાગ[1]
ધારી ન રાખે સર્વને, વલ્લી[2] જ્યમ મહાભાગ! ૧૦

---

૧ 'रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते' એ ભગવદ્ વચનથી આત્મદર્શનવિના વિષયરસની નિવૃત્તિ થતી નથી એમ કહે છે. ૨ વેલ.

માર્ગશીર્ષના અંતમાં; ધૃતિ મારી પણ તેમ,
ત્યાગગ્રહણના વિષયમાં, વિધુર બની છે એમ. ૧૧
સાંપ્રત મુજ ભવની સ્થિતિ, કરી રહી મહાભાગ !
અર્થગ્રહણ ત્યમ ત્યાગને, જેથી ઉઠી આગ ૧૨
ઇહપરના સૌ અર્થમાં, દશા બની અનવસ્થ[1];
અધવચ્ચે લટકું મુનિ ! ચિત્ત નથી મુજ સ્વસ્થ. ૧૩
આત્મતત્ત્વનિશ્ચય વિના, બને સંશયે ગ્રસ્ત;
ઠગાય ધી તરુઠુંઠથી,[2] કરી ભાવ[3] અધ્યસ્ત. ૧૪
મૂળે તો ચંચળ અને, વિવિધ ભોગ અભ્યસ્ત;
ભુવનમધ્યવિહારથી, ચિત્ત બની આ મસ્ત, ૧૫
ભોગવાસવિસ્તારથી, અવષ્ટંભથી[4] ભ્રષ્ટ;
વિમાનને જ્યમ દેવતા, ત્યજે ન સંભ્રમ[5] સ્પષ્ટ. ૧૬
માટે મુનિ ! મુજને કહો, એવું કયું છે સ્થાન;
સ્થિતિ કરવાથી જ્યાં મળે, વિશ્રાંતિજ મતિમાન ! ૧૭
શોકગંધ નવ લેશ જ્યાં, તુચ્છ ન જ્યાં કોઇ અર્થ;
જન્મમરણશ્રમ જ્યાં નહિ, જ્યાં નહિ ભ્રાંતિઅનર્થ. ૧૮
ઉપાધિ નહિ જ્યાં દેહની, જ્યાં નિર્ભય આવાસ;[6]
ઉભરાતો આનંદ જ્યાં, જ્યાંહિ સદા સુખવાસ. ૧૯
કહો મુનિ ! કેવી રીતથી, જનકાદિક નિર્ધાર;
ઉત્તમતા પામ્યા જગે, કર્યા છતાં વ્યવહાર. ૨૦

---

૧ વ્યવસ્થા વગરની. ૨ કપાઇ ગયેલા ઝાડના થડથી. ૩ ચોરભાવ. રાત્રિએ અંધારામાં આ ચોર હશે કે થડ હશે એવો સંશય થાય છે તે આરોપીને. ૪ તત્ત્વજ્ઞાનરૂપ અવષ્ટંભથી. ૫ ચંચળપણું. ૬ રહેઠાણ .

આરૂઢ રહી સૌ કર્મમાં, સુજન દક્ષ તે ધીર;
પદવી પામ્યા મોક્ષની, ભવરણના મહાવીર. ૨૧

ગારામાં[1] ખરડાયલો, સર્વ અંગથી તોય;
કયી રીતે લેપાય ના, જન તે કહો મુનિ સોય. ૨૨

દૃષ્ટિ કઇ ધારણ કરી, ઉદાર ને નિષ્પાપ,
મહાન્ વિચરતા જગમહી, જીવ-મુક્તો આપ ? ૨૩

ગળી જવા લોભાવતા, અજગર વિષય ખચીત;
ભંગુર[2] વિભવાકારના,[3] બને ભવ્ય કયી રીત ? ૨૪

ડહોળે જેના પાણીને, મોહરૂપ માતંગ;
કામાદિક કર્દમ[4] વળી, કલંક જેને અંગ; ૨૫

બુદ્ધિસરોવર તે બને, નિર્મળ કહો કયી રીત ?
મુનિવરજ્ઞાન અગાધ છે, પામું શ્રેય ખચીત. ૨૬

લેપાયા વિણ પય[5] રહે, પદ્મપત્ર[6]પર જેમ;
હશે રીત શું જગવિષે, રહેવાની મુનિ તેમ ? ૨૭

પ્રવાહરૂપ સંસારમાં, કર્યા છતાં વ્યવહાર,
બંધ પમાય ન કો રીતે, કહો મુનિ જ્ઞાનાગાર ! ૨૮

નિજાત્મવત્[7] તૃણવત્[8] વળી, જોતું સર્વ ખચીત;
મન મન્મથ[9] સ્પર્શ્યાવિના, બને શ્રેષ્ઠ કયી રીત ? ૨૯

---

૧ સંસારના ગારામાં. ૨ નશ્વર; કુટિલ. ૩ ઘણા વૈભવવાળા. ૪ કાદવ. ૫ પાણી. ૬ કમળપત્ર. ૭ અંતર્દૃષ્ટિથી આત્મવત્. ૮ બહિર્દૃષ્ટિથી તૃણવત્. ૯ મનની કામાદિ વૃત્તિનો સ્પર્શ કર્યા વગર.



મહાસાગર અજ્ઞાનનો, પામી ગયા જે પાર:
મહાપુરુષ એવા કયા, કહો મુનિ નિર્ધાર ? ૩૦
અનુસ્મરી[૧] આચારને, જેના વારંવાર:
દુખી થાય નહિ જન જગે. લાગે સૌ સુખસાર: ૩૧
ઉચિત શ્રેય શું જગવિષે? ઉચિત જ ફળ શું હોય ?
અસમંજસ[૨] સંસારમાં, વર્તવું ક્યમ કહો સોય. ૩૨
કહો પ્રભુ ! તે તત્ત્વને, જેથી મને સમજાય
પૂર્વાપર[૩] આ જગતનું; અમથી ના જ કળાય ૩૩
ધાતાનું[૪] અનવસ્થ[૫]સમ, ચેષ્ટિત જે જોવાય;
તત્ત્વજ્ઞો તે જાણતા, હસ્તામલને ન્યાય[૬]. ૩૪
મારા હૃદયાકાશમાં, મલમાર્જન જ્યમ થાય
ચિત્તચંદ્રનું ત્યમ કરો, નિર્વિઘ્ને મુનિરાય ! ૩૫
ઉપાદેય શું અહિં હશે? અને શું હશે હેય[૭] !
ઉપાદેય શું નહિ? અને, હેય નહિ શું તેય ? ૩૬
કહો મુનિ! તે સર્વને, વળી ચિત્ત ચંચળ જેમ:
પામે અહિં વિશ્રાંતિને, નગસમ[૮] સ્થિરતા તેમ. ૩૭
કયા સુમંત્ર પવિત્રથી, શમે રોગ સંસાર ?
વિષૂચિકા દુઃખદ અતિ, અનાયાસ આવાર. ૩૮
આનંદતરુની મંજરી, પૂર્ણચંદ્રસમ પૂર્ણ;
અક્ષીણજ સૌ કાળમાં, સૌ દેશે સંપૂર્ણ. ૩૯

---

૧ જેનાં આચરણને સ્મરણ કરી તે પ્રમાણે વર્તી. ૨ સારો નહિ એવો નાશવંત. ૩ સઘળું રહસ્ય. ૪ ઈશ્વરનું. ૫ વ્યવસ્થા વગરનું. ૬ હાથમાં ગ્રહેલા આમળાની પેઠે. ૭ ત્યજવા લાયક. ૮ પર્વતસમ.

શીતળતા હું હૃદયમાં, મેળવું મુનિ ! કઇ રીત ?
પામી પૂર્ણ સંતોષને, અંતઃકરણ ખચીત. ૪૦
બનું સંપૂરણ જે રીતે, પામું ન પુનરપિ શોક;
દ્યો તેવા ઉપદેશને, હે મુનિવર હરશોક ! ૪૧

## ઉપજાતિ વૃત્ત.

વિશ્રાંતિ આનંદપદે ન જેને,
વિકલ્પ પીડે બહુ રીત તેને;
તે જેમ મરણોન્મુખને શિઆળો–
અરે ! ચુંથે તેમજ છે, દયાળો[1] ! ૪૨

---

# સર્ગ ૩૧ મો.*

## જીવિત સુખકારક થવા સારૂં ઉપાય શું ?

### દોહરા.

**શ્રીરામઃ** —

અતિશય ઉંચા ઝાડના, ચલિતપત્રપર જેમ;
રહેલ જળલવ ચપળ છે, આયુ ચપળ છે તેમ. ૧

---

* ચોમાસાના મેઘના, જીવતરસમ દુખદાય;
જનજીવિત સંસારમાં; સુખપદ શાથી પમાય ? ૧
રામ પૂછે એ પ્રશ્નને, સુખબોધક આ સર્ગ;
પ્રેમ ધરી ઉરમાં અતિ, સુણો મુમુક્ષુ વર્ગ ! ૨

૧ આ વૃત્તનાં ચરણ કવિશ્રી ગણપતરામે રચેલાં છે.

દિશલલાટે ઇન્દુની, કળા સુકોમળ[1] જેમ;
આયુષ સૌ જનનું જગે, ઘણું મૃદુ છે તેમ. ૨
ક્યારીં ક્ષેત્રના દેડકા, કરે કંદરવ જેહ;
ત્વચા ખુણો તે કંઠનો, ભંગુર તત્સમ દેહ. ૩
આમમિત્રમેળો બને, જનને બંધનજાળ;
દુષ્ટવાસનાવાયુએ, ચમકે વીંજ વિકરાળ. ૪
દુરાશની અશનિજ[2] તે; ધુમસ ઉગ્ર છે મોહ,
જેનાં બનીને વાદળાં, ગાજે કરી અવરોહ[3]. ૫
થાય ઝાટકા કારમા, વીજપતનપર્યંત;
લોભમયૂર નાચે ઘણું, ચંડ ચપળ અત્યંત. ૬
આડંબર મોટો કરી, પ્રસરે સર્વ દિગંત;
ફાલી ફૂલીં વિકાસતું, અનર્થકુટજ[4] અત્યંત. ૭
ઉંદરરૂપ સૌ ભૂતપર, ક્રૂર કાળમાર્જાર;
અણુચિંત્યાં આવી પડે, જ્યમ જળપૂર અપાર. ૮
સ્થિતિ એવી આ જગ વિષે, સુઝે ન કોઇ ઉપાય;
વિચાર પ્રાપ્ત અહિં કયો ? ગતિ અહિંઆં શી થાય ? ૯
કવો આશ્રય કવણનો, જેથીં અશુભ નવ થાય ?
જીવિતફળ અટવીતણું, કહો મને મુનિરાય ! ૧૦
ભૂમિ સ્વર્ગ વા અન્ય કો', સ્થળે વસ્તુ નથીં ગમ્ય;
સુપ્રિય જેને ના કરે, તુચ્છ છતાં પણ રમ્ય. ૧૧

---

૧ વર્ષાઋતુમાં ચંદ્ર દુર્લક્ષ્ય હોય છે તેમાં વિશેષે પડવાબીજે. ૨ વીજળી તે દુરાશારૂપીજ છે. ૩ ઉંચે ચઢીને. ૪ અનર્થરૂપી કડાયાનું-ઈંદ્રજવનું ઝાડ.

નીરસ દુ:ખભર્યો અતિ, દગ્ધજ આ સંસાર;
મૂઢતા વિણ મીઠો બને, કઇ રીતે સુખકાર ? ૧૨

દુ:ખમૂળ આશાતણો, દુખદ જેહ સ્વભાવ:
વિરુદ્ધફળ તેથી ઘણો, પૂર્ણકામતાભાવ. ૧૩
તદ્રૂપ ક્ષીરના સ્નાનથી, રમ્ય બને સંસાર:
પુષ્પે શુભ્ર વસંતથી, પૃથ્વી જેમ નિર્ધાર. ૧૪
એવું કયું ક્ષાલન કહો, જેથી મળ થઇ દૂર;
કામકલંક મનેન્દુનું[1], પ્રકટે અમૃતપૂર. ૧૫
અનર્થરૂપ સંસારની, જોઇ ગતિ મતિમંત;
ઇહપરના[2] ભોગો ત્યજી, થયા ક્યા તે સંત ? ૧૬
દઢવિરાગ ને બોધથી, કાર્યદક્ષ મુનિરાય !
આચરવું જેના સમું, સંસૃતિવનવીથી[3]માંય. ૧૭
વિચરે છે જનજંતુઓ, સંસૃતિઅર્ણવમાંહિ,
પીડે ના કઇ રીતથી, કહો મુનિ ! તેને ત્યાંહિ ૧૮
દ્વેષરાગરોગો મહા, વિભૂતિભોગનું પૂર:
દાવાનળ સંસારનો, હે ધીરોમાં શૂર ! ૧૯
પારો પડીને અગ્નિમાં, બળે જરા ના જેમ:
રસશાલી[4] જન ના તપે, ક્યા ઉપાયે તેમ ? ૨૦
રહી રસે સંસારમાં, કહો ધીરોના વીર !
વિવેકના વ્યવહારથી, ઝળકે ક્યમ જન નીર ? ૨૧

---

૧ મનરૂપી ચંદ્રનું. ૨ આ લોક ને પરલોકના. ૩ સંસારવનના માર્ગો. ૪ જ્ઞાનરૂપી અમૃતને સેવવાવાળો.

જગ વિણ જગજન્મેલની[1], સ્થિતિ ન સંભવે તેમ;
કર્યા વિના વ્યવહારને, રહી શકે જન કેમ ? ૨૨
દ્વેષરાગસુખદુઃખથી, રહિત ક્રિયા[2]ના કોય;
દાહરહિત જ્યમ અગ્નિની, શિખા કદાપિ ન હોય. ૨૩
મનનશીલ આ મનતણી, સત્તાનો નથી નાશ;
યુક્તિ[3]વિણ ત્રણ લોકમાં, હે જ્ઞાની ગુણરાશ ! ૨૪
માટે બોધ કરો મને, હે જ્ઞાતા ! ધરી પ્રેમ;
કર્યા છતાં વ્યવહારને, દુઃખ ન આવે તેમ. ૨૫
અથવા તો મુજને કહો, ઉત્તમ યુક્તિ તેહ;
અડચણને વ્યવહારમાં, ઉપજાવે નહિ જેહ. ૨૬
ઉત્તમ મનના સાધુઓ, કોણ થયા શુભ રીત ?
કહો કર્યું શું તેમણે, થવા સુનિર્મળ ચિત્ત. ૨૭
નિર્મળ ચિત્ત થયેજ હું, પામીશ પૂર્ણ વિરામ;
માટે ગુરુ થાવા મને, ઉપદેશો ગુણગ્રામ ! ૨૮
નિર્દુઃખી જે રીતથી, થયા સાધુ શ્રીમાન,
તે કહી ટાળો મોહ મુજ, હે જ્ઞાતા મતિમાન ! ૨૯
અથવા તેવી યુક્તિ જો, હશે નહિ મુનિરાજ !
વિદ્ય છતાં વા જો મને, કહે કાંઇ સ્ફુટ ના જ, ૩૦
સર્વોત્તમ વિશ્રાંતિને, પામું ન કર્યે વિચાર;
તો અનશનવ્રત લઇશ હું, માનો મુનિ ! નિર્ધાર. ૩૧
પાણી પણ હું નહીં પીઉં, ધરું ન વસ્ત્રનો ભાર;
સ્નાનદાનકર્માદિનો, કરું ન લેશ વ્યાપાર. ૩૨

---

૧ માછલાંની. ૨ સત્ક્રિયાપણું. ૩ તત્ત્વજ્ઞાનના હેતુભૂત ઉપદેશ.

શુભ અશુભ કોઇ કાર્યમાં, ઉભો ન રહું નિર્ધાર;
કામકાજ સર્વ ત્યજી, બનીશ નિરહંકાર. ૩૩

ઇચ્છીશ નહિ કો વસ્તુને, દેહત્યાગવિણ તાત !
શંકામમતા ત્યાગીને, કરી મત્સરનો પાત, ૩૪

અવગા ગુણ અળગા કરી, યાવત્તનુસંપાત
મૌન ધરી બેશી રહું, ચિત્રસમો સાક્ષાત. ૩૫
ત્યજીને એમ ક્રમે કરી, શ્વાસ ભાન ઉચ્છ્વાસ;
શરીરરૂપ અનર્થ આ, ત્યજું અવયવઆવાસ[1]. ૩૬

હું નથીજ આ દેહનો, નથી મારો આ દેહ,
અન્ય કોઇ મારૂં ન એ, નિશ્ચય નિઃસંદેહ. ૩૭

સ્નેહ[2] રહિત દીપના સમો, થઇ જઇશ હું શાંત;
સર્વસ ત્યજી હું દેહ આ, ત્યજીશ મુનિ નિભ્રાંત. ૩૮

**શ્રીવાલ્મીકિઃ—**

## વસંતતિલકાવૃત્ત.

ટીકા કરી ઘનઘટાપ્રતિ મોર જેમ,
રામે ધરી શ્રમથી શાંતિ પછીજ તેમ;
મોટાજનોસમીપ, ઉત્તમચિતના જે,
શોભી રહ્યા સુખદ શુભ્રશશીસમા તે.

---

૧ અવયવનું સ્થાન-પિંડ. ૨ (૧) તેલ. (૨) સ્નેહ.

## સર્ગ ૩૨ મો.*

### રામનું કહેવું સાંભળીને સર્વને આશ્ચર્ય થવું.
### આકાશમાંથી દેવોએ કરેલી પુષ્પવૃષ્ટિ.

### દોહરા.

શ્રીવાલ્મીકિ:—

મારણ મનના મોહનાં, વચન બોલતાં રામ;
પ્રફુલ્લનેત્ર થયા સહુ, વિસ્મયથી તે ઠામ. ૧
રોમહર્ષ અતિશે થયો, સૌ જનને તે વાર;
તનુરુહ[1] વસ્ત્રો ભેદીને, નીકળી આવ્યા બહાર. ૨
જાણે જડતા ત્યાગીને, બની ગયા તૈયાર
અમૃતવાણી રામની, સુણવાને નિર્ધાર. ૩
ભવની સૌની વાસના, વિરાગવાસ[2]થી અસ્ત,
સર્વ બની ત્યાં તે સમે, વિરાગભાવે ગ્રસ્ત. ૪
આળોટ્યા અમૃતતણા, સિંધુતરંગે સર્વ;
મુહૂર્તમાત્ર ત્યાં તે રીતે, બની રહ્યું એ પર્વ. ૫
તે વાણી તે રામની, ચિત્રાર્પિત થઇ હૃષ્ટ;
શ્રોતાએ સૌ સાંભળી, હૃદયાનંદે પુષ્ટ. ૬

---

નર અમરો શ્રોતાતણો, રામવચન સુણી જેહ.
વિસ્મય મોટો ઉપજ્યો, વર્ણવશે અહિં તેહ; ૧
પુષ્પવૃષ્ટિ આકાશથી, પડી તેનું સુલલામ,
વર્ણન આ સર્ગે થશે, મનગમતું અભિરામ. ૨

૧ રુંવાટાં. ૨ વિરાગવાસનાથી અથવા વિરાગમાં વાસ કરવાથી.

વસિષ્ઠ વિશ્વામિત્ર ને, સભામધ્ય મુનિ અન્ય;
મંત્રકુશળ મંત્રી વળી, ધૃષ્ટિ જયંત[1] સુમન્ય; ૭
દશરથાદિ રાજા અને, પાર્શવાદિ[2] મતિમંત;
બ્રહ્મવાદી બ્રાહ્મણ અને, રાજપુત્ર સામંત; ૮
પંજરસ્થિત પક્ષી અને, અમાત્ય તેમજ ભૃત્ય;
ગતસ્પંદ[3] ક્રીડામૃગો, હય[4] ત્યજી ચર્વણકૃત્ય; ૯
નિજ ગોખે રહીને વળી, કરી ભૂષણરવ[5] શાંત;
સ્ત્રીજન કૌસલ્યાદિએ, સાંભળી થઇ નિર્ભ્રાંત. ૧૦

કબુતરાદિ પક્ષીએ, સૌધવૃક્ષનીડ[6] દક્ષ.[7]
સુણી કથા મૂગાં રહી, ફફડાવ્યાવિણ પક્ષ. ૧૧
સિદ્ધનભશ્ચરકિન્નરો, ગંધર્વો બહુમન્ય,
પુલહ, વ્યાસ, નારદ અને, મુનિપુંગવ પણ અન્ય. ૧૨
દિક્પતિ દેવ સુરેન્દ્ર ને, વિદ્યાધર મહાનાગ;
એ સૌએ પણ સાંભળ્યાં, વચન પ્રૌઢ ધરી રાગ. ૧૩
વિચિત્રાર્થનાં રામનાં; મલ માર્જન કરનાર
હતાં વચન, અજ્ઞાનનું-અંધારૂં હરનાર. ૧૪
રઘુકુળરૂપ આકાશમાં, કુળદીપક અભિરામ;
શશીસમ અતિશય શોભતા, રાજીવલોચન રામ. ૧૫
બંધ પડ્યા જવ બોલીને, પુષ્પવૃષ્ટિ સુલલામ.
તુર્ત પડી આકાશથી, સિદ્ધમુક્ત તે ઠામ. ૧૬

---

૧ ધૃષ્ટિ અને જયંત એ મંત્રીઓ. ૨ દેશવિશેષનો રાજા. ૩ ગતિ રહિત થઇને. ૪ ઘોડાઓ. ૫ ભૂષણોનો અવાજ. ૬ મહેલમાં માળાવાળા. ૭ સાવધ રહીને.

વ્યોમવિતાનકના[1] સમી, સાધુવાદથી યુક્ત;
પુષ્પમધ્યભ્રમરોતણા, દ્વંદ્વ[2]નાદસંયુક્ત. ૧૭
નિજ સુગંધસૌંદર્યથી, કરતી જન નિર્ધાર,
મુદિત[3]સુ, ઉન્મદ[4] વૃષ્ટિ તે, દિસતી, (૧)તારાહાર ૧૮
જેમ પડેલી વ્યોમથી, વાયુઅળેજ અપાર:
(૨)હાસ્યછટા સુરદારની, (૩)મૂકમેઘ[5]લવ[6]હાર ૧૯
વીજળીથી દેદીપ્ય[7] ને, વર્ષણશીલ નિર્ધાર;
(૪)માખણપિંડપરંપરા, વા (૫)હિમવૃષ્ટિ ઉદાર: ૨૦
(૬)મુક્તાહારની પંક્તિ વા, (૭)ઇંદુરશ્મિની હાર:
(૮)ક્ષીરસાગરની ઊર્મિની, આતતિ[8] વા નિર્ધાર. ૨૧
ભમતા ભૃંગ[9]સમૂહ ને, કમળકેસરાંયુક્ત
કુંદકેતકીપુષ્પથી. વૃષ્ટિ હતી નહિ મુક્ત. ૨૨
સીત્કારે ગાયન કરી, મધુર સુગંધ અનિલ[10]:
સ્હેજ ચલિત કરતો હતો, પુષ્પની વૃષ્ટિ અખિલ. ૨૩
કુવલય[11] કૈરવ[12]ને વળી, કેતકી કુંદ[13] અપાર,
પડ્યાં ઝૂડડીઓ ફરી ફરી, સભામધ્ય તે વાર. ૨૪
ભરાઇ ગયાં ઘરઆંગણાં, માળ, ચઉટાં સર્વ:
જોતી હતી પુરનારીઓ, ઊંચી ડોક પર્વ. ૨૫

૧ આકાશના જેવા ચંદરવા જેવી. ૨ ભ્રમરોનાં જોડલાંના. ૩ હર્ષિત. ૪ અસ્વાધીન. ૫ મૌન રહીને વરસતાં વાદળાં. ૬ કડકા. ૭ ચળકતી. ૮ મોજાંની હાર. ૯ ભમતા ભમરાઓના. ૧૦ પવન. ૧૧ આસમાની કમળ. ૧૨ ચાંદનીમાં ખીલતાં ધોળાં કમળ. ૧૩ એક જાતનું ધોળું અને નાજુક પુષ્પ.

શ્યામકમળસમ રંગના, નિરભ્ર વ્યોમથી એહ;
વૃષ્ટિ અનાકુળ પુષ્પની, પડી વિસ્મયદા તેહ. ૨૬
વ્યોમે રૂપ અદૃશ્યથી, રહ્યો સિદ્ધસમુદાય:
અર્ધ ઘડી તે હસ્તથી, વર્ષી આ સુખદાય. ૨૭
સભાલોક ઢાંકી થઈ, પુષ્પવૃષ્ટિ જવ શાંત:
સિદ્ધગણનો આલાપ આ, સઁભળાયો નિર્ભ્રાંત. ૨૮
"સૃષ્ટિતણા આરંભથી, સર્વે સર્ગપ્રદેશ;
સિદ્ધપુરુષનાં મંડળો, અમે ફર્યા સૌ એશ. ૨૯
શ્રુતિરસાયણ સાંભળ્યું, અમે અપૂર્વજ આજ:
બોલ્યા ઉદાર જેહ આ, રામચંદ્ર મહારાજ. ૩૦
વીતરાગભાવે કરી, છેજ અગોચર તેહ:
વાગીપતિને પણ ખરે! કહીએ નિસંદેહ. ૩૧
અહો! સુપુણ્ય મહાન આ, અમે સાંભળ્યાં આજ:
રામમુખે વચનો મહા, મનઆનંદજ આજ. ૩૨

## દ્રુતવિલંબિત વૃત્ત.

હૃદયઉત્તમતાપદદર્શક,
ઉપશમામૃતસુંદર, કંપક.
વચન યોગ્ય કથ્યાં રઘુનંદને
તુરત દે અમને પ્રતિબોધને[૧]." ૩૩

---

૧ ઉપદેશને.

## સર્ગ ૩૩ મો*

### સિદ્ધોનું સભાસ્થાનમાં આવવું. તેઓએ કરેલી શ્રીરામની પ્રશંસા.

### દોહરા.

સિદ્ધઃ—

પવિત્ર આ વચનો કહ્યાં, રઘુનંદને જેહ;
નિર્ણય તેનો જે કરે, મહર્ષિઓ અહિં તેહ ૧
સાંભળવો છે ઉચિત હે ! ઝટ થાઓ તૈયાર;
પુલહ, વ્યાસ, નારદ, મુનિ, અન્ય સર્વ આ વાર. ૨
સભા પવિત્ર દશરથતણી, સૌ સંપદથી પૂર્ણ;
શોભે આ કાંચનસમી, ચાલો જઇએ તૂર્ણ.[1] ૩
ષટ્પદપદ્મિનીન્યાયથી[2], જઇ બેસો તે ઠામ;
મહર્ષિનિર્ણયરસ લહો, સુંદર સુખદ તમામ. ૪
એકઠાં સુવિમાનમાં, દિવ્ય મુનિસમુદાય;
સિદ્ધવચન સુણી ઊતર્યા, તુરત સભાગૃહમાંય. ૫
નારદકર વીણા સખી, ચલાવતી રણકાર;
જળપૉનઘનસમ વ્યાસજી, હતા શ્યામઆકાર. ૬
નારદ પારાશર હતા, સિદ્ધોમાં અગ્રસ્થ;
ઉભયમધ્યમાં શોભતી, સિદ્ધ સભાસુ સમસ્ત. ૭

---

* ઉતરી આવ્યા વ્યોમથી, સિદ્ધ સભામોઝાર;
રામ વચન સ્તવશે, થતાં આસનનો સત્કાર.

૧ તરતજ. ૨ ભમરો જેમ કમલિની ઉપર જઇ બેસે તેમ.

ચ્યવનઉદ્દાલક અંગિરા, ભૃગુ પુલસ્ત્ય ઉશીર;
શરલોમાદિક અન્ય સૌ, મુનિનાયક મહાવીર, ૮
ભૂષિત તે એ સર્વથી, મહર્ષિમંડળ મહાન્;
તારાવલિ જ્યમ વ્યોમમાં, ઝળકે ત્યમ મતિમાન. ૯
તેજપ્રસરથી પાટલાં,[1] સુંદર મુખ અન્યોન્ય;
સૂર્યહારસમ શોભતાં, સૌ મુનિઓનાં ધન્ય. ૧૦
એકમેકના સ્પર્શથી, દિસતાં અસ્તાવ્યસ્ત;
મૃગચર્મો સૌ મુનિતણાં; કમંડલુ સૌ હસ્ત. ૧૧
કંકણસમ રુદ્રાક્ષની, માળા હાલે હસ્ત;
સુરત્નમૌક્તિકહારસમ, ઝળકે તેજ સમસ્ત. ૧૨
ચંદનીની વૃષ્ટિ અગર, અર્કનું મંડળ અન્ય;
પુનમચંદ્રમેળો મળ્યો, બહુ દિવસે વા ધન્ય. ૧૩
તારામંડળમેઘસમ, પ્રકાશતા શ્રીવ્યાસ;
તારામંડળચંદ્રસમ, નારદમુનિઆભાસ. ૧૪
દેવોમાં મઘવાસમા. પુલસ્ત્ય શોભે આંહિ;
શોભે વળી મુનિ અંગિરા, સૂર્યસમા સુરમાંહિ. ૧૫
સિદ્ધનું મંડળ એ રીતે, ઉતરી આવિયું હેઠ;
દશરથતણી સભાવિષે, મહામુનિઓ સહુ શ્રેષ્ઠ. ૧૬
જોતાં સભા ઉભી થઇ, કરવાને સત્કાર;
મિશ્રીભૂત શોભ્યા ઘણા, નભમહીના ચરનાર[2]. ૧૭

---

૧ શ્વેતરક્ત. ૨ નભશ્ચરો ને મહીચરો.

એકમેકના તેજથી, ભાસિત થઈ દિશ સર્વ;
વિવિધ રીતથી શોભતું, મુનિમંડળનું પર્વ. ૧૮
લીલાબ્જ[1] કોઇ તન શોભતાં, કોંકર વેણુદંડ;
દુર્વાથી શોભિત શિખા, કો શિર મુકુટઓમંડ. ૧૯
જટાજૂટથી પિંગળા, મસ્તકપર ફુલમાળ;
કર કંકણુ રુદ્રાક્ષનાં, માલતી[2]નાં સુરસાળ. ૨૦
કોઇ ચીરધારી ત્યાં હતા, વલ્કલધારી કોય;
ધર્યાં રેશમી કોઇએ, પુષ્પે ગ્રથિતજ સોય. ૨૧
હાલંતી કટિમેખલા, કતિપય[3]તન જોવાય;
કતિપયકંઠે હાલતી, મોતીમાળ સોહાય. ૨૨
સર્વ નભશ્ચરની પછી, વસિષ્ઠ વિશ્વામિત્ર;
અર્ઘ્યપાદ્યવચને કરે, ક્રમપૂજા સુપવિત્ર. ૨૩
વસિષ્ઠવિશ્વામિત્રની, પૂજા પણ તે રીત;
નભશ્ચરોએ આદરે, શાસ્ત્રવિધિએ કીધ. ૨૪
નરપતિએ પૂજ્યા પછી, આદરથી સૌ સિદ્ધ;
કુશલપ્રશ્નવાર્તાથકી, સિદ્ધે આદર દીધ. ૨૫
સમયોચિત સંરંભની, શાસ્ત્રક્રિયા બહુ રીત;
કરી પરસ્પર તે થકી, વધ્યાં ભાવ ને પ્રીત. ૨૬
યોગ્ય આસને તે પછી, જઇ બેઠા તે સર્વ;
નભશ્ચરો ને ભૂચરો, વર્ણ્યું જાય ન પર્વ. ૨૭
પ્રણામ કરીને સર્વને, ઉભા રામ અભિરામ;
વધાવી લીધા તેમને, સિદ્ધોએ સુતરામ[4]. ૨૮

---

૧ લીલાર્થે કમળ. ૨ માલતી પુષ્પનાં. ૩ કેટલાકના ( શરીરે ). ૪ ઘણી સારી રીતે.

પુષ્પવૃષ્ટિથી ને વળી, આશિષથી સુલલામ.
રાજ્યલક્ષ્મીથી શોભતા, બેઠા તે પછી રામ. ૨૯
વસિષ્ટ વિશ્વામિત્ર ને, નારદ મંત્રી અન્ય;
મુનિપુંગવ મહા વ્યાસજી, દેવપુત્ર વળી ધન્ય. ૩૦
મરીચિ દુર્વાસા મુનિ, મુનિ આંગિરસ શ્રેષ્ઠ;
પુલહ ક્રતુ સુપુલસ્ત્ય ને, શરલોમા મુનિ જ્યેષ્ઠ; ૧૩
ભરદ્વાજ મુનિ વાલ્મીકિ, વાત્સ્યાયન ધીમાન્;
ઋચીક ઉદ્દાલક ચ્યવન, શર્યાતિ મતિમાન. ૩૨
એઓ ને બીજા ઘણા, મુનિભૂષણ અભિરામ;
પારંગત સૌ વેદમાં, અંગોસહિત તમામ. ૩૩
ઉદાર મનના સર્વ તે, જ્ઞાતજ્ઞેય મતિમાન;
સભામાંહિ આવ્યા હતા, શ્રોત્રિય સૌ બળવાન. ૩૪
સાંગવેદ શિખ્યા હતા, નારદાદિ સૌ જેહ
વિધિવત્ નિજ આચાર્યથી, બોલ્યા ત્યાં પછી તેહ. ૩૫
વસિષ્ટવિશ્વામિત્રસહ, ઉચ્ચર્યા તે સૌ આમ;
આનમિતમુખ[૧] રામને, કરવાને આરામ. ૩૬
" અહો ! વાત આનંદની, વાણી પરમ ઉદાર;
વિરાગરસઉભરાયલી, બોલ્યા રાજકુમાર; ૩૭
ગુણ ઉત્તમથી શોભતી, તોળીને બોલેલ;
સભાયોગ્ય વિદ્વાનની, તત્ત્વબોધથી ભરેલ. ૩૮
વર્ણસ્ફુટ[૨] આર્યાર્હ[૩]ને, ગર્ભાશય જ્યાં મહાન્;
વિહ્વળતા જ્યાં લેશ નહિ, જે આનંદનું પાન. ૩૯

---

૧ નીચું મુખ કરી બેઠેલા. ૨ સ્ફુટવર્ણવાળી. ૩ આર્ય પુરુષને યોગ્ય.

અર્થ સ્ફુટ અતિશે અને, શુદ્ધ પદેજ તમામ;
સ્પષ્ટ વાક્યઅર્થે કરી, સુણતાં દે આરામ; ૪૦
હિતકારી ઝગકે વળી, સંતોષે અતિ જેહ;
વિસ્મય દેના કવણ ને, વાણી રામની તેહ ? ૪૧
શતમાંથી કો' એકની, સર્વાશેજ ઉદાર;
ચમત્કૃતિવાળી જગે, હોય વાણી નિર્ધાર. ૪૨
ઈપ્સિતાર્થને આપવા, વળી દક્ષ એકાંત;
વાણી રામ વિણ અન્યની, નથી શક્ત નિર્ભ્રાંત. ૪૩
વિવેક ફળથી શોભતી, પહોંચી પૂર્ણ વિકાસ;
પ્રજ્ઞાશરની[1] વેલ આ, રામવાણી છે ખાસ. ૪૪
રામહૃદે ઝગતો રહી, પ્રજ્ઞાદીપ અત્યંત;
પ્રકટાવે સુપ્રકાશને, પ્રસરી સર્વ દિગંત. ૪૫
તેવો દીપ રહે હૃદે, જાણો તેજ પુમાન;
શક્તિહીન તો અન્ય સૌ, સ્ત્રીસરખા મતિમાન. ૪૬
રક્ત માંસ ને અસ્થિનાં, યંત્ર કરે આકર્ષ;
વિધવિધ વિષયો વિશ્વના, જે ઉત્તમ આદર્શ; ૪૭
પણ તે નિર્જીવ જાણીએ, ત્યાં ચેતનનું ભર્ગ[2]
પુરુષાર્થે રમતું નથી, જ્યમ ઘટપટનો સર્ગ. ૪૮
જન્મજરામૃતિ[3]દુઃખને, પશુઓ વારંવાર;
પરામર્શ વિણ પામતા, મોહિત થઇ સંસાર. ૪૯

---

૧ બાણની પેઠે સૂક્ષ્મ અર્થને ભેદનારી બુદ્ધિરૂપવેલ. ૨ તેજ. ૩ મરણ.

દુખે કરી ક્યાંહિ દિસતો, એકાદોજ પુમાન;
રામસમો વિમલાશયો,[૧] પૂર્વાપર મતિમાન. ૫૦

સર્વોત્તમ રસથી ભર્યાં, ફળથી ઝૂમીં અપાર;
ભવ્ય અને સોહામણાં, વિરલ તરુ સહકાર.[૨] ૫૧

તેમ જગે વિરલા જનો, ભવ્ય સુભગઆકાર;
આત્મચમત્કૃતિના ફળે, ઝળકે ઝૂમીં અપાર. ૫૨

માન્યવન્ત આ રામમાં, આ વયમાંજ જણાય;
ચમત્કૃતિ સ્વવિવેકની, જેથી જગ સમજાય. ૫૩

ફળપલ્લવથી શોભતા, સુભગ સુલભઆરોહ;[૩]
સૌ સ્થલ તરુ નિપજે ઇતર, સુલભ ન ચંદનરોહ.[૪] ૫૪

ફળપલ્લવથી ઝૂમતાં, પ્રતિવન તરુઓ તોય;
અસમ[૫]ચમત્કૃતિનું તરુ, લવંગ સુલભ ન હોય. ૫૫

શશીથી શીતલ ચંદની, સુતરુથી મંજરી જેમ;
સુગંધલેખા પુષ્પથી, દીઠી અમે આ તેમ; ૫૬

તેવી ચમત્કૃતિ રામની, જે કરતી આશ્ચર્ય;
દીઠી અમે નહિ કો સ્થલે, ખરું કહીએ દ્વિજવર્ય! ૫૭

મહાદુરાત્મા દૈવથી, નિર્મિત આ સંસાર;
દુષ્ટ ઘણો દ્વિજવર્ય હે! અતિ દુર્લભ જ્યાં સાર. ૫૮

---

૧ વિમળ આશયનો. ૨ આંબાનાં ઝાડ. ૩ જેના ઉપર સહજમાં ચઢી શકાય એવાં. ૪ ચંદનનું ઉગવું તે. ૫ અસાધારણ.

ધ્યાની ધન્ય મથતાજ તે, સારપ્રાપ્તિને કાજ;
યશોનિધિ ધુરિગણ્ય તે, શ્રેષ્ઠજ તે મહારાજ! ૫૯
રામસમો અહિં છે નહિ, ક્યાંહિ દીઠો નહિ કોય;
ઉદાર ને સુવિવેકી શુભ, થશે ન અમ મત સોય. ૬૦

૫ **દ્રુતવિલંબિત વૃત્ત.**

સકળલોકચમત્કૃતિ જે કરે,
રઘુતણું મન જો નવ તે હરે;
સ્ફુટ થયું રહી ના જ અભિજ્ઞતા,
મુનિજ આપણ સૌ શીદને થતા?



# પ્રકરણ બીજું.

## સર્ગ ૧ લો*

### શુકની તત્ત્વમાં વિશ્રાંતિ.

શ્રી વાલ્મીકિ:—

### દોહરા.

વચનઘોષ મોટો થયો, સભાજનોનાં એમ;
અગ્રગણ્ય પછી રામને, કહે કૌશિક સપ્રેમ. ૧
રાઘવ ! તુજને ના રહ્યું, જ્ઞાનિવર હે જ્ઞેય;
સૂક્ષ્મસુ નિજની બુદ્ધિથી, જાણ્યું સર્વ તેં છેય. ૨
બુદ્ધિમુકુર[1] સ્વીયભાવથી, સદા વિમળ તુજ રામ !
કેવળ માર્જન માત્રનું, તેને રહેજજ કામ. ૩
વ્યાસપુત્ર શુકના સમી, છે મતિ તુજ હે રામ !
જાણે છે તે જ્ઞેય પણ, નથી અંતર વિશ્રામ. ૪

શ્રીરામ:—

સુત વ્યાસભગવાનના, શુક મુનિનું મન કેમ;
પ્રથમ શમ્યું ના જ્ઞેયમાં, શમ્યું અંતમાં જેમ ? ૫

---

* જાણ્યું તત્ત્વવિચારથી, કહ્યું પિતાએ તેહ;
વિશ્વાસ્યા ના તોય શુક, રહ્યો જ મન સંદેહ. ૧
તેજ તત્ત્વ જનકે પછી, કહ્યું શુકમુનિને જ્યાંહિ;
તુર્ત શમ્યા તે તત્ત્વમાં, તે કહેવાશે આંહિ. ૨

૧ આરસો; દર્પણ.

શ્રીવિશ્વામિત્ર:—

વ્યાસતનુજવૃત્તાંત આ, જન્મઅંત કરનાર,
મુજ વૃત્તાંતસમું કહું, સુણુ રાઘવ મન ધાર. ૬
જે આ અંજનશૈલ[1]સમ, તુજ પિતુદશરથપાસ;
વિરાજતા હેમાસને, તે છે ભગવદ્વ્યાસ. ૭
સૂર્યસમા તે તેજમાં, તનય તેમના જાણુ;
ઇંદુવદન[2] શુકનામના, નય[3]કોવિદ[4] મતિમાન. ૮
મૂર્તિમાન યજ્ઞજ બની, થયા શું આ સુસ્થિર,
એ રીતે ભાસે ત્યહાં, મહાપ્રાજ્ઞ એ ધીર. ૯
આ જગના વ્યવહારનો, કરતાં પૂર્ણ વિચાર;
પ્રકટ્યો તુજસમ તેમને, આ વિવેક નિર્ધાર. ૧૦
તેથી તે સ્વવિવેકથી, નિજ યત્ને ધીમાન;
પામ્યા દીર્ઘ વિચારથી, ચારુ[5] સત્ય જે મહાન્. ૧૧
સ્વયંપ્રાપ્ત પર[6]વસ્તુમાં, શમી ન મનની આશ,
"આ વસ્તુ" એ રીતનો, ઉપજ્યો ના વિશ્વાસ. ૧૨

---

૧ સુરમાના રંગના પર્વત જેવા. વર્ષ પર્વતમાંનો એક. દુનિઆના જૂદા જૂદા ભાગને છુટા પાડનાર પર્વતો વર્ષપર્વત કહેવાય છે. તેમનાં નામઃ—હિમવાન્, હેમકૂટ, નિષધ, મેરુ, ચૈત્ર, કર્ણી અને શૃંગી. ૨ ચંદ્રજેવા મનોહર મુખવાળા. ૩ શાસનોમાં, નીતિમાં. ૪ કુશલ. ૫ સુંદર. ૬ આત્મ (વસ્તુમાં).

ચપળભાવ નિજનો ત્યજી, માત્ર વિરમ્યું મન તેમ;
ભૂરિભંગ[1] ભોગો થકી, ચાતક જળથી જેમ. ૧૩

વિમલપ્રજ્ઞ શુક એકદા,[2] મેરુપરે એકાન્ત;
જોઇ પિતા મુનિ વ્યાસને, સુસ્થિત ને બહુ શાંત, ૧૪

હવા પૂછતા આ રીતે, ધરી ભક્તિ ને પ્રેમ;
આડંબર સંસારનો, મુનિ ઉઠયો આ કેમ ? ૧૫

શમતો તે કઇ રીતથી ? કોનો તે કહેવાય ?
દેશકાળથી કેવડો ? ક્યારે તે શમી જાય ? ૧૬

વિદિતવેદ્ય મુનિએ પછી, નિર્મળ જે કથનીય;
કહ્યું યથાવત્ પુત્રને, સુંદર ને મનનીય. ૧૭

"જાણેલું આ મેં હતું, નવીન કહ્યું નહિ લેશ;"
માન્યો ના બહુ ભાવથી, શુકે પિતાઉપદેશ. ૧૮

વદ્યા વ્યાસ ફરી તે સમે, સમજી સુતઅભિપ્રાય;
"જાણું ના સુત! તત્ત્વથી, વેદ્યજ જે સુખદાય. ૧૯

વિદ્યમાન વસુધાતલે, જનકનામ ભૂપાળ,
વેદ્ય યથાવત્ જાણતા, મળો તેમને બાળ ! ૨૦

પૃચ્છા કરી સૌ પામશો, તેઓથી" સુણી એમ,
આવ્યા સત્વર મેરુથી, જનકનગર સુક્ષેમ. ૨૧

જનકપાસ સત્વર જઈ, દ્વારપાળ કહે દેવ !
આવી ઉભા છે દ્વારમાં, વ્યાસપુત્ર શુકદેવ. ૨૨

---

૧ ઘણા ભંગુર. ૨ એક વખત.

થવા પરીક્ષા તેમની, કહે જનક મતિમાન,
“ ભલે આવીં ઉભો રહ્યો ” દાખવીને અપમાન. ૨૩

ગણુકાર્યા જનકે નહિ, શુક મુનિને દિન સાત;
પછીં અંગણુમાં લાવવા, દીધો હુકમ રળીઆત, ૨૪

રહ્યા આંગણે તે પછી, ઉન્મન[1] શુક દિન સાત;
પછી તેમને લઇ ગયા, અંતઃપુર ભલીભાત. ૨૫

કાંતાઓ ઉન્મત્તથી, રચી ભોગ બહુ રીત;
શશીસમાન શુકનું નર્યું, લાલન જનકે કીધ. ૨૬

સાત દિવસ રાખ્યા તહિં, કહ્યું મળશે નહિ ભૂપ;
ભોજનાદિથી તૃપ્ત થઈ, રહો અહિં સુખરૂપ. ૨૭

મંદ પવનથી ના ચળે, દૃઢમૂળ પર્વત જેમ;
તે તે સુખ ને ભોગથી, ચળ્યું ન શુકમન તેમ. ૨૮

પૂર્ણુચંદ્રસમ ત્યાં રહ્યા, શુકમુનિ મૌની સ્વસ્થ;
મુદિત મને સમભાવથી, વિકારવિણુ પણુ મસ્ત. ૨૯

કરી પરીક્ષા એ રીતે, સ્વભાવ જાણી લીધ;
બોલાવી જનકે પછી, શુકને આદર દીધ. ૩૦

બેસાડયા નિજ પાર્શ્વમાં, કર્યા જ પૂર્ણ પ્રણામ:
આગતસ્વાગત બહુ રીતે, કરીને પૂછ્યું આમ. ૩૧

નિરવશેષ જગકાર્યને, કરી બન્યા નિષ્કામ;
શું ઇચ્છી આવ્યા અહિં, કહો મને આ ઠામ. ૩૨

૧ તત્ત્વજ્ઞાનની ઉત્કંઠાવાળા.

**શ્રી શુકઃ—**

આડંબર સંસારનો, ઉપજ્યો ગુરુ ! કઇ રીત ?
શમતો તે કઇ રીતથી ? કહો ઝટ તેજ ખચીત. ૩૩

**શ્રીવિશ્વામિત્રઃ—**

એમ કહ્યે જનકે પછી, કહ્યોં સંભળાવ્યું તેજ;
કહ્યું હતું વ્યાસેજ જે, પ્રથમ પુત્રને સ્હેજ. ૩૪

**શ્રી શુકઃ—**

મેં પોતેજ વિવેકથી, તત્ત્વ જાણ્યું ’તું જેહ;
પૂછતાં પછી નિજ તાતને, કહ્યું તેમણે તેહ. ૩૫
આપે પણ એ અર્થને, કહ્યો સંભળાવ્યો રાય !
એજ અર્થ સૌ શાસ્ત્રમાં, દિસતો સ્પષ્ટ જણાય. ૩૬
દગ્ધ અને નિઃસાર જે, ભાસે આ સંસાર;
પોતાનાજ વિકલ્પથી, છે ઊઠેલો તાર. ૩૭
નિશ્ચય નષ્ટ થતોજ તે, ક્ષીણ થયેજ વિકલ્પ;
વિવેક એજ રીતે કરે, મુજ મતિ પણ મુનિ ! અલ્પ. ૩૮
માટે કહો મુનિ ! સત્યને, જેથી હું વિશ્રામ[1]
ભવભ્રમણ ટળી ચિત્તનું, પામું હે નિષ્કામ ! ૩૯

**શ્રી જનકઃ—**

આથી અદકો કોઇ પણ, નિશ્ચય નથી મુનિ ! અન્ય;
સ્વયં એવ જાણ્યું તમે, સુણ્યું ગુરુથી હે ધન્ય ! ૪૦

---

૧ “પામું” સાથે અન્વય કરવો.

અખંડ ચિદાત્મન્ એક છે, ઇતર ન દેહ; પુમાન
નિજ સંકલ્પે બદ્ધ છે, ટળ્યે, બંધની હાન. ૪૧

દશ્ય સકલપર ઉપજ્યો, તમને આંહિ વિરાગ;
વિના ભોગવ્યે ભોગને, સૂચવે તે મહાભાગ્ય. ૪૨

જ્ઞેય સ્ફુટ તમને થયું, પામી મતિ વૈરાગ્ય;
દીર્ઘ રોગભાંગોથકી, શુકજીવન ધનભાગ્ય. ૪૩

સર્વજ્ઞાનમહાનિધિ, પિતા તમારા વ્યાસ;
ઉગ્રસુ તપમાં જેમની, નિષ્ઠા નિશદિન ખાસ. ૪૪

અધિક પિતાથી આપ છો, મુજ મન સ્પષ્ટ જણાય;
અધિક પૂર્ણતા આપની, જોતાં સ્હેજ કળાય. ૪૫

અધિકજ હું છું વ્યાસથી, તત્સુત છે મુજ શિષ્ય;
મુજથી અધિકજ શિષ્ય છે, રહ્યું ન કાંઇ ઉપદિસ્ય. ૪૬

પૂરણચેતસ્ મુક્ત છો, પામ્યા છો પ્રાપ્તવ્ય;
દશ્યમાંહિ પડતા નથી, રહ્યો ન ભ્રમ હાતવ્ય[1]. ૪૭

મા'ત્મા જનકે એ રીતે, શીખ જેને છે દીધ;
તે શુકે મૌની બની, સ્વચ્છ પરમ ગ્રહી લીધ. ૪૮

શોક ભીતિ આયાસ ને, સંશયથી થઇ હીન;
મેરુશિખરપર તે ગયા, થવા સમાધિલીન. ૪૯

નિર્વિકલ્પ સમાધિમાં, દશગણુ[2] વર્ષ હજાર;
ગાળી પછી નિજમાં શમ્યા, સ્નેહવિણ દીપસાર. ૫૦

---

૧ ત્યજવા યોગ્ય. ૨ દશહજાર વર્ષ.

### પુષ્પિતાગ્રા વૃત્ત.

ગયું કલન[1] સમૂલ તેથી શુદ્ધ,
શુક પદ નિર્મલમાં ગળ્યા વિશુદ્ધ;
સલિલકણ સમુદ્રમાંહિ જેમ,
ગલિત થયા અમલાત્મમાંહિ તેમ. ૫૧

---

## સર્ગ ૨ જો.*

### વિશ્વામિત્રની વસિષ્ઠને પ્રાર્થના.

**શ્રી વસિષ્ઠઃ—**

વ્યાસતનુજ શુકદેવને, હતું માત્ર તે કામ;
ઉપમાર્જન મળમાત્રનું, તેમ તને છે રામ ! ૧
જ્ઞેય રામને જ્ઞાત છે, મુનીશ્વરો નિઃશેષ;
રુચે ન જેથી રોગસમ, ભોગ રામને લેશ. ૨
જ્ઞાનજ્ઞેય મનનું ખરૂં, લક્ષણ આજ સુઅગ્ર;
જેથી ફરીને ના રુચે, ભોગસમૂહ સમગ્ર. ૩
કર્યે ભાવના ભોગની, દઢતા પામે બંધ;
નિપજેલો વિણવસ્તુએ, લઢ બને તદ્દગંધ. ૪

---

૧ કલ્પના.

* વિશ્વામિત્રે રામને, કરવાને ઉપદેશ;
કરી વિનંતિ વસિષ્ઠને, તે કહેવાશે બેશ. ૧
વિનતિથી વાધ્યો ઉરે, વસિષ્ઠને ઉત્સાહ;
સુણજો શ્રોતા ! સૌ તમે, શમશે મનનો દાહ. ૨

શિથિલ થયે તે વાસના, જગબંધન તનુ[1] થાય;
સત્યજ આ સિદ્ધાન્તનું, અનુભવથી જોવાય. ૫
વાસન[2]તાનવને[3] કહે, રામ મોક્ષ વિદ્વાન;
વાસનદૃઢતાને કહે, બંધ તેજ મતિમાન. ૬
અલ્પાયાસે તત્ત્વનું, જ્ઞાન થતું જોવાય;
સાધારણ તો સર્વને, રસાસ્વાદ[4] ના જાય. ૭
વિરસપણું વિષયોતણું, મહાપરિશ્રમથી થાય;
સમ્યક્ નિજરૂપને જુએ, તે પંડિત કહેવાય. ૮
સમ્યક્દર્શી તેજ જે, વિષયે ના લોભાય;
ગુપ્તપણે પણ જ્યાં નહિ, ભોગરુચિ લ્હેવાય. ૯
યશ[5]આદિક હેતુવિના, રુચે ન જેને લેશ;
ભોગો જગના તેજ છે, જીવન્મુક્ત હમેશ. ૧૦
જ્ઞેયતત્ત્વ જાણ્યા વિના, વિષયરાગ ના જાય;
વિષયપ્રેમ ગયાવિના, તત્ત્વબોધ ના થાય. ૧૧
લીલોતરી મરુ[6]ભૂમિમાં, ઉગતી ના જોવાય;
મરુ[7]ચિત્તમાં તત્ત્વનું, પોષણ કયમ કરી થાય ? ૧૨
મનરંજન કરતી નથી, ભોગભૂમિઓ રમ્ય;
રઘુવરને તે કારણે, થયું જ્ઞાન છે ગમ્ય. ૧૩
નિજ અંતરમાં જાણતા, રામ વસ્તુને જેહ;
સાંભળશે જવ સંતથી, વસ્તુ સાચી છે તેહ, ૧૪

---

૧ શિથિલ ૨ વાસના. ૩ પાતળાપણાને. ૪ ભોગ ભોગવવાનો સ્વાદ. ૫ અર્થાત્ જે યશને માટે ભોગત્યાગ કરતો નથી તે. ૬ સૂકી, વરસાદ કિંવા જળવિનાની. ૭ સૂકા.

ચિત્તતણી વિશ્રાંતિને પામી દૃઢ વિશ્વાસ;
મેળવશેજ મુનીશ્વરો, કહું તમને એ ખાસ. ૧૫

કેવલ કેવલીભાવમાં, વિશ્રાંતિની છે ઇચ્છ;
રામ બુદ્ધિને; શરદને, વિશ્રમણુ[1]સમી પ્રીછ. ૧૬

સાટે રાઘવચિત્તને, શમવાને અહિં સદ્ય;
શ્રીમાન્ આપ વસિષ્ઠજી ! કહો યુક્તિ સુઅવદ્ય. ૧૭

સર્વજ્ઞ સર્વસાક્ષી પ્રભુ, ત્રિકાળ નિર્મળદષ્ટિ;
સૌ રઘુકુલના કુલગુરૂ ! કરો જ્ઞાનની વૃષ્ટિ. ૧૮

આપણહૃદયના વૈરની, શાંતિઅર્થ ભગવાન !
શ્રેયાર્થે વળી મુનિતણા, જેહ ઘણા ધીમાન, ૧૯

નિષધાચલના શિર[2]પરે, સરલોથી[3] સંકુલ[4];
ઉપદેશ્યું 'તુ જ્ઞાન જે, મોક્ષમાટ અનુકૂલ ૨૦

બ્રહ્માએ બહુ યુક્તિથી, જેથી શમે નિર્ધાર;
સંસારી આ વાસના, રવિથી જ્યમ અંધાર, ૨૧

સ્મરણ અખંડિત જ્ઞાનનું, તે તમને ભગવાન !
કહો સદ્ય તે રામને, શિષ્ય ખરો ધીમાન. ૨૨

કદર્થના[5] કરતો નથી, ગતકલ્મષ[6] છે રામ,
નિર્મળ અરીસે બિંબતું, વિણયત્ને મુખ નામ. ૨૩

---

૧ આકાશનું નિર્મળપણું. શરદઋતુની શોભાને જેમ આકાશના નિર્મળપણાની અપેક્ષા છે તેમ. ૨ શિખરપર. ૩ દેવદારુનાં વૃક્ષથી. ૪ ઘેરાયલા. ૫ અલ્પફળ અને બહુ પ્રયાસવાળી વિનંતિ. ૬ પાપ જેનાં જતાં રહ્યાં છે એવા.

વિરક્ત ઉત્તમ શિષ્યને, કરાય જે ઉપદેશ;
તેજ જ્ઞાન શાસ્ત્રાર્થ તે, તે પાંડિત્યજ બેશ. ૨૪
અશિષ્યને અવિરક્તને, કરાય જે ઉપદેશ;
ચર્મભસ્ત્રમાં[1] પયસમો[2], બનતો તે નિઃશેષ. ૨૫
ઉપશમને પામ્યા વિના, રહે બુદ્ધિ ના લેશ;
આપસમા વક્તા જ્યહાં, પાપરહિત નિઃશેષ. ૨૬
રહિત રાગભયક્રોધથી, મોહરહિત નિર્માન;
સંગદોષ જ્યાં છે નહિ, લેશ ન જ્યાં અતિમાન. ૨૭
બોલ્યા વિશ્વામિત્ર જવ, એવિધ ત્યાં નિષ્કામ;
"સાધુ ! સાધુ !" કહી ઉક્તિ તે, અભિનંદી[3]જ તમામ ૨૮
વ્યાસાદિક સૌ મુનિવરે; પછી વદ્યા ભગવાન,
બ્રહ્મપુત્ર વસિષ્ઠજી, તેજસ્વી મતિમાન. ૨૯
સભામધ્ય વિરાજતા, આસનપર નૃપપાસ;
તેજસ્વી બ્રહ્મસમા, આવિધ વિણઆયાસ. ૩૦

**શ્રી વસિષ્ઠઃ—**

મુનિ ! આજ્ઞાપિત[4] કાર્યને, નિર્વિઘ્નેજ કરીશ;
સમર્થ પણ ઉલ્લંઘવા, સંતવચન નથી ઈશિ[5] ! ૩૧
દીપનિશાતમન્યાયથી[6], કરીશ સદ્ય હું દૂર;
નૃપપુત્રો રામાદિનાં, મનતમનેજ[7] જરૂર. ૩૨

---

૧ ચામડાની પખાલમાં. ૨ દૂધ જેવો. ૩ વખાણી. ૪ આજ્ઞા કરેલ. ૫ સમર્થ. ૬ દીવો જેમ રાત્રિના અંધારાને દૂર કરે છે તેમ. ૭ મનના અંધારારૂપ અજ્ઞાનને.

બ્રહ્માએ નિષધાચળે, સંસૃતિભ્રમશમકાજ;
પુરા કહ્યું 'તું જ્ઞાન જે, તેહ મને મહારાજ ! ૩૩
સર્વ અખંડિત સાંભરે, ભુલ્યો નથી લવલેશ;
કરીશ કહ્યું હું આપનું, કરીશ રામ ઉપદેશ. ૩૪

૫ **શ્રીવાલ્મીકિઃ—**

**પુષ્પિતાગ્રા વૃત્ત.**

પરિકરબલથીજ[1] આ મહાત્મા,
કહી રહ્યો એમ દીપ્યા સુવક્તૃતેજે;
પરમપદજ એક બોધનાર
જનતમટાળક[2] આ[3] કહ્યું વસિષ્ઠે. ૩૫



૧ શિષ્યને ઉપદેશ કરવામાં ઉપયોગી આખ્યાન, તર્ક, વિતર્ક વગેરે સાધનોના બલથી. ૨ જનનું અજ્ઞાનરૂપી અંધારૂ ટાળનાર. ૩ આ શાસ્ત્ર.

## સર્ગ ૩ જો *

### ૧ શ્રીરામની શંકા. ૨ તે શંકાના સમાધાનના મિષથી અધ્યારોપ અપવાદના ન્યાયે કરી આત્મતત્ત્વનું વિવેચન.

**શ્રી વસિષ્ઠઃ—**

કહ્યું હતું પૂર્વેજ જે, બ્રહ્માએ મતિમાન;
દુઃખ શમવા સર્ગાદિમાં, કહું હું તે આ જ્ઞાન. ૧

**શ્રીરામઃ—**

મોક્ષની વિસ્તૃત સંહિતા, પછી કહેજો ભગવાન !
સંશય આ ક્ષણ જે મને, તે ટાળો મતિમાન ! ૨
મહામતિ ગુરુ શુકના પિતા, વ્યાસ મુનિ સર્વજ્ઞ;
વિદેહમુક્ત તે ક્યમ નહિ ? તત્સુત ક્યમ હે પ્રજ્ઞ[1] ! ૩

**શ્રી વસિષ્ઠઃ—**

બ્રહ્માંડો ત્રસરેણુઓ, થયાં થયાં નષ્ટજ થાય;
પર આદિત્ય પ્રકાશમાં, સંખ્યા ના જ ગણાય. ૪
ત્રિલોકગણની કોટિઓ, વર્તે જે આ કાળ;
ગણી શકાય ન કોઈથી, થાય ન તેનો ખ્યાલ. ૫

---

* રાઘવશંકામિષવડે, જગદારોપનિરાસ;
પરમાત્માઈપવિષયમાં, અહિં સધાય વિણત્રાસ. ૧

૧ આ સંશય વ્યાસનું શિષ્ટલોકની પેઠે જીવન જોવાથી અને શુકની વિદેહમુક્તિના શ્રવણથી ઉત્પન્ન થયો છે. આત્યંતિક દુઃખના નાશથી અને નિરતિશયાનંદ સ્વપ્રકાશરૂપ આત્મા માત્ર જેમાં પરિશેષ

હવે પછી પણ નિપજશે, સૃષ્ટિસર્ગતરંગ;
તે ગણવાની વાતનો, નથી લેશ પણ રંગ. ૬

**શ્રીરામઃ—**

પરંપરા જગસર્ગની, ભૂતભવિષ્યત્ જેહ;
વર્તમાનની પંક્તિમાં, ક્યમ મૂકાયજ તેહ ? ૭
વર્તમાનની સૃષ્ટિઓ, જોકે નથી સંખ્યેય;
ભૂતભવિષ્યનીઁ હારમાં, વર્તમાન છે મેય. ૮

---

રૂપે રહે છે એવી જીવનમુક્તિજ જ્ઞાનનું ફળ છે એમ જો હોય તો તે સર્વજ્ઞ વ્યાસને પ્રાપ્ત થઇ હતી નહિ અને તેથી જ્ઞાનને અનિત્ય ફળપણાની પ્રાપ્તિ થાય; અને જો જ્ઞાનથી અજ્ઞાન નિ:શેષ ઉચ્છિન્ન થતું હોય તો ભૃગુની પેઠે જીવનનો અસંભવ થાય કારણકે ઉપાદાનના નાશથી કાર્યની સ્થિતિ રહી શકે નહિ અને જીવન ન રહે તો બ્રહ્મ-વિદ્યાના પ્રવર્તકના અભાવને લીધે સંપ્રદાયનો ઉચ્છેદ થાય અને જો ઉચ્છેદ ન થાય તો અનિર્મોક્ષજ સિદ્ધ થાય. કર્મની પેઠે જ્ઞાન અદૃષ્ટ-દ્વારા મરણ પછી ફળતું નથી તે ત્રણે કાળે અખંડરૂપે રહેવાથી તેનું વિધેયપણું નથી. તેથી જીવનમુક્તિ સિદ્ધ થતી નથી એવો ભાવ આ શંકાનો છે. એ પ્રમાણે પૃચ્છા થયે ભગવાન વસિષ્ઠે વિચાર કર્યો કે રામ જ્યાંસુધી બંધનું અવિદ્યાપણું, અવિદ્યાસ્વરૂપ અને સાક્ષીથી અપરિચ્છિન્ન સર્વાધાર ચિત્સ્વરૂપને નથી જાણતા ત્યાંસુધી જીવન-મુક્તિમાં વિશ્વાસ પામશે નહિ તેથી પ્રથમ તે સ્વરૂપને સમજાવીને પછી તેમની શંકાનું સમાધાન કરીશ. આ અર્થનો સુખે બોધ થાય માટે સ્થૂલપ્રપંચપરંપરાના અધ્યારોપને દેખાડે છે.

**શ્રી વસિષ્ઠઃ—**

પશુ પક્ષી ને દેવમાં, મનુષ્યાદિમાં જેહ,
જ્યારે ને જે દેશમાં, મરી જાય છે તેહ, ૯

ત્યારે ને તે દેશમાં, જુએજ તે બ્રહ્માંડ;
વાર ન લાગે લેશ ત્યાં, એવું સંસૃતિકાંડ. ૧૦

અહંકાર મન બુદ્ધિ ને, ચિત્ત દશેંદ્રિય પ્રાણ;
ઘટિત સૂક્ષ્મ એ સર્વથી, ચિત્તશરીર પ્રમાણ. ૧૧

જેથી વહન પરલોકમાં, સૂક્ષ્મશરીરનું થાય;
આતિવાહિક નામથી, પણ તે છે કહેવાય. ૧૨

હૃદયમાંજ નિજ અંતરે, ભ્રાંતિમય આકાશ;
ચિદ્દ્ઘન અજને ત્યાં થતો, ત્રિલોકનો આભાસ.[1] ૧૩

મરણસમે જે દશ્યને, અનુભવતો આ જીવ;
વાસનરૂપ તેમાંહિથી, જેહ સ્ફુરેજ[1] અતીવ, ૧૪

---

૧ શ્રુતિસ્મૃતિઓ કહે છે ખરે, પ્રાણ શરીરથી જાય;
ચક્ષુ શિર વા અન્યકો, તનુ વાટેથી રાય. ૧

ઉપાસના ને કર્મને, અનુરૂપજ આ વાદ;
ધરી દષ્ટિ વ્યવહારની, કરતી તે આબાદ. ૨

હૃદયમાંજ પરલોકનું, કલ્પન જે અહિં ઉક્ત;
તે દષ્ટિ પરમાર્થની, છે શ્રુતિમાં પણ સૂક્ત. ૩

અંતરેજ આમાં રહ્યાં, દ્યૌપૃથિવી બન્નેય;
એવિધ શ્રુતિ આ દષ્ટિની, પરમ અર્થની છેય. ૪

તેજ યોનિને પામતો, નિશ્ચય આ વિણુશંક;
દેવમનુજપશુપક્ષિતન[1], ધરે એમ થઈ રંક. ૧૫
ભૂતકોટિ આ રીતથી, મર્યાં મરે મરશેય;
જગતસંસૃતિ[2] સ્વાંતરે[3], મૃત અનુભવતો છેય, ૧૬
સંકલ્પે નિર્મિત અને, મનનો રાજ્યવિલાસ;
ઈંદ્રજાળની માળ[4] ને, કથાર્થનો પ્રતિભાસ.[5] ૧૭
મનથી કલ્પે બાવડો, બાળક ભયથી જેમ,
વાતરોગીમન ક્ષોભતો, ધરતીકમ્પજ તેમ, ૧૮
નિર્મળ જ્યમ આકાશમાં, મોતીહારભ્રમ થાય;
સંસૃતિભ્રમ છે તે રીતે, યત્ને તે સમજાય. ૧૯
દોડે નૌબેઠેલને,[6] તીરનાં તરુઓ જેમ,
સ્વપ્નનગરને સ્મૃતિતણું, ખપુષ્પ[7] આ છે તેમ. ૨૦
અતિપરિચયથી દૃશ્યની, છાપ જ દૃઢ બંધાય;
અહિં રહ્યો છે લોક આ, એમ વિજૃંભણ[8] થાય. ૨૧
પ્રથમ જણાયજ અંતરે, અને પછીથી બાહાર;
દૃશ્ય એમ મિથ્યા છતાં, કરાય આ વ્યવહાર. ૨૨
જન્મ મરણ ને મધ્યની, ક્રિયા સર્વનો થાય;
અનુભવ હૃદયાકાશમાં, મૃતથી ફરી કલ્પાય. ૨૩

---

૧ શરીર. **यद्यद्भवति तदाभवति । यंयंवापिस्मरन्भावं त्यजत्यंते कलेवरं । ततमेवैति कौंतेय सदातद्भावभावितः ।** ૨ જગતરૂપ સંસાર. ૩ પોતાના અંતરમાં. ૪ માલા. ૫ કથામાં આવેલું કોઇ વર્ણન વાંચવાથી અથવા સાંભળવાથી મન ઉપર ચિત્ર તેનું ખડું થાય તે. ૬ નૌકામાં બેઠેલાને જેમ તીરપરનાં તરુઓ દોડતાં દેખાય તેમ. ૭ આકાશપુષ્પ. ૮ ભ્રાંતિ.

અન્ય લોક પણ તે સ્થળે, કદલી[1]દલસમ જાણ
એક એકની અંતરે, અન્ય પડોની ખાણ ૨૪
વાસનમય દેહાંતણી; તેનું સંસૃતિ નામ;
મૃતને લેશ જ છે નહિ, પંચભૂતનું કામ. ૨૫
જગનિયમોસાથે વળી, નથી લેશ સંબંધ;
તોપણ દિસતાં ત્યાંહિ જે, તે કેવળ ભ્રમ અંધ. ૨૬
મૂળોચ્છેદ[2] થયાવિના, થાય ન ભ્રમ એ દૂર;
કારણ છે એ ભ્રમતણું, ગાઢ અવિદ્યાપૂર. ૨૭
ચંચલ સર્ગતરંગની[3], જડમન[4]દુસ્તરપૂર;[5]
અનંત આ બહુશાખિની,[6] નદી અવિદ્યા ક્રૂર. ૨૮
તેના તે ને અન્ય પણ, ભૂરિ[7] સર્ગ[8]તરંગ;
વાર વાર પરમાબ્ધિમાં,[9] ઉઠે રામ ! બહુરંગ.[10] ૨૯
કુલ ક્રમ ને મનના ગુણે, સર્વ રીતેજ સમાન;
કૃતિપય[11]ને બીજા વળી, અર્દ્ધસમાન પીછાન; ૩૦
બાકીના બીજા વળી, ઘણા વિલક્ષણ જાણ;
એવિધ સર્ગપરંપરા, વિધવિધ રામ ! પ્રમાણ. ૩૧
વ્યાસસુસર્ગતરંગકો, યોગ્ય જન્મવિજ્ઞાન
અને બ્રહ્મવિદ્યાથકી, યુક્ત સદા મતિમાન; ૩૨

---

૧ કેળ. ૨ મૂળનો નાશ. ૩ ચંચળ એવી ઘણી સૃષ્ટિઓરૂપ મોજાંવાળી. ૪ મૂર્ખ મનથી. ૫ જેનું પૂર દુસ્તર છે એવી. ૬ બહુ શાખાઓવાળી. ૭ ઘણા. ૮ સૃષ્ટિનાં (મોજાં). ૯ પરમાત્મારૂપી મહા સમુદ્રમાં. ૧૦ બહુરંગી. ૧૧ કેટલાક.

તેમાં આ મુનિ વ્યાસને, બત્રીશમા વિણશંક;
મુજ મતિ સ્મરતી છે અહિં; હતા બાર ધીરંક. ૩૩

કુલ ઈહિત[1] આકારમાં, તો પણ તેહ સમાન;
અંતિમમાં વિશ્રાંતિવિણ, કહ્યા અલ્પધીમાન.[2] ૩૪

દશ વ્યાસ સૌ શિષ્ટ તે, હતા સમાનઆકાર;
તે વિણ દશ બીજા હતા, કુળથી ભિન્ન પ્રકાર. ૩૫

થશે અન્ય પણ આ પછી, વ્યાસ વાલ્મીકિ તેમ;
પુલસ્ત્ય, ભૃગુ ને અંગિરા, સમવિષમ વિણનેમ. ૩૬

સુરર્ષિસુરનરના ગણો, ઉપજે ને અળપાય:
કાં' સમયે સંઘાતમાં, પૃથક્ પૃથક્ પણ રાય! ૩૭

બ્રાહ્મી આ બોતેરમી, ચાલુ ત્રેતા જાણ;
થયી ગઈ થાશે વળી, સમ વા ભિન્ન પ્રમાણ. ૩૮

લોકો તું ને હુંય પણ, ઉપજીશું બહુવાર;
એવા ને એવા અને, ભિન્ન વળી નિર્ધાર. ૩૯

દીર્ઘદર્શી ને કર્મથી, અદ્ભુત મુનિ નિર્ધાર:
ઉક્તક્રમે આ વ્યાસનો, દિસે દશમ અવતાર. ૪૦

---

૧ રહેણીકરણીમાં. ૨ અલ્પબુદ્ધિવાળા; બ્રહ્મવિદ, બ્રહ્મવિદ્વર, બ્રહ્મવિદ્વરીયાન અને બ્રહ્મવરિષ્ઠ એમ ચાર જાતના બ્રહ્મવિદો હોવાથ ચતુર્થ સ્થાનમાં જેણે વિશ્રાંતિ કરી નથી તેને અલ્પબુદ્ધિવાળ કહ્યા છે.

થયા અનેકશ[1] આપણે, વ્યાસવાલ્મીકિસાથ;
પૃથક્ પૃથક્ પણ થઇ ગયા, બહુવાર નરનાથ ! ૪૧
પુરા[2] અમે ને આ થયા, ઇતર જ્ઞાની અનેક;
આકૃતિમાં સરખા અને, ભિન્નાકૃતિ પણ છેક; ૪૨
સમાન આશયમાં છતાં, નક્કી વાર અહિં આઠ;
ધરવો પડશે વ્યાસને, હજી જન્મપરિપાઠ. ૪૩
પૂર્વકલ્પના વ્યાસના, જીવસમ વિણઆયાસ;
વ્યાસજીવ રચશે ફરી, ભારતરૂપ ઇતિહાસ. ૪૪
વેદવિભાગ વળી કરી, કરશે કુલ પ્રખ્યાત;
બ્રહ્માપણું કરીને થશે, વિદેહમુક્ત સુજાત. ૪૫
રહિત શોકભયથી અને, ગતકલ્પન[3] નિર્વાણ;
સુશાંત જીવન્મુક્ત ને, જિતમન વ્યાસ સુજાણ. ૪૬
વર્ણન એવિધ વ્યાસનું, વય વર્તન ને કર્મ;
વિત્ત બંધુ વિજ્ઞાન ને, વિદ્યા ને વળી ધર્મ; ૪૭
એ સૌમાં સરખા અને, વિષમ વળી પણ થાય;
ભૂતો જગનાં તેમનો, મેળ ન કો લ્હેવાય. ૪૮
સરજાતો મરતો અરે ! ભૂતગણ વારંવાર;
વિપર્યાસને પામતો, માયા આ જ અપાર. ૪૯
કોઠીમાંહિ ભરેલ જ્યમ, ધાન્યરાશિ ઠલવાય;
કરવા માપ મહીતલે, માંપી ફેર ભરાય; ૫૦
રહે પૂર્વક્રમ ત્યાં નહિ, ગોઠવણીનો જેમ;
સર્ગાકારતરંગનો, કાલઅબ્ધિમાં તેમ. ૫૧

૧ બહુવાર. ૨ પહેલાં. ૩ કલ્પનારહિત.

### વિષમવૃત્ત.

ચિત્તાશ્વાસી[૧] ગતસંકલ્પ,[૨] સ્વરૂપેજ[૩] સાર જાણી રહે;
પરમશમામૃતતૃપ્ત,[૪] જ્ઞાની રહે છે નિરાવરણો. ૫૨

---

## સર્ગ ૪ થો.*

### જીવન્મુક્તિ અને વિદેહમુક્તિની અભિન્નતા.

### શાસ્ત્રીય પ્રયત્નની પ્રશંસા.

સૌમ્યપણામાં પાણીના[૫], તરંગત્વમાં[૬] તેમ;
સલિલપણું સરખું રહ્યું, સાગરજલમાં જેમ;
(સ) દેહવિદેહની મુકિતમાં, સમાનપણું છે તેમ. ૧
મુક્તપણું નહિ વિષયમાં, કોઈ જાતનું છેય;
આસ્વાદન ભોગોતણું, નહિ મુક્તને રે'ય. ૨

---

૧ ચિત્તમાંજ આશ્વાસન પામનાર. ૨ સંકલ્પ વગરનો. ૩ સ્વરૂપમાંજ. ૪ પરમ શમરૂપી અમૃતથી તૃપ્ત.

* અનુભવ જોતાં મુક્તનો, આવરણભંગ સમાન;
તેથી ઉભયવિધ મુકિતમાં, નથી વિશેષ મતિમાન. ૧
દૃઢ કરવાને મૂળને, અહિં પ્રશંસા થાય;
શાસ્ત્રવિહિત પુરુષાર્થની, જેથી ભવભ્રમ જાય. ૨

૫ પાણીની ચલનરહિત શાંતસ્થિતિમાં. ૬ પાણીની મોજાંવાળી સ્થિતિમાં.

સ્વાદ ધરે નહિ ભોગમાં, તેને ક્યમ કરીં હોય ?
ભોગ્યતણી અનુભૂતિઓ, જેમાં જન સૌ મ્હોય. ૩
શરીરવાન પદાર્થસમ, દિસે અન્યને માત્ર,
જીવન્મુક્ત મુનિ વ્યાસ છે, અંતરમાંહિ અગાત્ર. ૪
રહિતસહિત વા સ્પંદથી, અનિલજ વાયુ જેમ;
મુક્તિ સદેહવિદેહની, તમે જાણજો તેમ. ૫
દેહાદેહનીં મુક્તિ ને, બંધમોક્ષવ્યવહાર;
કલ્પ્યો અજ્ઞાની દૃષ્ટિએ, વાસ્તવિકેજ અસાર. ૬
દ્વૈતશૂન્ય આત્મૈકતા[1], રહે છે પારાવાર;
ઉભય મુક્તિમાં છે નહિ, ફળનો ભેદ લગાર. ૭
જ્ઞાન ફલિત છે બેઉમાં, અનિત્ય તે ના થાય;
દેહપાત કારણ નથી, જ્ઞાનોદયમાં રાય ! ૮
અનુવર્તે છે જે રીતે, સ્વપ્નતણા સંસ્કાર;
નિદ્રાનાશ થયાપછી, સમય અલ્પ નિર્ધાર; ૯
અનુવર્તે છે તે રીતે, થયે અવિદ્યાનાશ;
સંસ્કારો અજ્ઞાનના, જેથીં રહે પ્રતિભાસ ૧૦
દેહાદિ સૌ જગતનો; થતાં સુધી જ વિનાશ
ભુજ્યમાન પ્રારબ્ધનો; તે તો મુક્તવિલાસ. ૧૧
પ્રકૃતજ[2] તેથી આ સુણો, શ્રવણભૂષણ ઉપદેશ,
અજ્ઞઆંધ્ય હરનાર જે, હું કહું તે નિઃશેષ. ૧૨

---

૧ દ્વૈતપણાનો જેમાં અંશ નથી એવું આત્માનું એકરસપણું.
૨ ચાલતીજ વાત.

સર્વ જ આ સંસારમાં, સદા મળે છે રામ !
યોજેલા સુપ્રયત્નથી, સૌ કો'ને અભિરામ. ૧૩
અપ્રતિહત[1] સંતાપથી, કામઆદિથી તેમ;
ઇંદુસમ શીતલ અતિ, આહ્લાદન[2] સુક્ષેમ ૧૪
ઉદય પામતું છે અહિં, પુરુષયત્નથી માત્ર;
ઇતર માર્ગ મળવા જ તે, વિદ્યમાન ના[3] અત્ર.[4] ૧૫
કાય વાણી ને ચિત્તનું, ચલનરૂપ જે કર્મ;
શાસ્ત્રવિહિત રીતે કરે, અપૂર્વ ઉપજે ધર્મ. ૧૬
ચિત્તશુદ્ધિ ફળ તેહનું; તે દ્વારા થઇ જ્ઞાન,
જીવન્મુક્તિ ફળ ઉપજે, ઉપર્યુક્ત[5] મતિમાન. ૧૭
કર્મરૂપ પુરુષાર્થથી, ફળસિદ્ધિ પ્રત્યક્ષ,
અનુભવાય સંસારમાં, નથી જ તે દુર્લક્ષ્ય. ૧૮
ગમનકર્મ કરવા થકી, દેશાંતર પહોંચાય;
ભોજનથી તૃપ્તિ થતી, સર્વત્રજ જોવાય. ૧૯
મોહિત મંદજનો જગે, કલ્પે દૈવનું નામ;
નિર્બળને દેવા અતિ, આશ્વાસનરૂપ હામ. ૨૦
જવું માર્ગથી તે જ જે, સાધુપુરુષઉપદિષ્ટ;
કૃતિ મનવાણીકાયની, ત્યજવી જેહ અનિષ્ટ. ૨૧
શુભપંથે તે વાળવી, એજ છે પુરુષાર્થ;
સફળ તે જ થાતો અહિં, કરતો જીવિત સાર્થ. ૨૨

---

૧ નહિ રોકાયલું, નહિ હણાયલું. ૨ જીવન્મુક્તિનું સુખ. ૩ નથી. ૪ અહિં. ૫ ઉપર કહેલું.

ઇતર કૃતિ સૌ જાણવી, ઉન્મૅત્તનો ઉન્માદ;
ભ્રષ્ટ કરે શુભ પંથથી, ઉપજાવી ઉત્પાત. ૨૩
ઇચ્છે જે જે અર્થને, યત્ન કરે ક્રમવાર;
બંધ પડે નહિ મધ્યમાં, તો તે પામે પાર. ૨૪
ત્રિલોકના ઐશ્વર્યથી, અતિ સુંદર શુક્રત્વ;
પ્રાણી કોઇ એક પામીઓ, આદરી નિજ પુરુષત્વ. ૨૫

પદ્માસ્પદ બ્રહ્માતણું, ચારુ પદ છે જેહ;
પ્રાણી કોઇ એક પામીઓ, પુરુષપ્રયત્ને તેહ. ૨૬

પુરૂષોત્તમપદ પામીઓ, પુમાન કો' અજ્ઞાત;
ગરૂડધ્વજ[1] નિજ યત્નથી, સાચું કહું હે તાત ! ૨૭
શરીરીજ કોઇ એક પામીઓ, અર્ધચંદ્રચૂડત્વ;
પુરુષયત્નથી નાન્યથી, સ્ત્રીલંપટ હીનસત્ત્વ. ૨૮
પ્રાક્તન[2] ઐહિક[3] ઉભયવિધ, પુરુષાર્થ હે રાય !
આજતણા પુરુષાર્થથી, ઝટ પ્રાક્તન જીતાય. ૨૯

દૃઢ અભ્યાસપ્રયત્નથી, ધીઉત્સાહ[4]થી યુક્ત
મેરુસમ પણ પર્વતો, ગળી જતા ઉદ્યુક્ત; ૩૦
તો પછી પૌરુષ પૂર્વનું, જિતાય નહિ શી વાત ?
ઉદ્યમ શુભ કરવા થકી, દૈવ થાય છે મ્હાત. ૩૧
શાસ્ત્રનિયંત્રિત હોય જે, પૌરુષ તેજ સુજાણ;
અભિમત ફળને આપતું, ઇતર અનર્થની ખાણ. ૩૨

૧ પોતાની ધ્વજામાં ગરુડનું ચિન્હ રાખનાર. ૨ પહેલાંનો. ૩ આજનો. ૪ બુદ્ધિ અને ઉત્સાહ.

## શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

રાખેલું અતિ કષ્ટથી કરમહી, ભેગાં કરી આંગળાં,
તેમાંથી જળબિંદુ એક મળતું, ઝાઝું મનાતુંજ જ્યાં;
જાણો તે નિજપાપથી ઉર્મી થતી, આત્માતણી દુઃસ્થિતિ,
ખામી શાસ્ત્રીય યત્નની સૂચવતી, કાઢો અરે ! તે મથી. ૩૩
પૃથ્વી મોટી સમુદ્રપર્વતપુરો, ગર્ભે રહ્યા જેહના,
તે પુત્રાંમહિ સંવિભાગ કરવા, ઓછી મનાતીજ જ્યાં;
જાણો તે નિજ યત્નથી ફલિત છે, ઉત્કર્ષની સુસ્થિતિ,
પૌરુષેય પ્રયત્ન તેથી કરવા, શાસ્ત્રે કહ્યું છે મથી. ૩૪

---

# સર્ગ ૫ મો.*

## પુરૂષાર્થ એજ દૈવ અને તેનું પ્રાબલ્ય.

યથા શાસ્ત્રવિહારિની, પ્રથમ પ્રવૃત્તિ એજ;
સર્વ કર્મની સાધની, દિસે વિવેકે રહેજ. ૧
વર્ણ[1]ભેદની સાધની, પ્રભા[2]એજ છે જેમ;
પ્રવૃત્તિ એજ મુમુક્ષુનું, પ્રથમ જ સાધન તેમ. ૨
નિર્ણય કાર્ય અકાર્યનો, કરવા શાસ્ત્ર પ્રમાણ;
શાસ્ત્રવિહિતને જાણીને, કરવાં કર્મ સુજાણ. ૩

---

* પૌરુષના પ્રાબલ્યમાં, રહે ફળસંગ સદૈવ;
એહ વિષય આ સર્ગનો, જૂદું નથી કો દૈવ. ૧

૧ રંગ. ૨ તેજ, પ્રકાશ.

યોગ સાધવા ઇચ્છતા, મુનિનું સાધનકર્મ;
યોગારૂઢ થયા પછી, સાધન શમ એ મર્મ. ૪

યથાશાસ્ત્ર નહિ કર્મથી, સાધે વાંછિત જેહ;
મોહિની લીલા મત્તની, નાર્થસાધિની[1] તેહ. ૫

યત્ન કરે જે જે રીતે, ભોગવતો તે તેમ
નિશ્ચય નિજના કર્મને, દૈવદૃષ્ટિ છે વહેમ. ૬

ફલાવસ્થ નિજ કર્મ જે, પ્રાક્તન[2] તે આ દૈવ
કહેવાતું જગમાં દિસે, ઇતર ન દૈવ સદૈવ[3]. ૭

દ્વિવિધ પૌરુષભેદ છે, શાસ્ત્રિત ને ઉચ્છાસ્ત્ર;
શાસ્ત્રિત દે પરમાર્થને, અનર્થને ઉચ્છાસ્ત્ર. ૮

બે પુરુષાર્થ સમાસમા[4], પ્રાક્તન ઐહિક માન;
મેષસમા[5] લડતા અહિં, શમે અલ્પબળવાન. ૯

તેથી પુરુષે યત્નથી, યતવું[6] એવી રીત;
શાસ્ત્રનિયત ઉદ્યોગથી, જેથી થાય નિજ હિત. ૧૦

પ્રાક્તનને જ હરાવવો, જિતાડવો ઐહિક[7].
પુષ્ટ કરી આત્મીયને[8], દેવો અન્ય[9]ને શીક[10]. ૧૧

---

૧ ન+અર્થ સાધિની. ૨ પહેલાંનું. ૩ હંમેશાંજ. ૪ કદાચિત્ બરોબરીયા, કદાચિત્ ચઢતા ઊતરતા. ૫ પાડાસમાન. ૬ પ્રયત્ન કરવો. ૭ હાલના પુરુષાર્થને. ૮ સ્વકીયને, હાલનાને. ૯ પરકીયને, પ્રાક્તનને. ૧૦ શહ.

વિઘ્નશકિત છે દેવની, વિદ્યમાન જ્યાં દોષ;
જિતદોષે[1] ફળતી નથી, તેથી શ્રુતિ[2] નિર્દોષ. ૧૨
શાસ્ત્રીય યત્ન કર્યા છતાં, જ્યાંહિ પમાય અનર્થ;
પ્રાકતન બળ ત્યાં જાણવું, કરતું ઐહિક વ્યર્થ. ૧૩

સેવી પરમ પુરુષાર્થને, પીસી દાંતથી દાંત;
શુભથી અશુભ ઉદ્યુકતને[3], જિતવું રહી નિર્ભ્રાંત. ૧૪
"યોજે છે મુજને અરે ! પ્રાક્તન આ પુરુષાર્થ";
તુચ્છકારો એ બુદ્ધિને, પ્રત્યક્ષ[4] જ અધિકાર્થ[5]. ૧૫

સ્વયં શમે નહિ જ્યાંસુધી, પ્રાકતન કર્મ અશુભ
આચરવું યત્ને કરી, ત્યાંસુધી પૌરુષ શુભ. ૧૬
શમે આજના લંઘને, હ્યસ્તન[6]દોષ અજીર્ણ;
તે રીતે બળ પાછલું, અવશ્ય થાય વિશીર્ણ. ૧૭
અસદ્દૈવને ડાબીને, ધરી ઉત્સાહ જ નિત્ય;
તરી જવા સંસારને, ધરો ભૂતિમાં[7] ચિત્ત. ૧૮

નર જણાય પણ ખરસમો, જો ઉદ્યોગ વિહીન:
યથાશાસ્ત્ર ઉદ્યોગને, લોકદ્વય આધીન. ૧૯

૧ જેણે દોષો જિત્યા છે એવા પુરુષ તરફ. ૨ તે શ્રુતિ આ પ્રમાણે:—"**त्रिभिर्ऋणवान् जायत इति तस्मादेषां न प्रियं वेतन्मनुष्या विद्युः**" ॥ મનુષ્ય જ્ઞાની થાય એ દેવોને પ્રિય થી. ત્યાં મનુષ્ય જેણે દોષો જીત્યા નથી એવો સમજવો. ૩ વિઘ્ન પાડવા જ થએલા પૂર્વજન્મના ઉદ્યોગને. ૪ વિદ્યમાન પુરુષાર્થ. ૫ અધિકાર્થવાળો. ૬ ગઇ કાલનો. ૭ શમાદિસંપત્માં.

હરિ[1]મન કુહર[2]જ પાંજરૂં, તેમ કુહર સંસાર;
નિજ બળથી નીકળી જવું, સેવી યત્ન અપાર. ૨૦

નશ્વરત્વ નિજ દેહનું, નિહાળવું નિશદિન;
પશુસમતાને પરહરી, થવું બ્રહ્મમાં લીન. ૨૧

અન્નપાનકાંતાદિનો, કોમળ કલિલ[3]આસ્વાદ;
વ્રણ[4] કીટ[5]સમ ઘરમાં લહી, કરો ન વય બરબાદ. ૨૨

પૌરુષ શુભ જો હોય તો, ફળે સદા શુભ અર્થ;
અશુભ અશુભથી ફળ સદા, દૈવ નામ છે વ્યર્થ. ૨૩

ત્યજી માન[6]પ્રત્યક્ષને, સેવે જે અનુમાન;
પળતો તે નિજ બાહુથી, લહી સર્પનું ભાન. ૨૪

હતભાગી જે બોલતા, પ્રેરે મુજને દૈવ;
પાછી ફરે જોઈ તેમનું, લક્ષ્મી વદન સદૈવ. ૨૫

કૌશિકાદિ શ્રેષ્ઠોતણી, જેણે દૃષ્ટિ ન દીઠ;
સમજે નહિ તે યત્નનું, મહાન ફળ ભૂપીઠ. ૨૬

તેથી યત્નપ્રયત્નથી, ધરજો પ્રથમ વિવેક;
આત્મજ્ઞાન મહાર્થનાં, શાસ્ત્ર વિચારો ઽનેક[7]. ૨૭

યથાશાસ્ત્ર નિજકર્મથી, ચિંતવે નહિ પરમાર્થ;
નિજ હિતને સાધે નહિ, ધિક્ તે મૂઢપુરુષાર્થ ! ૨૮

૧ સિંહ. ૨ ખાડો, કેદખાનું. ૩ કાદવ, કચરો તેના જેવો. ૪ ઘા, ગુમડું ૫ કીડો. ૬ પ્રમાણ. ૭ અનેક.

જાણ્યું ન લીધું તત્ત્વ જો, આ જન્મે આ વાર;
દુર્લભ મળવી છે પછી, આ તક વારંવાર. ૨૯

જાણ્યોં લીધું જો આંહિ તો, અમર બને સહકાય;
લીધું ન જાણ્યોં આંહિ તો, મહાવિનાશ જ થાય[1]. ૨૦

અનંત અહિં પુરુષાર્થનું, નિશ્ચય નર્થો કાંઈ કામ;
સાક્ષાત્કાર થયે સતે, થાયજ પૂર્ણ વિરામ. ૩૧

નહિ અપેક્ષા યત્નની, કરે પરિશ્રમ લક્ષ્ય;
રત્ન મળે નહિ પાંણથી, મહાયત્ને પ્રત્યક્ષ. ૩૨

ઘટ પરિમિત છે જે રીતે, પટ પરિમિત છે જેમ;
નિયતસ્થિતપરિમાણ[2] છે, પુરુષાર્થ પણ તેમ. ૩૩

સુસંગ ને સચ્છાસ્ત્રથી, સદાચારથી યુક્ત,
હોય જ તે પુરુષાર્થ તો, દે નિજ ફળ એ સૂક્ત.[3] ૩૪

અર્થસિદ્ધિ નહિ અન્યથા, એવો અત્ર સ્વભાવ;
સ્વરૂપ આ પુરુષાર્થનું, એ આગમ[4]આરાવ[5]. ૩૫

વર્તે નર જો એ રીતે, નિષ્ફળ કદિ ના થાય;
દૈન્ય દુઃખ દારિદ્ર સહુ, એ પણ આમ વિલાય. ૩૬

સાધારણ પણ એ રીતે, ઇંદ્રતુલ્ય નર થાય;
પુરુષાર્થપ્રયત્નવિણ, નથી જ અન્ય ઉપાય. ૩૭

---

૧ **इह चेदवेदीदथ सत्यमस्ति न चेदिहावेदीन्महती विनष्टिः** ૨ માપ, હદ. જેની અમુક હદ યા માપ છે એવો. ૩ સૂત્ર: સારી રીતે કહેલ. ૪ શાસ્ત્રનું, વેદનું. ૫ ઝુમથી, તાણી તાણીને કહેવું.

સહસાકૃત ફળતો નથી, કરેલ અહિં પુરુષાર્થ;
દીર્ઘકાલ સંતત અને, સાદર માત્ર જ સાર્થ. ૩

શાસ્ત્રાદિક સદ્‌ગુણતણો, શૈશવ[1]થી જ અભ્યાસ;
પૂર્ણ અપેક્ષિત છે ખરો, કહું અનુભવથી ખાસ. ૩

સ્વતો દૃષ્ટ આ વાત છે, સ્વતઃ શ્રુત પણ તેમ;
સાધનથી સાધેલ મેં, અનુભવેલી એમ. ૪

તો પછી દૈવાયત્ત છે, એવિધ માને જેહ;
હતભાગી દુર્બુદ્ધિના, જાણો નર છે તેહ. ૪'

## પ્રહર્ષિણી વૃત્ત.

ના હો' આળસ જગમાં અનર્થ તો તો,
કો' ના થાય બહુ ધની, બહુશ્રુતો[2] જો;
આલસ્યેજ અવની સૌ ભરેલી જેની !
ભારે આ નરપશુ ને સુનિર્ધનોની. ૪:

## વસંતતિલકા વૃત્ત.

કલ્પાય જ્યાં નિત[3]નવી રમતો મજેથી,
તેવી દશા ચપળ શૈશવની વીત્યેથી;
બુદ્ધિ કરો વિમળ શાસ્ત્રસમાગમેથી,
યત્ને કરો સ્વગુણદોષવિચાર તેથી. ૪૩

૧ બચપણથીજ. ૨ બહુ ભણેલો. ૩ નિત્ય.

એવું મુનિ કહી રહ્યે દિન અસ્ત પામ્યો,
સાયંતનીય વિધિ[1]નો ઝટ કાલ જામ્યો;
સ્નાનાર્થ તે ઉઠી સભા મુનિને નમીને,
આવી દિનોદય થતાં ઝટ તે ફરીને. ૪૪

---

## સર્ગ ૬ ઠ્ઠો.*

### દૈવની દુર્બળતા અને પુરુષાર્થની સબળતા.

પ્રાક્[2]પૌરુષથી ભિન્ન ના, તેથી દૈવ કદિ હોય;
ત્યજી દૂર તેને કરો, સજ્જન સંગમ સોય. ૧

સુસંગને સચ્છાસ્ત્રથી, કરો જીવઉદ્ધાર;
પ્રયત્ન શુભ જ્યમ જ્યમ થશે, ફલ ઝટ ત્યમ સુખોધાર. ૨

પૌરુષ જ છે એ રીતે, તેજ દૈવ કહેવાય;
દુઃખકાળમાં દુઃખથી, "હાય" "કષ્ટ" બોલાય.
તે પર્યાય જ જાણવો, "હાય" દૈવનો રાય. ૩

પૂર્વકર્મની આકૃતિ, તેથી ઇતર નથી દૈવ;
પ્રબળ પુરુષથી બાળસમ, જિતાય દૈવ સદૈવ. ૪

---

૧ સાંજના સ્નાનસંધ્યાદિ નિત્યકર્મનો.

*પ્રબળ દૈવ જ્યાં હોય છે, ત્યાં પણ પરપુરુષાર્થ;
દૈવશક્તિ બોલાય છે, પ્રાક્તન નિજ પુરુષાર્થ.

૨ પહેલાંના.

આજ ચારુ[1]આચારથી, હ્યસ્તન[2] દુષ્ટાચાર,
ઝટ શુભતા પામે તથા, પ્રાક્તનકર્માચાર. ૫

જય માટે પ્રાક્તનતણા,[3] યતતા નથી નર જેહ;
દીનવિષયલવલંપટો, પામર મૂઢ છે તેહ. ૬

પૌરુષથી કૃત કર્મ જે, દૈવથી પામે નાશ;
બલવત્તર ત્યાં જાણવો, નાશકકર્મવિલાસ. ૭

વૃક્ષતણા કોઈ દીંટને, બે ફળ હોય થયેલ:
સરસ એક ને અન્ય જો, રસે શૂન્ય બીગડેલ, ૮

પ્રયત્ન રસસંવિદ[4]તણો, ત્યહાં સ્ફુરે જ જરૂર;
નષ્ટ થયો રસ જેહથી, તે પૌરુષ અહિં શૂર. ૯

સિદ્ધ થઇ ક્ષય પામતા, જેહ જગતના ભાવ;[5]
ક્ષયકારક કોઇ યત્નનું, મહાબળ તે તો સાવ. ૧૦

શુભ અશુભ પુરુષાર્થ બે, કરે પરસ્પર યુદ્ધ:
હુડસમ[6] ઝટ તે જિતતો, બળ છે જેનું વિશુદ્ધ. ૧૧

મંગળ હસ્તિવિધાન[7]થી, ભિક્ષુક નર નૃપ થાય;
મંત્રિપૌરઇભ[8]યત્નનું, પૌરુષ તેજ જણાય. ૧૨

૧ શુભ. ૨ ગઇ કાલનો. ૩ પૂર્વ કર્મના. ૪ રસને સેવનાર પુરુષ વા કીટ. ૫ પદાર્થ. ૬ પાડાસમાન. ૭ કોઈ વખતે રાજાને પુત્ર ન હોવાથી નગરની પ્રજા હાથીને શણગારીને શહેરમાં છુટો મુકે, તે હાથી જેના ઉપર કલશ ઢોળે તેને રાજા કરવામાં આવે છે એમાં જો કોઇ ભિખારી રાજા થાય તો તેમાં મંત્રીઓના, હાથીના ને નગરની પ્રજાના પ્રયત્નને મહાબલવાન્ જાણવો. ૮ હાથી.

ચૂર્ણ કરે જ્યમ અન્નનું, કરી આક્રમણ[1] દંત;
પૌરુષથી ત્યમ અન્યને, હણે શૂર ધીમંત. ૧૩
પૌરુષઆશ્રયહીનનર, દુર્બળ દિસતા જેહ;
યત્નશાલી મહાનરતણું, અન્ન થતા અહિં તેહ. ૧૪
વિનિયોગ લઘુનો થતો, કાર્યોમાંહિ યથેષ્ટ;
લોષ્ટસમો બલવાનથી, જગઅનુભવ એ શ્રેષ્ઠ. ૧૫
પુરુષાર્થ નર શક્તનો, દશ્યાદશ્ય જ જેહ;
અશક્ત નર બુદ્ધિવનો, જાણે દૈવ જ તેહ. ૧૬
અધિક બલી બલવાનમાં, અન્યનિયંતા થાય;
વિદ્યમાન સૌ પ્રાણીમાં, સ્ફુટ એ સત્ય જણાય. ૧૭
સિદ્ધ થયું તેથી ખરે, દૈવ વસ્તુ નથી કાંહિ;
યત્નસ્પંદ વિલસી રહ્યો, સર્વત્ર જ જગમાંહિ. ૧૮
શાસ્ત્રમંત્રિહસ્તિતણો, પૌરોનો મત એક
થયે સતે રાજા બને, ભિક્ષુક રહિતવિવેક ૧૯
પ્રજાસ્થિતિના રક્ષણે, ત્યાં પણ યત્ન પ્રમાણ;
મતૈક્ય ભિન્નવર્ગોતણું, બની રહ્યું નિર્વાણ. ૨૦
મંગલેભવિધાન[2]થી, ભિક્ષુક નર નૃપ થાય;
ત્યાં પૌરુષ પ્રાક્તન[3] કદી, કારણ પણ ગ્રહેવાય. ૨૧
ઐહિક[4] પ્રાક્તનને હણે, પ્રાક્તન ઐહિક તેમ;
પુરુષયત્નબળથી સદા, અધિક બલી રહે ક્ષેમ. ૨૨
શુભ પંથે નિત્ય ચાલતાં, પામે ના ઉપરામ;
સદા અનુદ્વેગી રહી, તો અંતે આરામ. ૨૩

---

૧ વચ્ચે દબાવી. દાંત જેમ વચ્ચે દબાવી અન્નનું ચૂર્ણ કરે છે. ૨ મંગલ+ઇભ=હાથી. મંગલરૂપ હાથીનો વિધિ કામે લગાડીને. એટલે મંગલરૂપ હાથી પોતે કળશ ઢોળીને ભિક્ષુકને રાજા બનાવે છે તે વિધિથી. ૩ પૂર્વનું. ૪ આજનું.

પ્રાકૃતન તો વિચ્છિન્ન[1] છે, ઐહિક છે પ્રત્યક્ષ;
ઐહિક બલ જિતતું સદા, જો યત્ને દૃઢ લક્ષ્ય. ૨૪
તરુણ જિતે જ્યમ બાળને, યત્ન જિતે ત્યમ દૈવ;
પૂર્વજન્મપુરુષાર્થને, જાણો દૈવ સદૈવ. ૨૫
વર્ષભર બહુયત્નની, કૃષિ થાય જ્યાં નષ્ટ;
અતિવર્ષણના યોગથી, પુરુષાર્થ ત્યાં સ્પષ્ટ ૨૬
પુરુષમેધઅભિમાનીનો, જાણો છે બળવાન;
ક્વચિત્ વિફલ પૌરુષ થતું, જાણો વા મતિમાન. ૨૭
તથાપિ ખેદ ન યુક્ત છે, યુક્ત પુનરૂઉદ્યોગ;
નિજ બળશક્તિ ન ચાલતાં, નિષ્ફળ ખેદપ્રયોગ. ૨૮
નિજ બળ જ્યાં નહિ ચાલતું, ધરો દુઃખ ત્યાં કેમ ?
માર્યું નથી મેં મૃત્યુને, રડો રોજ શું એમ ? ૨૯
દેશકાલ ને દ્રવ્ય ને, ક્રિયાવશે સૌ ભાવ;
જગના આ સ્ફુરતા અહિં, છે યત્ને જયદાવ. ૩૦
શાસ્ત્ર અને સત્સંગમે, આદરવો પુરુષાર્થ;
વિમળ મતિ કરી સંસૃતિ–સાગર તરવો સાર્થ. ૩૧
પૌરુષ પ્રાકૃતન ઐહિકું, તરુવર બેઉ ફલંત;
ઉપજ્યાં પુરુષારણ્યમાં, જિતે અધિક બલવંત. ૩૨
પ્રાકતન તુચ્છ નિજ કર્મને, ન હણે કરી શુભ કર્મ;
જંતું અજ્ઞ અનીશ તે, લહે ન સુખદુઃખમર્મ. ૩૩
પુણ્યપાપવિણ સ્વર્ગમાં, નરકે વા જ જવાય;
ઈશ્વરના પ્રેર્યા થકી, એ મતિહીન ગણાય. ૩૪

૧ છિન્નભિન્ન થયેલો.

પરાધીન નર તે સદા, વિણસંશય પશુ એવ[1];
કરી શકે નહિ કાંઇ તે, ક્રૂર[?] તેના દેવ. ૩૫
એથી ઉલટ નર તેહ જે, તરી જતો સંસાર;
ચમત્કાર નિજ યત્નનો, દાખવીને આ વાર. ૩૬
સદાચારસંયુક્ત જે, કરતો નિત્ય વિહાર;
મોહપિંજરથી નીસરી, સિંહસમો જગબ્હાર. ૩૭
પ્રેરે મુજને દેવ કો, એમ અનર્થકુકલ્પ;
કરી રહે ત્યજી દષ્ટને, તે નર મતિનાં અલ્પ. ૩૮
અધમ ખરેખર જાણવો, ત્યાજ્ય દૂરથી તેહ;
સ્વાતંત્ર્ય[2] જ જે જીવનું, લેશ ન મનથી સ્હેય. ૩૯

---

૧. જ. ૨. કેટલાંક વચન જીવસ્વાતંત્ર્યનાં વિરોધી છે:—

**एष एव साधु कर्म कारयति यमेभ्यो लोकेभ्य उद्धिजि-षते । य आत्मनि तिष्ठन्नात्मानमन्तरो यमयति ।**

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।**

**नान्योऽतोऽस्ति द्रष्टा । नान्योऽतोऽस्ति श्रोता नान्योऽतोऽस्ति मंता ।**

કેટલાંક વચન જીવસ્વાતંત્ર્યને સ્થાપનારાં છે:—

**यथाकारी यथाचारी तथा भवति । साधुकारी साधु-र्भवति, पापकारी पापोभवति । यजेज्जुहुयात् दद्यात् । न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ॥**

કેવળ અજ્ઞપુરૂષની દષ્ટિને અવલંબીને કર્મકાંડની પ્રવૃત્તિને લીધે જીવનો સ્વાતંત્ર્યવાદ છે. તેનું શિથિલપણું કરાવીને સર્વભૂતોનું એકાત્મ-પણું કરવાસારૂ વિવેકદષ્ટિને અવલંબીને ઈશ્વરસ્વાતંત્ર્યવાદ છે, તેના

વ્યવહારો જગના ઘણા, આવે ને વળી જાય;
આપી લાભ અલાભને, તેમાં ના રૂંધાય. ૪૦
યથાશાસ્ત્ર વ્યવહારથી, કરે ન જે ઉચ્છિન્ન
મર્યાદા નિજની અને, પાળે ધર્મ અખિન્ન, ૪૧
અભીષ્ટ સૌ ઉભાં રહે, તે નરસન્મુખ તેમ,
અગાધ જળસાગરમહી, રત્ન સર્વ રહે જેમ. ૪૨
દુઃખનિવારણ થઇ મળો, મુજને સુખ એ સ્વાર્થ;
તત્પ્રાપક[1] કાર્ય જ અહિં, છે સાધનનો સાર્થ[2]. ૪૩
યત્નપરાયણતા અને, એકનિષ્ઠતા જેહ;
બુધજન પૌરુષશબ્દથી, અહિં બોલે છે તેહ. ૪૪
સાધુસંગમશાસ્ત્રથી, કરવી બુદ્ધિ તીક્ષ્ણ;
દેહચલન અનુકૂલથી, સેવી સંત અભીક્ષ્ણ[3], ૪૫
સધાય છે વેગે કરી, આત્માનો ઉદ્ધાર;
સાધકતા અહિં સ્વાર્થની, તેજ કહી નિર્ધાર. ૪૬
અનંત સમતાનંદને[4], બુધજન કહે પરમાર્થ;
તે મળતો નિત્ય જે થકી, તેજ સેવવો સાર્થ[5]. ૪૭

---

[illegible]ગના જ્ઞાનથી લબ્ધ પૂર્વદૃષ્ટિને અવલંબીને તે વાદ છે, જેમ સ્વપ્ન-દર્પણાદિમાં. દારુહસ્તીધાવનની ક્રિયામાં દારુદૃષ્ટિ, હસ્તીદૃષ્ટિ, પરમાર્થદૃષ્ટિ એમ ત્રણ દૃષ્ટિઓ છે તે પ્રમાણે સ્વાતંત્ર્યવાદ અન્ય-દૃષ્ટિને અવલંબીને છે.

૧ તેને પ્રાપ્ત કરનાર. ૨ સમૂહ. ૩ નિરંતર, વારંવાર. ૪ સમતા+આનંદને=સમતારૂપ આનંદને. ૫ ઉપયોગી; સાર્થક.

સચ્છાસ્ત્રો ને સાધુઓ, હૈયે હાર સમાન
ધરવા નિત્ય બહુ પ્રીતથી, થવા જ નિજનું ભાન. ૪૮
આવેલા આ લોકમાં, સ્વર્ગભોગ પરવારી;
ભુક્તાશિષ્ટ[1] જે તેમનું, લોકદ્વયહિતકારી, ૪૯
તેને જો દૈવ જ કહો, માન્ય મને એ વાદ,
વિરુદ્ધ નથી તેથી જરી, નિન્દું મૂઢબકવાદ. ૫૦
મૂઢવિકલ્પિત દૈવને, સાચું માને જેહ;
તે નર જગમાં પામશે, વિનાશ નિઃસંદેહ. ૫૧
પળે ક્રિયા જ્યમ કાલ્યની, અદ્ય સુકર્મે રાય !
પ્રાક્તન પણ તેવી રીતે, અદ્યતનેજ વિલાય. ૫૨
કાર્યવાન નર જે બને, ફલિત જ તેને થાય
પૌરુષ માત્ર જ યત્ન નિજ, કરામલકને[2] ન્યાય. ૫૩
દૈવમોહમાં આળસુ, ડૂબે સર્વથા મૂઢ,
લેશ ન સમજે મૂર્ખ તે, યત્નતણું જે ગૂઢ. ૫૪

## દ્રુતવિલંબિત વૃત્ત.

સકલકારણકાર્યથી વર્જિત,
નિજ વિકલ્પબળે ઉપકલ્પિત[3];
અસતદૈવઅપેક્ષણને[4] ત્યજી,
ગ્રહ[5] શુભાશય પૌરુષને નિજ. ૫૫

---

૧ ભોગવતાં શેષ રહેલું કર્મ. ૨ હાથમાં રહેલા આમળાની પેઠે.
૩ કલ્પાયેલ. ૪ અપેક્ષાને: ઝંખનાને. ૫ ગ્રહણ કર.

### વસંતતિલકા વૃત્ત.

શાસ્ત્રે સદાચર[1]વિકાસિતદેશધર્મે,
કલ્પેલ જે ફળ[2] ચિરાઈછ શુદ્ધકર્મે;
તે જો સ્ફુરે હૃદયમાં ગતિ ચિત્ત પામે,
અંગો[3] અને અનુગ[4] પૌરુષ એજ નામે. ૫૬
પુંજન્મ આ સફળ પૌરુષથી જ જાણી,
આત્મપ્રયત્નપરતા[5] કરવી કમાણી;
તેની કરો સફલતા પરમા ગતીથી.
સચ્છાસ્ત્રસાધુજનસેવનની વિધિથી. ૫૭

### રથોદ્ધતા વૃત્ત.

આત્મપૌરુષ સદાઽચરેલ[6] આ,
થાય નિત્યજયી જાણો, ઉદ્યમ,
દૈવપૌરુષવિચારસુંદર,
સાર્યસેવ[7] શ્રવણાદિ સાધજો. ૫૮

### વસંતતિલકા વૃત્ત.

જાણી જુવે ફલદ યત્ન જ આજનો જ,
જન્મપ્રબંધમય રોગ શમાવવો જ;

---

૧ સદાચરણ. ૨ ચિત્તશુદ્ધિરૂપી ફળ. ૩ ઇંદ્રિયાં. ૪ ચિત્તને અનુસરનાર. ૫ આત્માને જાણવાના પ્રયત્નમાં પરાયણ થવારૂપી કમાણી કરવી. ૬ સદા આચરેલ. ૭ આર્યસેવા સહિત. દૈવ અને પૌરુષના વિચારથી સુંદર અને આર્યજનોની સેવાસહિત શ્રવણાદિરૂપ ઉદ્યમ સાધજો.

સેવી રસાયન અમોઘ જ પુષ્ટિદાતા,
સાધુજનો સરસ તુષ્ટ જ મુક્તિદાતા. ૫૯

## સર્ગ ૭ મો.*

### સર્વરીતે પુરુષાર્થનું પ્રાધાન્ય.

અલ્પ આધિભોગોતણું, પામ્યો નીરોગ શરીર;
સમાધાનબળ મેળવો, અંતરનું હે વીર ! ૧
પુનર્જન્મને ટાળવા, પાછું વાળવા દૈવ;
ઇચ્છો નિજ મનથી તમે, પૌરુષયત્ન સદૈવ. ૨
દૈવપરાયણ જે રહે, વિદાય કરી ઉદ્યોગ;
ધર્મ અર્થ ને કામનો, થાય ન તેને યોગ. ૩
સ્ફુરણ ક્રમે સંવિત્તિ[1]માં, મનઇંદ્રિયમાં થાય;
એ રૂપો પુરુષાર્થનાં, જેથી ફળ પ્રકટાય. ૪
સ્ફૂર્તિ વિષયની સાક્ષીમાં, જેવી ઉપજે જાણ;
તેવી ગતિ મન પામતું, કરવાને ક્રિયમાણ. ૫
પ્રેરક સૌનો સાક્ષી આ, તેનું ગાયું ગાય;
કરી ક્રિયા અનુસારિણી, મન ઇંદ્રિય ને કાય. ૬
ફલસિદ્ધિ ઉપજે પછી, ક્રિયાયોગઅનુસાર;
નિયમ એ ફલસિદ્ધિનો, વ્યાપક વિશ્વાધાર. ૭
કરે યત્ન સૌ વિશ્વમાં, જુઓ તમે મતિમાન !
દૈવતણું દિસતું નથી, કોઇ સ્થળે પણ ભાન. ૮

---

* ઉદાહરણ ને યુક્તિથી, પૌરુષ એજ પ્રધાન;
એહ સમર્થન અહિં થશે, સુણજો સૌ મતિમાન ! ૧

૧ ચેતન.

બૃહસ્પતિ ગુરુ દેવના, શુક્ર દૈત્યના તેમ;
પૌરુષયત્નવિના બન્યા, લેશ ન જાણો એમ. ૯

દૈન્યદુઃખદારિદ્ર્યથી, ઘણા પીડાતા જેહ;
યત્નબળ નિજના વડે, થયા દેવસમ તેહ. ૧૦

વિધવિધ વિભવો જેમના, ચકિત કરે ચહુદેશ;
તે દૂષિત નિજ યત્નથી, ગયા નરક નર બેશ. ૧૧

ભાવાભાવસહસ્ત્ર[1]માં, દુઃખદશાસંયુક્ત;
નિજ પૌરુષબળથી થઈ, ભૂતજાતિ બહુ મુકત. ૧૨

શાસ્ત્ર–ગુરુને સ્વાશ્રયે, સિદ્ધિત્રય છે સિદ્ધ
સર્વત્ર જ પુરુષાર્થથી, દૈવથી ના જ પ્રસિદ્ધ. ૧૩

ચિત્ત અશુભમાં જે વળ્યું, તેને હે શુભવર્ય !
ઉતારવું શુભમાં નર્યું, એજ શાસ્ત્રતાત્પર્ય. ૧૪

ગુરુઓ કહે "પુત્રો તમે, આચરજો શુભ તેહ;
યત્ને શ્રેય જ પામવા, નાશ રહિત છે જેહ". ૧૫

વધ્યો જેમ મુજ યત્ન શુભ, વધ્યું ઝટ ફળ પણ તેમ;
ફળભાગી હું પૌરુષે, બન્યો ન દૈવથી એમ. ૧૬

પૌરુષથી સિદ્ધિ દિસે, બુધક્રમ[2] તેથી સદૈવ;
દુઃખે કોમળ લોકની, ફુંક માત્ર આ દૈવ. ૧૭

લોકોમાં ફળતો દિસે, પૌરુષક્રમથી નિત્ય;
દેશાંતરગમનાદિનો, પ્રયત્ન અત્ર ખચીત. ૧૮

---

૧ ભાવ=વિભવ. અભાવ=વિપત્તિ. હજારો વિભવ અને વિપત્તિમાં.

૨ બુદ્ધિમાનનો આરંભક્રમ.

ખાનારો તૃપ્તજ થતો, થાય ન નહિ ખાનાર;
જતો જ પંથે ચાલતો, જાય ન નહિ જાનાર. ૧૯
બોલંતો[1] વક્તા થતો, નવ બોલ્યે નવ થાય;
પ્રત્યક્ષાદિપ્રમાણથી, ફલિત યત્ન જોવાય. ૨૦
તરતા દુસ્તર સંકટો, બુદ્ધિમાન સર્વત્ર;
નિજ પૌરુષથી સ્હેલથી, દૈવદષ્ટિ નર્થી અત્ર. ૨૧
જે જન યતતો જે રીતે, તે રીતે ફલભાક્;
ફલને કદિ નવ પામતો, યત્નહીન નિર્વાક્[1]. ૨૨
શુભ પુરુષાર્થ થયે સતે, ફળ શુભ સદા પમાય;
શુભ ન અશુભ યત્ને ફળે, કર મન કહે ત્યમ રાય : ૨૩
ફલપ્રાપ્તિ પુરુષાર્થથી, દેશકાલવશ થાય;
ચિરકાલે વા શીઘ્ર વા, તેજ દૈવ કહેવાય. ૨૪
લોકાંતરમાં સ્થિત નહિ, નજરે ના જોવાય;
કર્મફળ સ્વર્ગે મળે, તેજ દૈવ કહેવાય. ૨૫
પુરુષ જગમાં જન્મીને, વધે અને વૃદ્ધ થાય;
પણ દેખાતું ન દૈવ છે, જરા[2]બાલ્યવત્ રાય ! ૨૬
અર્થપ્રાપક કાર્યમાં પ્રયત્નપરતા જેહ;
એકનિષ્ઠતાથી રહે, કહે બુધ પૌરુષ તેહ. ૨૭
એકદેશથી અન્યની, પ્રાપ્તિ જે રીત થાય;
ઇપ્સિત ધન નરહસ્તમાં, પ્રાપ્ત થાય જ્યમ રાય ! ૨૮

---

૧ વાણીવગરનો મૂંગો. ૨ ઘડપણ. ઘડપણ અને બાલ્યાવસ્થા જેમ દેખાય છે તેમ દૈવ દેખાતું નથી.

તે રીતે અંગોતણું, ચલન પૌરુષે થાય;
પૂછે નહિ કો દૈવને, કર્મ જ કરતા જાય. ૨૯
અનર્થપ્રાપક કાર્યમાં, પ્રયત્નપરતા જેહ;
તે ચેષ્ટા ઉન્મત્તની, ભણાય વિણસંદેહ. ૩૦
વધે બોધની વૃદ્ધિથી, ગુરુશાસ્ત્રવિશ્વાસ:
બુદ્ધિ વધે અભ્યાસ ને, ગુરુસેવનથી ખાસ. ૩૧
વધે પરસ્પર એ રીતે, બુદ્ધિ અને અભ્યાસ;
કાળેકરી વર્ષામહીં, વધે કમળ જ્યમ ખાસ. ૩૨
પૌરુષથી ના દૈવથી, જિત્યા વિષ્ણુએ દૈત્ય;
સ્થાપી ક્રિયા ભુવને અને, રચ્યાં જગત ને ચૈત્ય[1]. ૩૩

## પુષ્પિતાગ્રા વૃત્ત.

નિખિલ પુરુષકારના[2] જગે આ,
કર રઘુનાથ! ચિરપ્રયત્ન તેવો;
તરુસરીસૃપ[3]નામની દશાઓ,
સુભગ કદિ ન પમાય જેવી રીતે. ૩૪



૧ મન ઇંદ્રિયાદિ. ૨ પુરુષપ્રયત્નના. ૩ સરીસૃપ=સર્પ. ઝાડ અને સર્પાદિકના જન્મ ન થાય તેમ પ્રયત્ન કરવો.

# સર્ગ ૮ મો.*

## દૈવનું મિથ્યાપણું.

શ્રી વસિષ્ઠઃ—

નથી દૈવને આકૃતિ, નહિ કર્મ નહિ સ્પંદ;
દીઠું ન પરાક્રમ તેહનું, વ્યર્થ દૈવનો ફંદ. ૧
નહિ સ્વરૂપ કંઈ ગ્નાત છે, મિથ્યા જ્ઞાનસમાન;
રૂઢ થયેલી ભ્રાંતિ એ, દૈવનામ અજ્ઞાન. ૨
સ્વકર્મફળની પ્રાપ્તિમાં, ફળ્યું કર્મ આ રીત;
એવિધ વાણી જગે થઈ, દૈવનામથી ગીત. ૩
દૈવતણા અસ્તિત્વમાં, નિશ્ચય પછી બંધાય;
મૂઢજનોની ભ્રાંતિથી, રજ્જુસર્પને ન્યાય. ૪
દુષ્ક્રિયા જ્યમ કાલ્યની, અદ્યસુકર્મે જાય.
પ્રાક્તન કર્મ તથાવિધે, અદ્યતને[1]જ વિલાય.
સત્કાર્યો તેથી કરો, યત્ને હે રઘુરાય. ૫
મૂઢતણા અનુમાનથી, સિદ્ધ દૈવને જેહ
દુર્મતિ જન અહિં માનનો, જાય અગ્નિમાં તેહ ૬
અનુભવવાને દૈવથી, દાહ થશે વા નાહિ.
પડે અગ્નિમાં પામવા, ફળ પ્રત્યક્ષજ આંહિ. ૭

---

* દૈવતણા મિથ્યાત્વનું, અહિં સમર્થન થાય;
ઉદાહરણ ને યુક્તિથી, પૌરુષગીત ગવાય. ૧

૧. આજનાથી.

કર્તા દૈવજ હોય તો, ક્રિયાતણું શું કામ ?
મૂકો મમતા દૈવની, નથી દૈવનું નામ. ૮
ક્રિયા સ્નાનદાનાદિની, કરશે દૈવ અશેષ;
સમજી એમ મૂક[1] જો બને, વિફળ શાસ્ત્રઉપદેશ. ૯
દૈવે પ્રેરિત જો બની, મૂક જ વક્તા થાય;
જરૂર લેશ ઉપદેશની, કહો શું કયાંહિ જણાય ? ૧૦
શવતા[2]વિણુ નિઃસ્પંદતા, દીઠી ન કંહિ આ લોક;
ફલપ્રાપ્તિ છે સ્પંદથી[3], દૈવ જાણુજો ફોક. ૧૧
સહકર્તા કોઇ મૂર્તનું[4], અમૂર્ત[5] દૈવ ન હોય;
જગમાં જોવાતું નથી, દૈવ નિરર્થક સોય. ૧૨
ભેગાં કરી[6] બે અંગની, થાય કર્તૃતા જ્યાંહિ;
હણાય જો હસ્તાદિકો, કરે દૈવ શું ત્યાંહિ. ૧૩
ગોપાળોથી[7] માંડીને, પ્રજ્ઞ સુધી કો' સ્થાન,
મનોબુદ્ધિસમ દૈવનું, દિસતું નથી મતિમાન. ૧૪

---

૧ મૂંગો, મૌની. ૨ મુડદાપણું. ૩ યત્નથી; કર્મથી. શબપણું પ્રાપ્ત થયાવિના ક્રિયારહિતપણું ક્યાંય જોવામાં આવતું નથી. ૪ આકારવાળી વસ્તુનું. ૫ નિરાકાર વસ્તુ. આકારવગરનું દૈવ આકારવાળા પુરુષની સાથે રહીને ક્રિયા કરે એ અસંભવિત છે. માટે દૈવ વ્યર્થ છે. ૬ બે હાથ કિંવા બે પગથી થતું કાર્ય એક અંગના અભાવે દૈવે આવીને કરી દીધેલું જોવામાં આવ્યું નથી માટે દૈવ વ્યર્થ છે. ૭ ગોવાળીઆઓથી. જેમ મનનો અને બુદ્ધિનો અનુભવ થાય છે તેમ ગોવાળીઆઓથી માંડીને વિદ્વાનોસુધી દૈવનો અનુભવ થયેલો ક્યાંય જાણવામાં આવ્યો નથી.

મનોબુદ્ધિસમ દૈવ આ, અનુભવાય ન આંહિ;
બુદ્ધિમાનથી કો' સ્થળે, તેથી દૈવ નથી કાંહિ. ૧૫
ક્રિયાયુક્ત સૌ કાર્યમાં, બુદ્ધિતણો ઉપયોગ;
દૈવતણો થાતો નથી, તેથી દૈવ છે ફોક. ૧૬
એકજ જો માનો તમે, બુદ્ધિ દૈવ મતિમાન !
ઠરે કલ્પના દૈવની, ગૌરવથી[1] નાદાન. ૧૭
બુદ્ધિદૈવભિન્નત્વમાં, હોય પ્રમાણ પ્રસિદ્ધ;
તો પછી પૌરુષને તમે, કેમ કરો નહિ સિદ્ધ? ૧૮
ઘટે ન મૂર્તઅમૂર્તનો, સંગ વપુર્નભન્યાય[2],
મૂર્ત[3]જ લગ્ન[4] જણાય છે, દૈવ ન હોય જરાય. ૧૯
વિનિયોક્તા[5] સૌ ભૂતનું, ત્રિલોકમાં છે અન્ય;
એમ માની સૂતા નથી, અચેષ્ટ દૈવંમન્ય[6]. ૨૦
" દૈવતણા સંકલ્પથી, સિદ્ધ વસ્તુ છે જેહ;
હું કરતો પ્રેરિત બની, આવિધ વસ્તુ તેહ." ૨૧
આશ્વાસનની વાણી આ, મૂઢજનકલ્પિત છેક;
વિશ્વાસુ તે વાણીના, થયા જ નષ્ટ અનેક. ૨૨
પ્રાજ્ઞજનો પુરુષાર્થથી, પદ પામ્યા છે શ્રેષ્ઠ;
વળી શૂર વિક્રાંત ને, જન પંડિત ને જ્યેષ્ઠ. ૨૩

---

૧ ગૌરવદોષથી—જ્યાં એકથી નિભાવ થતો હોય ત્યાં બેને માનવાં તે ગૌરવદોષ છે. ૨ શરીર ને આકાશનો સંગ જેમ ઘટે નહિ તેમ. ૩ આકારવાન દ્રવ્યજ. ૪ મૂર્તદ્રવ્યો જ પરસ્પર સંયુક્ત થાય છે. ૫ પ્રેરક, યોજનાર. ૬ દૈવને માનનાર.

કદિ પ્રતીક્ષા તેમણે, દૈવતણી નથી કીધ;
દૈવનામ પણ સ્વપ્નમાં, કદિ ન તેમણે લીધ. ૨૪
અતિચિર[1] જીવિત જેમનું, કાલજ્ઞ[2] નિર્ણીત[3],
જીવે છિન્નશિર તેહ જો, શ્રેષ્ઠ દૈવ તે ગીત. ૨૫
વિદ્વત્તા નર જેહની, કાલજ્ઞનિર્ણીત;
તજ્ઞ[4] અને જો યત્ન વિણ, શ્રેષ્ઠ દૈવ તે ગીત. ૨૬
પ્રાપ્ત કર્યું મુનિ કૌશિકે, ત્યજી દૂર સૌ દૈવ;
બ્રાહ્મણપણું નિજ યત્નથી, ઇતર ન રીત સદૈવ. ૨૭
મુજસમ અન્ય જનો વળી, મુનિપણું પામ્યા જેહ;
ગગનગામી વળી જે થયા, આત્મપૌરુષે તેહ. ૨૮
પૌરુષબળ તે જાણજો, જેથી જિતી દૈવ;
રાજ્ય કર્યું ત્રિભુવનમાં, અસુરોએ તત્પેવ. ૨૯
વિજિત કર્યું પાછું વળી, જગત્ સુરોએ જેહ;
ભેદી શત્રુગણ જાણજો, પૌરુષબળ નિજ તેહ. ૩૦
જળધારણ સુંદર અને, કરંડીએ ચિરકાલ;
તે પૌરુષ છે યુક્તિનું, નથી દૈવમાં માલ. ૩૧

---

૧ ઘણું લાંબું. ૨ ત્રિકાળજ્ઞાનીથી. ૩ નિર્ણીત થયેલું. ત્રિકા જ્ઞાનિઓએ જેનું જીવિત્ ઘણું લાંબું છે એવો નિર્ણય કર્યો છતાં જો તે માણસનું માથું કાપી નાખ્યા પછી પણ તે જીવે તો દૈવ સાચું મનાય. ૪ જ્ઞાની. ત્રિકાળજ્ઞાનીઓએ અમુક મા બહુ વિદ્વાન થશે એમ ભાખ્યું હોય છતાં તે અભ્યાસ કર્યા વિ પંડિત થાય તો તો દૈવ સાચું મનાય.

પરનિગ્રહમાં ક્રોધથી, ભોગવિલાસે તેમ;
નિજ જનપોષણમાં અને, મળવા યોગક્ષેમ; ૩૨

જિતવા પરરાષ્ટ્રાદિકો, સમર્થ એક પુરુષાર્થ;
મણિસમ[1] શક્તિ ન દૈવમાં, એજ અહિ ફલિતાર્થ. ૩૩

### દ્રુતવિલંબિત વૃત્ત.

સકલકારણકાર્યથી વર્જિત,
નિજ વિકલ્પ[2]બળે ઉપકલ્પિત[3];
અસત દૈવકુકલ્પનને[4] તજો;
શુભ શુભાશય પૌરુષને સજો. ૩૪

---

## સર્ગ ૯ મો.*

### કર્મવિચાર.

**શ્રીરામ:—**

સર્વ ધર્મ જાણો તમે, કહો મુજને ભગવાન !
ખરૂં સ્વરૂપ શું દૈવનું, મને ન તેનું જ્ઞાન. ૧

એક વાર આપે કહ્યું "દૈવ અસત તું જાણ";
"દૈવ પુરાતન કર્મને, પૌરુષ વા તું માન.". ૨

---

૧ મણિમાં, મંત્રૌષધિમાં, જેમ શક્તિ છે તેમ. ૨ સંકલ્પ. ૩ ઉપજાવી કાઢેલું. ૪ કુકલ્પનાને.

* ફલસહિત સૌ કર્મનું, રૂપ મનોમાત્રત્વ;
વળી રૂપ મનનું કહે, કેવળ ચિદ્દઆત્મત્વ.

એવું પણ આપે કહ્યું, તેથી સંશયગ્રસ્ત;
ઉભય કોટિની મધ્યમાં, હું છું અસ્તાવ્યસ્ત.

**શ્રીવસિષ્ઠઃ—**

સર્વ કાર્ય કર્તા અહિં, પૌરુષવિણ નહિ કાંહિ;
ફલભોક્તા સર્વત્ર તે, દૈવ ન કારણ ત્યાંહિ. ૪
દૈવ નથી, કરતું નથી, ભોગવતું નથી કાંહિ;
જણાય નહિ પણ કલ્પના, કેવળ આવિધ આંહિ. ૫
ફલશાલી યત્ને કરી, સિદ્ધ થતો અહિં જેહ;
લાભ શુભાશુભ અર્થનો, કહ્યું દૈવ છે તેહ. ૬
નિજ પૌરુષથી પ્રાપ્ત જે, ઇષ્ટ અનિષ્ટ પદાર્થ;
અનિષ્ટેષ્ટનો[1] લાભ વા, એજ દૈવ શબ્દાર્થ. ૭
નિજ પૌરુષથી પ્રાપ્ત જે, અર્થ અવશ્ય થનાર;
દૈવ શબ્દથી ઉચ્ચરે, તેને જગવ્યવહાર. ૮
ખસમાન[2]રૂપ દૈવનું, નિશ્ચે રાઘવ! જાણ;
કરે ન કાંઇ પણ કોઇનું, કરે એમ પણ માન. ૯
સિદ્ધ થયે પુરુષાર્થનું, ફળ ઉપજે જે વાર;
શુભ અશુભ વા તે સમે, બોલે જે નિર્ધાર ૧૦
"આ રીતે આ સ્થિત હતું," તેજ દૈવ કહેવાય;
"બુદ્ધિ થઇ મુજ આ વિધિ, નિશ્ચય આ વિધિ રાય!" ૧૧

---

૧ અનિષ્ટ+ઇષ્ટ. ૨ આકાશનો નીલ રંગ ભ્રાંતિ દષ્ટિથી છે; વાસ્તવિક નથી. તેમ દૈવ વાસ્તવિક કોઇનું કાંઇ પણ કરતું નથી; ભ્રાંતિદષ્ટિથી જ કરે છે.

તેજ ઉક્તિને જાણજો, દૈવ એમ મતિમાન;
વાર્ણી દીલાસામાત્રની, દૈવ જ જાણ સુજાણ ! ૧૨

**શ્રીરામઃ—**

સર્વધર્મજ્ઞાતા તમે, કહ્યું હતું ભગવાન !
પ્રાક્તન કર્મે કરેલનું, સંચિત દૈવ જ જાણ. ૧૩

દૈવ નથી એવું વળી, કહો છો હે મતિમાન !
કરો તમે કયી રીતથી, પૂર્વ ઉક્તનું હાન ? ૧૪

**શ્રી વસિષ્ઠઃ—**

ઠીક સમજે છે રામ ! તું, સાંભળ કહું સૌ રાય !
જેથી દૈવની નાસ્તિમાં, બુદ્ધિ સ્થિર તુજ થાય. ૧૫
મનોવાસના પૂર્વની, બનેલ સુદૃઢ જેહ;
કર્મભાવપરિણામને, જાણો પામી તેહ. ૧૬
જેવી વાસના જંતુની, તેવું તે કરનાર[૧]
સત્વર ક્ષણમાં થાય છે, અન્ય ન આચરનાર. ૧૭
શહેર જનારો શહેર ને, ગામ જનારો ગામ;
જતો જેમ જોવાય છે, તેમ આનું છે કામ. ૧૮
જેવી જેની વાસના, તેવો તેનો યત્ન;
ઇચ્છાને જ અનુસરે, સર્વજનમનયત્ન. ૧૯
ધરી તીવ્ર સંવેગને, કર્યું કર્મ જે દૃઢ;
પૂર્વે તે પર્યાયથી, દૈવ શબ્દથી રૂઢ. ૨૦

---

१ यद्धि मनसा ध्यायति तद्वाचा वदति तत्कर्मणा करोति इति श्रुतेः ॥

કર્મોનાં સૌ કર્મની, થવાતણી આ રીત;
પ્રૌઢી છે નિજ વાસના, કર્મનું મૂલ ખચીત. ૨૧

નિજ કારણ મનથી નહિ, ભિન્ન વાસના હોય;
મન પુરુષથી ભિન્ન ના, વિવર્ત તેનું સોય. ૨૨

દૈવ તેજ કર્મો અને, કર્મમાત્ર મન જાણ;
પુરુષ એજ મન સિદ્ધ તો, રહ્યું ન કર્મ સુજાણ! ૨૩

આ જ મનોરૂપ જીવડો, કરે કર્મહિત જેહ;
સ્વત એવ[1] દૈવે કરી, અવશ્ય પામે તેહ. ૨૪

કર્મ દૈવ ને વાસના, નિશ્ચય મન ને ચિત્ત;
રામ! અનિર્વચનીયની, આ સંજ્ઞા જ ખચીત. ૨૫

એવાં નામ ધરાવતો, પુરુષ યતે જે નિત્ય;
દૃઢભાવે ફળ તે રીતે, પામે પૂર્ણ ખચીત. ૨૬

પુરુષકારથી નાન્યથી, એ રીત સર્વ પમાય;
કરો રામ તે કારણે, શુભ પૌરુષ હિતદાય. ૨૭

**શ્રીરામ:**—

યોજે મુજને જે રીતે, પૂર્વવાસનાજાળ;
ચાલું મુનિ! હું તે રીતે, કૃપણ[2] દીન જ્યમ બાળ. ૨૮

**શ્રીવસિષ્ઠ:**—

એથી જ નિશ્ચય રામ! તું, પામીશ શાશ્વત શ્રેય;
શુભપુરુષાર્થપ્રયત્નથી, ન અન્યથા આદેય[3]. ૨૯

---

૧ સ્વત એવ=પોતાની મેળેજ. ૨ પરવશ. ૩ અહીં શકાય એવું.

શુભ અશુભ એ રીતનો, પૂર્વવાસનાવ્યૂહ;
બલવત્તર બેઉમાંહિથી, રહે જ એક સમૂહ. ૩૦

ખેંચંતો તુજને હશે, વાસનશુદ્ધપ્રવાહ;
તો તો રામ ! ક્રમે થશે, શાશ્વતપદઅવગાહ.[1] ૩૧

પણ દુ:ખમાં યોજે તને, પૂર્વ અશુભનો ભાવ;
તો બળ કરી નિજ યત્નથી, જિતવો તેને સાવ. ૩૨

ચેતનરૂપ તું આતમા, ન તું જડાત્મક દેહ;
પ્રાજ્ઞ અને ચિન્માત્ર તું, એ છે નિસંદેહ. ૩૩

તો પછી ક્યાં છે તુજ વિષે, ચેત્યપણું નિર્ધાર;
અન્ય ચિત્તથી રામ ! હે, તે તું કહે આ વાર. ૩૪

અન્ય તને જો પ્રેરતો, કોણ પ્રેરતું અન્ય ?
કોણ વળી તે અન્યને ? એ અનવસ્થ[2] અનન્ય[3]. ૩૫

શુભ અશુભ માર્ગે વહે, વાસન[4]નદીનું નીર;
વાળો શુભ પંથે જ તે, પૌરુષયત્ને વીર ! ૩૬

શુભમાંહે જ ઉતારવું, નિજ મન જે આવિષ્ટ[5];
અશુભમાંહિ પુરુષાર્થના, બલિવર ! બલથી ઇષ્ટ. ૩૭

અશુભમાંહિથી કાઢતાં, શુભ પંથે તે જાય;
ચલિત થતાં શુભથી વળી, અશુભભણી પણ ધાય. ૩૮

શિશુસમ જંતુચિત્ત છે, ક્ષણક્ષણમાં બદલાય;
તે કારણથી વાળવું, બળે સુપંથે રાય ! ૩૯

---

૧ સ્નાન. શાશ્વત પદમાં ડુબવું. ૨ અનવસ્થા દોષ. ૩ જેના જેવાં બીજો નથી એવો. ૪ વાસના. ૫ પેઠેલું.

સાંત્વન ને સમતાથકી, શીઘ્ર રક્ષવું બાળ;
ચિત્તરૂપી બહુ યત્નથી, પણ ભરવી નહિ ફાળ. ૪૦
નથી ઉતાવળ કામની, થાય ધીમેથી કામ;
પૌરુષેય પ્રયત્નથી, સધાય જય આ ઠામ. ૪૧
તેં પૂર્વે અભ્યાસથી, ઘટ્ટ કરી અનવદ્ય[1];
અશુભ વાસનાજાળને, કર જ ઘટ્ટ શુભ અદ્ય. ૪૨
અભ્યાસે શુભ વાસના, ઘટ્ટ રામ ! જવ થાય;
ત્યારે તારે જાણવું, યત્ન થયો ફળદાય. ૪૩
હમણાં પણ તુજ વાસના, પામે છે ઘટ્ટ ભાવ;
નિજ અભ્યાસબળે કરી, વધારજે તે સાવ. ૪૪
પૂર્વતણા અભ્યાસથી, પામી નથી ઘન ભાવ;
તો હવે વધશે નહિ, કર ન એમ આરાવ[2]. ૪૫
રહેવું જગે સુખમાં સદા, કરી યોગ્ય વ્યવહાર,
શુભ વાસનની વૃદ્ધિમાં, દોષ નથી જ લગાર. ૪૬
જે જેમાં રચ્યોપચ્યો રહે, તે તેમય થઇ જાય;
બાલ પ્રાજ્ઞ ને સર્વનો, અનુભવ એ જોવાય. ૪૭
આશ્રય કરી પુરુષાર્થનો, જિતો ઇંદ્રિઓ પંચ;
ગ્રહણ કરો શુભ વાસના, ગ્રહો ભૂતિનો[3] સંચ. ૪૮
અવ્યુત્પન્ન[4]મન તાહરું, ત્યાંસુધી પદ અજ્ઞાત;
ત્યાંસુધી વર્તો નિર્ણયે, ગુરુશાસ્ત્રના ભ્રાત ! ૪૯

---

૧ દોષ વગરના (હે રામ) ૨ રુદન; કુરકુર; ખુમરાણ. ૩ અભ્યુદયનો; ચઢતીનો. ૪ બ્રહ્મ વિષયથી અજ્ઞાત; અશિક્ષિત.

પક્વકષાય[1] પછી થયે, વસ્તુ થયે વિજ્ઞાત;
નિરાધિ થઇ ત્યજવી પછી, શુભ વાસન પણ ભ્રાત !

**પુષ્પિતાગ્રા વૃત્ત.**

સરસ શુભ[2] આર્ય સેવતા જે,
અનુસરી તે શુભબુદ્ધિભાવ પામી;
પદ અધિગમવું[3] સદા વિશોકી,
પછી વળી તે પણ છોડી સાધુ રહેવું. ૫૧

---

## સર્ગ ૧૦ મો.*

### પૃથ્વીપર જ્ઞાન ઉતરવાનો ક્રમ.

સત્ ચિત્ ને આનંદ એ, બ્રહ્મતત્ત્વ સર્વત્ર;
અનુકૂલ સર્વે વાતથી, છે ભરપૂરજ સત્ર[4]. ૧

સત્તા સર્વપદાર્થની, તત્સંબંધી[5] જેહ;
"નિયતિ" એવા નામથી, અહિં કહેવાય જ તેહ. ૨

ભવિષ્યકાળસંબંધથી, છે વ્યપદિશ્ય જ તે જ;
"ભવિતવ્યતા"નામથી, જાણી લેજો સ્હેજ. ૩

રહે નિયામકરૂપથી, કારણરૂપે જેહ;
નિયમ્યરૂપેજ રહેલ છે, કાર્યરૂપથી તેહ. ૪

---

૧ રાગદ્વેષ પાકી ગયે. ૨ શુભવાસનાઓ. ૩ મેળવવું.

* બ્રહ્માને નિજનો અહિં, જન્મહેતુ કહેવાય;
અવતરણક્રમ જ્ઞાનનો, નિજ બોધે બોધાય. ૧

૪ યજ્ઞ. ૫ બ્રહ્મસંબંધી.

નિયતપૂર્વગત[1]કાળની, સત્તા કારણ જાણ;
નિયતોત્તરગત[2]કાળની, સત્તા કાર્ય પ્રમાણ. ૫

એવિધ કારણકાર્યનું, સત્તામાત્ર સ્વરૂપ;
દેશકાળથી વિશિષ્ટ એ[3], બ્રહ્મરૂપ છે ભૂપ ! ૬

કારણભૂત જ સર્વના, બ્રહ્મની સત્તા જાણ;
નિયતિ પૂર્વકથેલને, કાલશક્તિ પણ નાણ. ૭

તેથી શ્રયી[4] પુરુષાર્થને, બન્ધુ નિત્ય[5] શ્રેયાર્થ[6];
કરી ચિત્ત એકાગ્ર તું, સાંભળ કહું જે સાર્થ: ૮

પતનશીલ અવાંતરે,[7] મનોરથે આરૂઢ;
યત્ને કર ઝટ ઇંદ્રિઓ, સંયમી[8] સમતારૂઢ. ૯

ઇહપર લોકે જ્ઞાનની, સિદ્ધિઅર્થ પુરુષાર્થ;
તેરૂપ ફલને આપતી, ભરેલવેદરસાર્થ,[9] ૧૦

મોક્ષઉપાયમયી જ આ, કહીશ સંહિતા રામ !
સમરસ મન કરીને તમે, સુણો થવા આરામ. ૧૧

ત્યજી સાંસારિક વાસના, ઉડે ફરી ના જેમ;
શમસંતોષ પુરા ગ્રહી, ઉદાર બુદ્ધિથી તેમ; ૧૨

---

૧ પૂર્વકાલની. ચોક્કસ પૂર્વકાળની સત્તા ને કારણ જા
૨ ઉત્તરકાળની. ચોક્કસ ઉત્તર કાળની સત્તાને કાર્ય જાણો. ૩ દેશકાલ વિશેષિત થયલું. ૪ આશ્રય કરી. ૫ નિત્યનો બંધુ (પુરુષાર્થ). ૬ શ્રે સારૂ. ૭ ઐહિક અને સ્વર્ગાદિ સુખમાં પડવાના સ્વભાવવા ૮ ઇંદ્રિઓને વશ કરી. ૯ જ્યાં વેદરસનો અર્થ ભરેલ છે એવી.

જેથી વિષયાહત[1] રહી, નિર્ભય મન આ થાય;
પૂર્વાપર વાક્યાર્થના, વિચારમાં ઠીક ધાય; ૧૩
અનુસંધાન નિજાત્મમાં, કરતું રહે સદાય;
તેવું મન શુભ યત્નથી, સમરસ કરવું રાય ! ૧૪
પછી એ મનથી સાંભળો, હું કહું આ જે રામ !
કારણ મહા આનંદનું, કેવળ સુખનું ધામ. ૧૫
સુખદુઃખનાશક ને વળી, મોક્ષઉપાય અમોઘ[2];
નાશનામ જ્યાં લેશ ના, જ્યાં નિર્દુઃખ જ ઓઘ[3]. ૧૬
મોક્ષકથા આ સાંભળી, સૌ વિવેકીની સાથ;
પામીશ પર નિર્દુઃખને, નાશ બનીજ અનાથ. ૧૭
બ્રહ્માએ સ્વયમેવ આ, કરતાં કલ્પ કહેલ;
નાશક સૌ દુઃખનું અને, મનઆશ્વાસનરેલ[4]. ૧૮
આત્માનંત[5]વિલાસનો, સર્વગ[6] સર્વાધાર
ચિત્પ્રદીપ[7] સૌ જંતુમાં, પ્રકાશતો નિર્ધાર. ૧૯
સ્થિતિમાં સ્પંદાસ્પંદની[8], સાગરજલની જેમ;
સમ આકારે જળ રહે, રહે આત્મા આ તેમ. ૨૦
ઉપજ્યા વિષ્ણુ તરંગસમ, તેમાંથી મતિમાન્;
વ્યાપનશીલ સૌ કાર્યમાં, વિરાટ્ પુરુષ ભગવાન. ૨૧
આત્મા આ બ્રહ્માંડના, સૃષ્ટિક્રમને ન્યાય;
પ્રથમ બને છે સૂક્ષ્મ ને, સ્થૂલ પછીથી થાય. ૨૨

---

૧ વિષયથી અહત. ૨ વ્યર્થ ન જાય એવો. ૩ ધોધ; પ્રવાહ ૪ મનના આશ્વાસનરૂપ રેલ. ૫ આત્મા+અનંત. ૬ સર્વવ્યાપ ૭ ચૈતન્યરૂપી દીવો. ૮ સ્પંદ+અસ્પંદની.

વિરાટ્ પુરુષની કર્ણિકા[1], મેરુપર્વત માન;
તારાઓ છે કેસરાં, દિગ્દલ[2] પત્રસમાન. ૨૩

હૃદયકમલથી તેમના, ઉપજ્યા બ્રહ્મા રામ !
દેવમુનિના મંડળે, મંડિત ને નિષ્કામ. ૨૪

વેદો ને વેદાર્થમાં, પારંગત પરમેષ્ઠ[3]
સર્ગ સકલ સૃજતા હવા, જ્યમ મન મનરથ[4] શ્રેષ્ઠ. ૨૫
કોણ[5] જ જંબુદ્વીપનો, ભરતખંડ આ જાણ;
બ્રહ્માએ જનસર્ગ ત્યાં, ઘણા સૃજ્યા મતિમાન ! ૨૬
અલ્પાયુ બહુ પ્રાણીઓ, આધિવ્યાધિભરેલ;
લાભહાનિથી જ્યાં દિસે, વ્યગ્ર મનોની રેલ. ૨૭
એવા આ જનસર્ગને, જોઈ દુઃખનિમગ્ન;
સૃષ્ટિપિતા બ્રહ્મા થયા, દુઃખે બહુ મનભગ્ન. ૨૮
પુત્રદુઃખને પેખીને, પિતા બને જ્યમ દગ્ધ[6];
કરુણા ઉપજે અંગમાં, તેવિધ રામ ! વિદગ્ધ[7]. ૨૯

ભાગ્યહીન આ લોકનો, દુઃખાંતજ[8] શું હોય ?
બ્રહ્માએ સંયમ કરી, ચિંત્યું ક્ષણ મન સોય. ૩૦
પ્રકટાવ્યાં પછી અંગથી, સત્ય ધર્મ ને દાન;
તપતીર્થોનાં પંચને, બ્રહ્માએ મતિમાન. ૩૧
સર્જીને ફરીને કર્યો, બ્રહ્માએ સુવિચાર;
મૂલસહિત જાશે નહિ, આથી દુઃખ નિર્ધાર. ૩૨

---

૧ દોડી. ૨ દિશાઓ. ૩ પરમેષ્ઠી–બ્રહ્મા. ૪ મનોરથ. ૫ ખુ
૬ દુઃખી ૭ વિદ્વાન. ૮ દુઃખના નાશનો ઉપાય.

જન્મમરણ જેથી ટળે, તે સુખ તો નિર્વાણ
પરમ મળે છે જ્ઞાનથી, એ નક્કી નિર્માણ. ૩૩

જ્ઞાન જ મુખ્ય ઉપાય છે, તરવાને સંસાર;
તપ તીરથ ને દાન તો, કહ્યાં ગૌણ નિર્ધાર. ૩૪

"પ્રજા કર્મ વા વિત્તથી, નથી જ મોક્ષ લગાર;
યજ્ઞરૂપી આ સૌ પ્લવો[1], અદૃઢ પારાવાર[2]." ૩૫

માટે અજ્ઞો જે થકી, દુઃખાંતે ઝટ જાય;
પ્રકટું હું હમણાંજ તે, ઉપાય જે સુખદાય. ૩૬

ચિંતવી મનમાં એ રીતે, બ્રહ્માએ ભગવાન !
સંકલ્પે ઉપજાવીઓ, આ મુજને મતિમાન, ૩૭

ગમે ત્યાંથી ઝટ ઊપજ્યો, ઊર્મિથી[3] ઊર્મિ જેમ;
શીઘ્ર ગયો હું તે પછી, પિતાપાસ સપ્રેમ. ૩૮

સાક્ષમાલ સકમંડલુ[4], પ્રણમ્યો નાથ મેં રામ !
પ્રેમભાવથી બહુ કર્યા, નમસ્કાર તે ઠામ. ૩૯

"ઓ સુત ! અહિંઆં આવ તું" એમ કહી સાક્ષાત્,
બેસાડયો મુજને પછી, ઝાલીને મુજ હાથ ૪૦

બ્રહ્માએ નિજ કમળના, ઉત્તર દળપર ક્ષેમ;
બેસાડે જ્યમ ઇંદુને, શુકલ[5] અભ્ર[6]પર તેમ. ૪૧

૧ હોડકાં. ૨ શ્રુતિનું વચન છે તેથી અવતરણ ચિન્હમાં મુકયું છે. ૩ તરંગથી તરંગ. ૪ રુદ્રાક્ષની માલા અને કમંડલુ હાથમાં ધરેલ એવા બ્રહ્માને. ૫ ધોળા. ૬ વાદળ.

પછી વદ્યા બ્રહ્મા મને, સારસને જ્યમ હંસ;
" મુહૂર્તમાત્ર ચિત્ત તાહરું, થઈ જ્ઞાનનો ભ્રંશ ૪૨
પ્રવેશજો અજ્ઞાનમાં, શશ[1] શશધરને[2] ન્યાય:
બની ચંચળ વાનર સમું," થયો શાપ એ રાય. ૪૩
વિસ્મૃતિને ઝટ પામીઓ, અમલ સ્વરૂપ થઇ જમ;
અપહૃતધનસમ[3]દીન ને, બન્યો શોક સંતપ્ત. ૪૪
ધીમૂઢ ને દુ:ખાર્ત હું, ચિંતવીં મનમાં એમ
" ભુંડો સંસૃતિદોષ આ, આવી લાગ્યો કેમ ?" ૪૫
શાંત થયો; બોલ્યા પછી, તાત મને ત્યાં એમ;
દુ:ખ સુત ! શું છે તને, પુછે ઉપાય ન કેમ ? ૪૬
પૂછ્યું પદ્મદલસ્થ મેં, પછી પિતાને આમ;
સકલલોક રચનાર હે ! મને કહો નિષ્કામ ? ૪૭
જનને સંસૃતિ દુ:ખમય, આવી અહિં કઇ રીત ?
ક્ષીણ થાય કઇ રીતથી ? શાથીં થાય જનહિત ? ૪૮
કહીં સંભળાવ્યું તેમણે, પછી મને બહુ જ્ઞાન;
પરમપુનિત[4] તે જાણીને, થયો પૂર્ણ મનિમાન. ૪૯
વિદિતસુવેદ્ય મને પછી, બ્રહ્મભાવ પામેલ,
સકલ જ કારણ દોષનું, સંસૃતિમાંહિ રહેલ, ૫૦

૧ કલંક. ૨ ચંદ્ર, કલંક જેમ ચંદ્રમાં પેઠું છે તેમ. ૩ જેનું ધન હરાઇ ગયો છે તેના જેવો. ૪ પવિત્ર.

કહ્યું બ્રહ્માએ આ રીતે, ઉત્તમ વક્તા જેહ;
સ્વરૂપ જે સૌ વસ્તુનું, જાણે વિણુસંદેહ. ૫૧
" શાપે અજ્ઞ બનાવીઓ, હતો તને મેં પુત્ર !
કરવા પ્રચ્છક[1] જ્ઞાનનો, સૌ જનનું હિતસૂત્ર[2]. ૫૨
જેમ મલિન સંસર્ગથી, કનક[3] અકનકજ[4] થાય;
શાપ શમી પરબોધથી[5], મુજસમ તું નિષ્કાય, ૫૩
બન્યો પુત્ર નિર્મળ પુરો, જા તું હવે મહીપૃષ્ઠ;
અંતર જંબુદ્વીપની, ભરતખંડ જ્યાં સૃષ્ટ[6]. ૫૪
કરજે તું ઉપદેશને, ત્યાં જઈ હે ગુણવાન!
ક્રિયાપરાયણ લોકને, કર્મક્રમે ધીમાન[7]. ૫૫
વિરક્ત ચિત્ત વિચારીને, જન જે મહા મતિમાન !
તેઓને ઉપદેશજે, આનંદદ[8] આ જ્ઞાન. ૫૬
પદ્મજન્મપિતાથકી, આજ્ઞાપિત[9] છું એમ;
યાવત્ભૂતપરંપરા[10], રહીશ અત્ર હું ક્ષેમ. ૫૭

### વસંતતિલકા વૃત્ત.

મારે નથી જગમહી કરવાનું કાંહિ,
સ્થાતવ્ય માત્ર સમજી હું રહ્યો છું આંહિ;
સંશાંત ને સતત સુપ્ત જ બુદ્ધિ ધારી,
કાર્યો કરું તદપિ[11] હું ન જ કાર્યકારી. ૫૮

૧ પ્રશ્ન પૂછનાર. ૨ હિતનું સૂત્ર=આધાર. ૩ સોનું. ૪ અકનકભાવને પામ્યા જેવું. ૫ પરમજ્ઞાનરૂપી બોધથી. ૬ સર્જેલો. ૭ કર્મક્રમને જાણનાર તું કર્મક્રમથી ઉપદેશ કરજે. ૮ આનંદ દેનારૂં. ૯ આજ્ઞા કરાયલો. ૧૦ સમુદાય રહે ત્યાં સુધી. ૧૧ તોપણ.

## સર્ગ ૧૧ મો.*

### પૃથ્વીઉપર જ્ઞાનના અવતારનો વિસ્તાર. રામના વૈરાગ્યની સ્તુતિ. વક્તા અને પ્રચ્છકનાં લક્ષણો.

**શ્રી વસિષ્ઠઃ—**

ઉતર્યું જ્ઞાન કઇ રીતથી, પૃથ્વી પર હે રામ !
ઇહિત[1] વળી બ્રહ્માતણું, મારું પણ નિષ્કામ, ૧

કહી બતાવ્યું સર્વ તે, તુજને હે મતિમાન !
પરમ જ તે આ જ્ઞાનને, સાંભળવા બળવાન ૨

ઉત્કંઠા ઉપજી તને; ઉદય થયું મહાપુણ્ય
તુજ સુકૃતના જોરથી, હે રાઘવ ! અઘશૂન્ય[2]. ૩

**શ્રી રામઃ—**

સૃષ્ટિને સર્જાવીને, ઉતારવાને જ્ઞાન
લોકોમાં મતિ શે થઈ, બ્રહ્માની ? ભગવાન ! ૪

**શ્રી વસિષ્ઠઃ—**

બ્રહ્મા નિત્ય સુબ્રહ્મમાં, સ્વયં સ્વભાવે થાય;
ક્રિયાશક્તિના સ્પંદથી, અબ્ધિઊર્મિને[3] ન્યાય. ૫

---

* વિસ્તારે કહેશે અહિં, જ્ઞાન તણો અવતાર;
રાઘવના વૈરાગ્યનાં, વખાણ પણ નિર્ધાર. ૧
વક્તા ને પ્રચ્છકતણાં, લક્ષણ વળી ધીમાન !
મુખ્યપણે કહેશે અહિં, સુણજે ધરી બહુ ધ્યાન. ૨

૧ કર્તવ્ય. ૨ પાપરહિત. ૩ સમુદ્રમાંથી તરંગ જેમ ઉપજે તેમ.

દુ:ખિત જોઈ જનસર્ગના, કમલયોનિએ ખ્યાલ
નિજ મનમાં કીધો અરે, સર્વ સર્ગમાં હાલ ૬

જનના આવા જાણવા, કાળ ગમે તે હોય;
કૃતયુગ તો નષ્ટ જ થયો, જ્યાં સાધે સૌ કોય ૭

સ્વર્ગમોક્ષનાં સાધનો; ગાઢ મોહનો વ્યાપ
લોકોમાં સર્વસ્થળે, ઉપજાવે સંતાપ. ૮

તેથી મને સર્જી કર્યો, વારવાર ઉપદેશ;
બ્રહ્માએ બહુ જ્ઞાનનો; વળી કર્યો આદેશ, ૯
"લોકતણા અજ્ઞાનને, શમાવવાને કાજ;
વીર ! વિચરો ભૂમિપરે, ધરી જ્ઞાનનો સાજ." ૧૦

સનકાદિક નારદ અને, મહર્ષિઓ વળી અન્ય;
બ્રહ્માએ બહુ મોકલ્યા, કરવા લોક સુધન્ય; ૧૧
મનમોહામય[1]બદ્ધનો, કરવાને ઉદ્ધાર;
પુણ્યક્રિયાક્રમથી અને, જ્ઞાનક્રમે નિર્ધાર. ૧૨
ક્ષીણ સમૂલો જવ થયો, કૃતયુગનો ક્રમ શુદ્ધ
ક્રિયાતણો કાળે કરી, તવ ઋષિઓએ બુદ્ધ ૧૩
ફરી ક્રિયાક્રમને કર્યા, વળી ભૂદેશવિભાગ;
મર્યાદાને બાંધવા, સ્થાપ્યા નૃપ મહાભાગ ! ૧૪
ધર્મ અર્થ ને કામનાં, અવનીપર અનુકૂળ;
શાસ્ત્રો સ્મૃતિ ને યજ્ઞનાં, કર્યાં ઘણાંજ અમૂલ. ૧૫

---

૧ મોહ+આમય (વ્યાધિ). મન તથા અજ્ઞાનરૂપી મોહથી પીડાયલાનો.

જબ્બર કાળના ધોધમાં, ગલિત થયો ક્રમસાર;
ભોગપરાયણ જન થયા, વિષયાસક્ત અપાર. ૧૬

દેશકાજ મહીપાલનાં, થાતાં યુદ્ધ અનેક;
ગુન્હા વધ્યા ભૂલોકમાં, રહ્યો વિવેક ન છેક. ૧૭

યુદ્ધવિના મહીં પાલવા, રહ્યા સમર્થ ન ભૂપ;
પ્રજાસહિત પરવશ થયા, પડયા દૈન્યને[1] કૂપ. ૧૮

દૃષ્ટિ સુસમ્યક્ તેમની, થવા દૈન્ય વળી દૂર;
જ્ઞાનવિચાર ઘણા કહ્યા, અમસરખાએ શૂર. ૧૯

પ્રથમ જ રાજસમૂહમાં, પછી લોકમાં રામ !
પ્રસરાવી અધ્યાત્મની, આ વિદ્યા અભિરામ. ૨૦

સુ "રાજવિદ્યા" તે થકી, જગમાં તે કહેવાય;
રાજગુહ્ય તે જાણીને, જન સુખમય થઇ જાય. ૨૧

ધરી દૃષ્ટિ તે જ્ઞાનની, રાજાઓ ધીમંત;
નિજાત્મબળને પામીને, પામ્યા દુઃખનો અંત. ૨૨

પછી થયા રાજા ઘણા, અમલકીર્તિના રામ !
પછી જન્મ્યા હમણાં તમે, દશરથઘર આ ઠામ. ૨૩

નિર્મળ તુજ હૃદયે અતિ, વિણકારણ વૈરાગ્ય;
પ્રકટ્યો સુંદર પાવનો, અરિમર્દન[2] મહાભાગ્ય ! ૨૪

---

૧ દેહમાં આત્મબુદ્ધિથી, દેહનાશથી આત્માના નાશ થવાના ભયથી દીન. ૨ શત્રુને નાશ પમાડનાર.

ઉત્તમ સાધુ જેહ છે, સૌ વિવેકીનીમાંય;
તે સૌનો વૈરાગ્ય તો, નિમિત્તપૂર્વ[1] કહેવાય. ૨૫
તેવા તે વૈરાગ્યને, રાજસ છેજ કહેલ;
તુજને આ વૈરાગ્ય તો, અપૂર્વ છે ઉપજેલ. ૨૬
નિમિત્તવિણુ છે સાત્ત્વિકો; સંતોને આશ્ચર્ય
ઉપજાવે જ વિવેકજો[2], કેવળ હે મતિવર્ય ! ૨૭
બીભત્સ વિષયો દેખીને, કોણુ વિરક્ત ન થાય ?
વિવેકજન્ય વૈરાગ્ય જે, તેજ ખરો કહેવાય. ૨૮
ઉપજતો અહિં જેમને, નિમિત્તવિણુ વૈરાગ્ય;
તે મોટા મહાપ્રાજ્ઞ ને, નિર્મળમન મહાભાગ્ય ! ૨૯
નિજ વિવેકવશે જ જે, અભિમુખ તત્વે થાય;
વિરક્તાધી તે શોભતા, યુવવરમાળાન્યાય[3]. ૩૦
રચના આ સંસારની, જુએ વિચારી જેહ;
વિરાગને પામે પછી, ઉત્તમ પુરુષો તેહ. ૩૧
નિજ વિવેકબળે કરી, વારંવાર વિચાર;
ઇંદ્રજાળ ઝટ આ ત્યજો, બળથી સાંતર્બહાર. ૩૨
મરણુ દૈન્ય ને આપદો, દેખી ન વિરજે[4] કોણુ ?
ઉત્તમ જે નિષ્કારણો, વિરાગ તે મન મો'ન[5]. ૩૩

---

૧ પૂર્વ નિમિત્તવાળો; રજોગુણનું કાર્ય દષ્ટ દુઃખના અનુભવરૂપ નિમિત્તવાળો. ૨ વિવેકથી ઉપજેલો. ૩ યુવાનને જેમ કોઈ સ્ત્રી વરમાળા પહેરાવે તેમ. ૪ વિરાગને પામે. મરણુ દૈન્ય ને આપત્તિને દેખીને કોણુ વિરાગ ન પામે ? સૌ કોઇ પામે. ૫ બીજાના મનને મોહ પમાડનાર ઉત્તમ વિરાગ તો તે છે કે જે કોઇ પણુ કારણુવગર ઉપજે છે. મો'ન=મોહન.

સ્વાભાવિક વૈરાગ્યની, સીમા પામ્યો પૂર્ણ;
બીજયોગ્યમૃદુ[1]ભૂસમો, જ્ઞાનયોગ્ય સંપૂર્ણ. ૩૪
પ્રસાદથી પરમાત્મના, જે સૌના છે એક;
તુજસમની શુભ બુદ્ધિ તો, અનુધાવે[2]જ વિવેક. ૩૫
મહાક્રિયાક્રમથી અને, તપ નિયમેથી છેક;
તીરથયાત્રાદાનથી, ઉભરાયે જ વિવેક; ૩૬
દુષ્કૃત ક્ષીણુ થયે સતે, બુદ્ધિ જંતુની થાય
પરમાર્થના વિચારમાં, કાકતાલીને ન્યાય[3]. ૩૭
ક્રિયામસ્ત[4] રહી ત્યાંસુધી, ચક્રભમરીએ રૂઢ;
ભમે જનો અહિં જ્યાંસુધી, જુએ ન પરપદ ગૂઢ. ૩૮
જોઇ સ્વરૂપ સંસારનું, કરી તન્મયધીત્યાગ[5];
ગજસમ બંધન તોડીને, મુક્ત થરો મહાભાગ્ય. ૩૯
દેહતણા અધ્યાસથી, મહાન છતાં આ જંત[7]
જ્ઞાનવિના જાણે નહિ, સંસૃતિ ઘોર અનંત. ૪૦
તરી ગયા તે મહાધિઓ, નિમેષમાં નિષ્કામ:
જ્ઞાનયુક્તિના નાવથી, દુસ્તર અબ્ધિ તમામ. ૪૧
તેજ જ્ઞાનની યુક્તિને, સુણો થવા આરામ;
અવહિત મન ને બુદ્ધિનું, અહિં રામ! છે કામ. ૪૨

---

૧ નરમ. બી વાવવા યોગ્ય થયેલી નરમ ભૂમિની પેઠે ૨ વિવેકનેજ અનુસરે છે. વિવેકની પછવાડે દોડે છે. ૩ કાગડાનું બેસવું ને સાલીઆનું પડવું. ૪ ઐહિક આમુષ્મિક સાધનક્રિયામાં મસ્ત. ૫ વિષયોમાં તલ્લીનપણાની બુદ્ધિનો ત્યાગ કરી. ૭ મહાન છતાં કૃમિકીટાદિપ્રાય છે.

સંરંભો સંસારના, ઉપજે જેહ અનંત;
ઉપજાવે દુઃખભીતિઓ, અંતરૂ નિત્ય વિકંત. ૪૩

યુક્તિ શુભવિણ શી રીતે, સહ્ય સાધુથી થાય ?
શીતવાતાતપ આદિનાં, દ્વંદ્વદુઃખ ક્યમ જાય ? ૪૪

પદે પદે આવી પડે, દુઃખચિંતા નરમૂઢ;
અગ્નિતરણની રીતથી, સમે[1] દહે રહી ગૂઢ. ૪૫

વર્ષાઋતુમાં જે રીતે, ભીંજાયલા વનમાંય !
ચાલે નહિ કંઇ અગ્નિનું, તેમ જ્ઞાનીમાં કાંય ૪૬

ચાલે લેશ ન આધિનું; સમ્યક્ દર્શન જ્યાંય
થયું વિચારે; જાણવું, રહ્યું ન જેને ક્યાંય. ૪૭

અતુલ બલ તત્ત્વજ્ઞનું, થાય ન તેનો ભંગ;
ત્રુટી પડે દુઃખનાં ઘણાં, વાદળ કદિ નિજ અંગ. ૪૮

બહુ આધિ ને વ્યાધિના, પરાવર્તથી[2] રાય !
મરુમારુત[3] સંસારનો, ઘણા જોરથી વાય. ૪૯

તોપણ તરુ તત્ત્વજ્ઞનું, ક્ષોભ ન પામે લેશ;
મૂળ મજબૂત જેનાં અને, ઉંડાં આત્મપ્રદેશ. ૫૦

તેથી તત્ત્વસુ જાણવા, કરો યત્ન બળવાન;
પરિપ્રશ્ન પ્રણિપાતથી, સેવાદિથી મહાન્. ૫૧

પ્રયત્નથી પૂછ્યા પછી, પાળે વાક્ય ન જેહ,
જ્ઞાની કુશલ વક્તાતણું, અનન્ય અધમ જ તેહ. ૫૨

---

૧ સમય આવ્યે. ૨ ચકરીઓથી. ૩ સંસારરૂપી મારવાડનો પવન.

બોળેલું કેસરદ્રવે,[1] વસ્ત્ર ગ્રહે જ્યમ રંગ;
તેવિધ ગ્રહેવું ખંતથી, વક્તૃવચન નિર્ભંગ[2]. ૫૩
વચન ગ્રાહ્ય જેનું નહિ, તત્ત્વતણો જે અજ્ઞ;
પૂછે જે નર પ્રશ્નને, તેને સમજે પ્રજ્ઞ, ૫૪
તેથી મૂઢતર[3] પર[4] નહિ; અધમ અધમથી તેહ,
પૃષ્ટ પ્રમાણિક[5] જ્ઞાનીનું, વાક્ય ન પાળે જેહ. ૫૫
વક્તાના વ્યવહારને, જોઇ કરી લઇ ન્યાય,
અજ્ઞતજ્ઞનો, ને પૂછે, મહામતિ તે કહેવાય[6]. ૫૬
સુયોગ્યતા જાણ્યા વિના, વક્તાની જન જેહ;
પ્રશ્ન કરે બાલકસમો, અધમ જ પ્રચ્છક તેહ. ૫૭
પાત્ર ન ઉત્તમ વસ્તુનો, તે પ્રચ્છક કદિ થાય.
પૂર્વાપર સંધાનથી, સમાધાનમાં જાય,
બુદ્ધિબળ એ જેહનું, નિન્દિત જે ન જરાય, ૫૮
પ્રાજ્ઞે ઉત્તર પૃષ્ટનો, તેને કહેવો રાય.
પશુધર્મીને અધમને, કહેવો ના જ જરાય. ૫૯
વિચાર ન કરે શક્તિનો, પ્રચ્છકની જન જેહ;
વદે છતાં ઉપદેશને, નર મૂઢતર છે તેહ. ૬૦
ગુણશ્લાઘી પ્રચ્છક દિસે, મને ઘણો તું રામ !
હું કુશલ ઉપદેશમાં, સુયોગ આ અભિરામ. ૬૧

---

૧ કેસરના રસમાં. ૨ સમસ્ત. ૩ વધારે મૂર્ખો. ૪ બીજો. ૫ પ્રામાણિક; જેનું વાક્ય પ્રમાણરૂપ છે એવા. ૬ વક્તા પુરુષનો વ્યવહાર કેવા છે તે જોઇને તે ઉપરથી તે જ્ઞાની છે કે અજ્ઞાની તેનો વિવેક કરી લઇ પછી પ્રશ્ન પૂછવાનો આદર કરે તે જ મહાબુદ્ધિવાળો જાણવો.

કોવિદ[1] તું શબ્દાર્થમાં, ધર હૃદયે કહું જેહ;
સંપૂરણ આ વસ્તુ છે, ધરી એમ મન તેહ. ૬૨
જનનજરે તત્ત્વજ્ઞ તું, વિરક્ત તું છું મહાન;
કહેલ તુજમાં લાગતું, વસ્ત્રે રંગસમાન[2]; ૬૩
પરમ[3] ઉક્તઅવધાનમાં,[4] વિવેચિની[5] પરમાર્થ;
અર્કપ્રભાજળની રીતે, જતી મતિ તુજ શબ્દાર્થ[6]. ૬૪
જે જે હું તુજને કહું, સમજી તે આદેય;
હૃદયે ધરજે યત્નથી, જાણ લેશ ના હેય. ૬૫
નહિ તો પૂછીશ લેશના, મને નિરર્થક આંહિ,
એમ મિથ્યા શા કારણે, ફળે ન વાણી જ્યાંહિ. ૬૬
સંસૃતિવનનું વાંદરૂં, ચંચળ મન છે રામ!
શોધી હૃદયે યત્નથી, લહો શ્રવણઆરામ. ૬૭
વિવેકને સમજે નહિ, નહિ જ્ઞાન લવલેશ:
દુર્જનમાં રતિ જે કરે, તેને ત્યજ હંમેશ. ૬૮
રહી દૂર બહુ તે થકી, પૂજે સાધુઓ નેક:
દિનદિન સજ્જનસંગથી, ઉગે વૃક્ષ વિવેક. ૬૯
ભોગ મોક્ષ બે ફળ કહ્યાં, તેજ વૃક્ષનાં સાર.
મોક્ષદ્વારે છે રહ્યા, દ્વારપાળ વળી ચાર. ૭૦

---

૧ નિષ્ણાત, નિપુણ. ૨ વસ્ત્રમાં રંગ જેમ લાગી જાય છે તેમ કહેલી વસ્તુ તારા અંતઃકરણમાં લાગી (ચ્હોટી) જાય છે. ૩ પરમકુશળ. ૪ કહેલી વસ્તુને ધારણ કરવામાં. ૫ પરમાર્થનું વિવેચન કરનારી. ૬ સૂર્યપ્રભા જેમ જળમાં પ્રવેશ કરે છે તેમ તારી મતિ શબ્દાર્થમાં ઝટ પ્રવેશ કરી જાય છે.

(૧) શમ (૨) વિચાર (૩) સંતોષને, (૪) સાધુસંગ નિર્ધાર;
એ મૂળો છે મોક્ષનાં, મોક્ષવૃક્ષઆધાર. ૭૧
પ્રયત્નસેવ્ય એ ચાર છે, ત્રણ બે છેવટ એક;
ઉઘાડતાં એ દ્વારને, મોક્ષમહેલનાં છેક. ૭૨
પ્રાણ જતાં પણ સેવજે, સર્વ યત્નથી એક;
વશગત એક થતાં થશે, વશગ ચાર પણ છેક. ૭૩
વિવેકી નર શિરભૂષણો, મહાજ્ઞાનનું પાત્ર;
શ્રુતિ તપ ને શાસ્ત્રોતણું, સૂર્ય તેજસમ[1] અત્ર[2]. ૭૪
મૂર્ખપણે મતિ મંદની, ઘન થઇ બને કઠિન;
પામે જ્યમ પાષાણતા, અંબુ[3] શીતે[4] રસહીન[5]. ૭૫
સૌજન્યે[6] ગુણઓઘથી[7], શાસ્ત્રદૃષ્ટિથી તેમ;
વિકસિત અંતર રામનું, પદ્મ[8] સૂર્યથી જેમ. ૭૬
સન્મતિના હે રામ ! તું, મૃગ વીણાસ્વન[9] જેમ;
ઉદ્ધતકર્ણ[10] બની સુણે, સુણજે કહું આ તેમ. ૭૭
વિરાગ ને અભ્યાસથી, કર સંગ્રહ હે રામ !
સમતા ને સૌજન્યનો, જે ધનનું અહિં કામ. ૭૮
નાશ કદિ થાતો નથી, જે ધનનો નિષ્કામ;
અભિવર્ધન તે બુદ્ધિનું, પ્રથમ કરો અભિરામ. ૭૯
સુશાસ્ત્રસજ્જનસંગથી, તપદમથી હે રામ !
પ્રથમ પગથીયું મુક્તિનું, પામો ધરી બહુ હામ. ૮૦

૧ સૂર્ય જેમ તેજનું પાત્ર છે તેમ. ૨ અહિંયાં. ૩ પાણી. ૪ ઠંડીથી ૫ પાણીના રસથી હીન થઇને. ૬ સૌજન્યથી. ૭ સદ્‌ગુણના સમુદાયથી. ૮ કમળ. ૯ વીણાનો નાદ. રણકાર. ૧૦ કાન ઉંચા કરી. સાવધાન મનથી. કાન દઇ.

કિંચિત્સંસ્કૃત બુદ્ધિથી, અવલોકિત જો થાય;
મોક્ષશાસ્ત્ર આ તો ખરે, મૌર્ખ્યવિલય થઇ જાય. ૮૧
વિષદ્રુમી સંસાર આ, સર્વાપદ[1]સંસ્થાન;
મોહ જ નિત્ય પમાડતું, કરે મૌર્ખ્યનું દાન. ૮૨
દુષ્ટ આશઈપ સર્પથી, ગતિ વક્ર જ્યાં થાય;
પ્રસરે હૃદયે મૌર્ખ્ય તો, ચિત્ત સાંકડું થાય.
ચર્મ બને જ્યમ સાંકડું, થયે અગ્નિનો યોગ;
ચિત્ત ઘણું સંકોચતું, થયે મૌર્ખ્યસંયોગ. ૮૪
અખિલ સુમંડળ ચંદ્રનું, મળવાદળથી મુક્ત
દેતું દષ્ટિપ્રસાદને, થતાં દષ્ટિથી યુક્ત. ૮૫
યથાભૂત આ વસ્તુની, પામે દષ્ટિ પ્રસાદ;
વક્તાના ઉપદેશથી, ધીયુતમાં આબાદ. ૮૬
પૂર્વાપર[2] જ વિચારથી, અર્થમર્મમાં ધાય;
વિકસિત મતિ જેની અહિં, તેજ પુરુષ કહેવાય. ૮૭

## દ્રુતવિલંબિત વૃત્ત.

સિત[3] વિકાસિત[4] ને તમત્યાગીનું[5],
વર[6] વિચારથી શીતલ કાંતિનું;
નભશશીસમ શોભતું રામનું,
હૃદય નિર્મળ શું ગુણપુંજનું[7] ? ૮૮

---

૧ સર્વ આપદોનું સારું સ્થાન. ૨ પૂર્વ+અપર. ૩ સત્ત્વગુણથી શુભ–ઉજ્જ્વલ. ૪ વિકાસ પામેલું. ૫ તમો ગુણ જેણે ત્યજ્યાં છે એવા ગુણવાળું ૬ સુંદર. ૭ સદ્ગુણના સમૂહથી ભરેલું.

## સર્ગ ૧૨ મો.*

### રામમાં પ્રચ્છકના ગુણોની સમૃદ્ધિ. સંસારનું અનર્થપણું જ્ઞાનનું માહાત્મ્ય.

**શ્રી વસિષ્ઠઃ—**

પરિપૂર્ણમન માન્ય તું, પૂછવાનું વળી જ્ઞાન,
રામ ! તને આબાદ છે; સમજે તું મતિમાન ! ૧
કથિત વાતને અર્થથી: તેથી મને મન થાય
કહેવાને બહુ આદરે, તુજને રામ સુકાય. ૨
રહિત રજસ્તમથી અને, અનુસરતી શુભ સત્ત્વ:
સ્થાપો મતિ હૃદયે બનો, સ્થિર સુણવા આ તત્ત્વ. ૩
ગુણાવલી પ્રચ્છકતણી, રહી તારામાં સર્વ;
રહ્યા ગુણો વક્તાતણા, મુજમાં તેમ અગર્વ. ૪
રત્નશ્રી જે રીતથી, રહે સાગરને ઉર;
તે રીતે તુજમાં રહ્યા, ગુણો ઘણા ભરપૂર. ૫
વિવેકના આસંગથી,[૧] જનિતજ જેનું પૂર;
એવા તે વૈરાગ્યને, સુત ! પામ્યો તું શૂર. ૬

---

* જ્ઞાનતણું માહાત્મ્ય ને, સંસૃતિરૂપ અનર્થ;
પ્રચ્છકગુણગણ રામમાં, કહેવાશે નહિ વ્યર્થ; ૧
શ્રોતાજન ! સૌ સાંભળો, બનીને ઉદ્ધતકર્ણ;
સર્ગ આ શમપાનનો, અતિ ઉપયોગી પર્ણ.

૧ રાગથી; આસક્તિથી.

ચંદ્રકાન્તમણિ જે રીતે, દ્રવતો બહુ જોવાય;
ચંદ્રકિરણસંઘાતથી[1], તેમજ અહિં સમજાય. ૭
શુદ્ધ દીર્ઘ વિસ્તૃત અતિ, સદ્‌ગુણનો[2] વ્યાસંગ
શુદ્ધપદ્મને જન્મથી; તેમ તને પણ રંગ, ૮
શિશુપણથી ચિરકાળનો, સદ્‌ગુણનો હે રામ !
વિરાગ તુજ ઉજ્જવળ દીસે, ભોગરહિત નિષ્કામ. ૯
તેથી સાંભળ હું કહું, કથાતણું તું પાત્ર;
કુમુદિની વિકસે[3] નહિ કદિ, ચંદ્રવિણ સહગાત્ર[4]. ૧૦
વિધ વિધ અપરા[5]દૃષ્ટિઓ, વિધ વિધ સૌ આરંભ;
અશેષ શમતા પામતા, પદ દીઠયે નિર્દંભ. ૧૧
હોય ન થાતો ભવ્યનો[6], વિજ્ઞાને[7] વિશ્રામ;
સાધુ કવણ સંસારમાં, ધરશે સાધનહામ[8] ? ૧૨
પર[9] પામી મનવૃત્તિઓ, નક્કી સર્વ વિલાય;
પ્રલયસૂર્યગણસંગથી[10], ગલિત શૈલગણ[11] થાય. ૧૩
દુઃસહ વિષપૂરથી ભર્યો, વિષૂચિકા સંસાર;
યોગ ગારુડી[12] પાવનો[13], મંત્રજ તેનો માર. ૧૪
શાસ્ત્રવિચાર કરવા થકી, સજ્જન જનથી આપ્ત[14];
જ્ઞાનમંત્ર પરમાર્થનો, યોગ્ય થાય છે પ્રાપ્ત. ૧૫

---

૧ સમૂહથી. ૨ તંતુઓનો. ૩ વિકાસ પામે. ૪ અવયવ સહિત. ૫ નીચલા દરજ્જાની, નીચેની. ૬ ભવ્ય ચિત્તવાળાનો. ૭ અનુભવરૂપ જ્ઞાનથી. ૮ જ્ઞાનના સાધનમાં ચિંતારૂપી હિંમત. ૯ પરબ્રહ્મ. ૧૦ પ્રલયના સૂર્યગણોના સંગથી. ૧૧ શિલાઓવાળા અનેક પર્વત ગલિત થઈ જાય છે. ૧૨ જીવબ્રહ્મના એકપણારૂપી બોધરૂપી ગારૂડી. ૧૩ પવિત્ર. ૧૪ વિશ્વાસુ, જેના વચનમાં વિશ્વાસ રહે એવા.

અવશ્ય નાશ સૌ દુ:ખનો, અહિં વિચારે થાય;
સમજો નક્કી વાત એ, વિણુસંશય હે રાય! ૧૬
અવહેલનની[1] દૃષ્ટિથી, તમે જુઓ ના રામ!
વિચારશીલ આ શાસ્ત્રના, પુરુષો જે સુખધામ. ૧૭
ત્યજીને પંજર[2] આધિનું[3], કંચુક[4]સર્પસમાન;
જ્વરવિગત શીતલ[5] બને, વિચારશીલ મતિમાન. ૧૮
સર્જેલું જ વિનોદથી, ઈંદ્રજાળસમ જાણ;
જગત અખિલ મનથી જુએ, સમ્યક્ દર્શનવાન[6]. ૧૯
દુ:ખરૂપ નરને પરમ, અહિંઆં આ અજ્ઞાન;
રાગ વિષમ સંસારનો, કરડે સર્પસમાન, ૨૦
અતિતર[7] અસિ[8]સમ છેદતો, વેધે કુંત[9]સમાન;
રજ્જુ[10]સમ જન ઘેરતો, દહે અગ્નિસમ જાણ. ૨૧
એ અતિતરના[11] જોરથી, બને આંધળા ભીંત;
ગાઢ નિશામાં હોય જ્યમ, ચાલંતા જ ખચીત. ૨૨
અનર્થસંશય લેશ પણ, લહ્યાવિના જન જેહ;
પતંગ[12]સમ[13] પડતા અહિં, વિવશ બને છે તેહ. ૨૩
વિવશ કરે પડી મસ્તકે, અણચિંત્યો પાષાણ;
તે રીતે જ પડ્યા કરે, વિષમ રાગ આ જાણ. ૨૪
હરી વિવેક કરતી અરે! મર્યાદામૂળનાશ;
પાડીને મોહાંધમાં, જર્જર કરતી આશ. ૨૫

---

૧ અપમાનની, તિરસ્કારની. ૨ પાંજરૂં. ૩ ચિંતાનું. ૪ કાંચળી. ૫ જ્વરથી રહિત શીતલ. ૬ જેને બરોબર જ્ઞાન થયું છે એવો પુરુષ. ૭ ઘણો જ. ૮ તરવાર સમાન. ૯ ભાલા. ૧૦ દોરડું. ૧૧ અતિશય રાગના. ૧૨ પતંગીઆ. ૧૩ સમાન.

સંસારી પામે નહિ, જે દુઃખને કો ઠામ;
તેવું નથી અવનીપરે, એ છે સ્પષ્ટ તમામ. ૨૬
વિષચિકા આ વિષયની, દુરંત[1] રામ ! તું જાણ;
કરે ચિકિત્સા જો નહિ, મંડાવે મ્હોંકાણ. ૨૭
કર્યે ઉપાય ન રોગનો, ફળે નરકનાં સ્થાન;
દુર્દશા ઉપજે ઘણી, જાણો હે મતિમાન ! ૨૮
વિવિધ નરકના દુઃખની, કહી ન જાય કંઇ વાત;
ખાવી પડે પથ્થરશિલા, પર્વતપરથી લાત;
જે પાડી નીચે ઘણે, કરે નિરંતર ઘાત. ૨૯
કતલ જનોની જ્યાં અરે ! કર્યા કરે તલવાર;
પડયા કરે જ્યાં શિરપરે, ઘન પથ્થરના માર. ૩૦
બળવું પડતું અગ્નિમાં, ભર ઉન્હાળામાંય;
કરવાં પડતાં સ્નાન પણ, શિશિરે[2] ઘન હિમમાંય. ૩૧
ચંદનસમ ચર્ચા થવા, તનુઓ[3] જ્યાં ઘર્ષાય
મહાશિલાપર; દુઃખ એ, કેમ કહ્યું મેં જાય? ૩૨
વંન વિકટ એવાં જ્યહાં, અસિતરુ[4] અપરંપાર,
તેપર આ જનને અરે ! દોડાવે અસિધાર[5], ૩૩
ઘણવૃતાંતે[6] જ્યાં વળી, શરીર કોતરી ખાય;
તપ્ત લોહની[7] સાંકળો, જ્યાં ચહુપાસ વિંટાય. ૩૪

---

૧ ભયંકર પરિણામવાળી. ૨ શીયાળાના સમયમાં. ૩ શરીરો. ૪ તરવારનાં ઝાડ. ૫ તરવારની અગ્ર ધારપર. ૬ ઘણ નામના કોતરનાર કીડા જેમ કોતરે છે તે રીતે. ૭ તપેલાં લોઢાની.

માર્જનીઓ કંટકતણી, કરી સાફ જ્યાં અંગ,
નિસ્ત્વચન[1] નિશદિન કરે, કરે ભયાનક ભંગ. ૩૫
સમરબાણ[2] સહેવાં પડે, નિત્ય અગ્નિથી તપ્ત;
ગ્રીષ્મકાલના તાપમાં, રહેવું પડે સંતપ્ત ૩૬
વિણ છાયા પાણી વિના; સહેવો વળી વરસાદ
સીકરનો[3] ધારાગૃહે[4], શિશિર[5]સમે[6] રળીઆત. ૩૭
શિરચ્છેદ જ્યાં ફરી ફરી, નહિ નિદ્રાની વાત;
મુખમાં ડૂચા મારીને, થતા નિત્ય જ્યાં ઘાત. ૩૮
એક એક જ્યાં અંગનો, ઉપચય[7] અદ્રિસમાન;
એવિધ કષ્ટસહસ્રથી, દારુણ આ જે મહાન
ચલિત યંત્ર સંસારનું, હે રાઘવ ! ધીમાન. ૩૯
એવા આ સંસારમાં, કરી પ્રમાદ બહુ દૂર;
એવું અવશ્ય વિચારવું, જાણવું એવું જરૂર, ૪૦
"કે શુભ શાસ્ત્ર વિચારથી, અહિં જ થાય કલ્યાણ,"
ગતિ ઇતર નથી શ્રેયની, કહું સાચી એ વાણ. ૪૧
તત્પર શાસ્ત્રવિચારમાં, માંડવ્યાદિક[8] જેહ,
દશા દુષ્ટના વેગથી, પીડાયા પણ તેહ; ૪૨
એવિધ શંકાને નથી, સ્થાન રામ! અહિં લેશ:
એક ફળ વિદ્યાતણું, દષ્ટજ રહે હંમેશ. ૪૩

---

૧ ચામડી ઉખાડી નાંખવાનું કામ. ૨ લડાઈનાં બાણ. ૩ શીતલ જળનો. ૪ ફુવારાવાળા ઘરમાં. ૫ શીયાળાના. ૬ સમયમાં. ૭ વધારો. ૮ માંડવ્યાદિક ઋષિઓ.

અવગુંઠિત[1] તનુ[2] જેમનાં, જ્ઞાનકવચથી[3] રામ !
એવા મહામુનિઓ અને, મહર્ષિઓ અભિરામ, ૪૪
રાજાઓ ને બ્રાહ્મણો, છતાં ન દુઃખને યોગ્ય;
અનુભવતા વિધવિધ દશા, દુઃખદ વૃત્તિથી ભોગ્ય. ૪૫
મનમુદિત[4] રહેતા અહિં, તોપણ તે કઇ રીત?
બ્રહ્મનિષ્ઠ તેથી ખરા, જાણો રામ! ખચીત. ૪૬

## રુચિરાવૃત્ત.

જ્યહાં થયો અધિગમ[5] આત્મદીપનો,
રહે ન કૌતુક[6] જરી, વિપ્લવો[7] ટળે;
વિશુદ્ધબુદ્ધિ નર જગે રહી શકે,
બની નર્યા હરિ[8]હર[9]બ્રહ્મના[10] સમા. ૪૭

## શિખરિણી વૃત્ત.

થતાં મોહ ક્ષીણ, ઘન જલદ[11] અજ્ઞાન ગળતાં,
કળાતાં ચિત્તત્ત્વ, અતિવિપુલ[12] આત્મા મળી જતાં;
વિચાર્યે સત્સંગે[13], મન મુકતું અધ્યાસ[14] વપુનો,
ગ્રહે ધીથી[15] તત્ત્વ, ભ્રમણ રમતું આ જગતમાં. ૪૮

---

૧ ઢંકાયલાં, રક્ષાયલાં. ૨ શરીર. ૩ જ્ઞાનરૂપ બખતરથી. ૪ મનમાં મુદિત, આનંદી. ૫ પ્રાપ્તિ. ૬. અપૂર્વ વિષયદર્શન ને ઉપભોગમાં ઉત્સાહ. ૭ વિક્ષેપો. ૮ વિષ્ણુ. ૯ શિવ. ૧૦ બ્રહ્મના. ૧૧ અજ્ઞાનરૂપ ઘન વાદળ ગળતાં. ૧૨ અતિવિસ્તૃત. ૧૩ સત્સંગથી. ૧૪ આત્માથી શરીરના સદશપણાનો ખ્યાલ. ૧૫ બુદ્ધિથી.

પ્રસાદ્યું[1] જો તત્ત્વ, હૃદયમહિ જામી શમ અતિ,
શમે વ્યાપી જાય, અખિલ મનવૃત્તિ હતગતિ[2];
સમી થાતી અંતઃકરણઘટના[3] બ્રહ્મરસમાં,
ધીંથી જોતાં તત્ત્વ, રમણ અટવું આ જગતમાં. ૪૯
શરીરો સ્થાણુઓ, રથતુરગશી[4] ઇંદ્રિયગતિ,
પરિસ્પંદે[5] વાયુ, કલન કરતો સૌ વિષયનું;
"રહી દેહે સૂક્ષ્મ, જગ વિહરું હું" એ અઘવની[6]
ધીંથી જોતાં તત્ત્વ, રમણ ભમવું આ જગભણી. ૫૦

# સર્ગ ૧૩ મો.*

## વૈરાગ્યાદિ ગુણ અને જીવન્મુક્તિરૂપી ફળ દેનાર શમનું વર્ણન.

**શ્રી વસિષ્ઠઃ—**

અવલંબી આ દૃષ્ટિને, દ્રષ્ટાત્મા ધીમાન,
વિચરે આ સંસારમાં, અભ્યુદિત[7]સમ મહાન. ૧

---

૧ પ્રસન્ન થયું. ૨ મનની વિષય ભણી જવાની ગતિ હણાઇ જઇને. ૩ અંતકરણની બનાવટ. ૪ રથના ઘોડા જેવી. ૫ વાયુના હલનચલનથી. ૬ પાપ વગરની, શુદ્ધ.

* ફળઈપ જીવન્મુક્તિના, ગુણાદ્યો વૈરાગ્ય;
બહુલપણે વર્ણ્યા અહિં, શમ વિશેષ મહાભાગ્ય. ૧

૭ ચક્રવર્તી રાજાના જેવા.

શોચે નહિ વાંછે નહિ, યાચે પણ નહિ કાંહિ;
વ્યવહારો કરતા છતાં, કરે ન કાંઇ પણ આંહિ ? ૨
કરે કર્મ શાસ્ત્રીય ને, રહે સદા નિર્લેપ,
લોકવિહિત સન્માર્ગથી, વહે સંસારી ખેપ. ૩
નિજાત્મમાં સ્થિતને નહિ, ઉપાદેય[1]ને હેય,[2]
ગમનાગમ[3] કરતાં છતાં, રહ્યાં ન લેશ એ બેય. ૪
સમારંભ સૌ જગતના, દૃષ્ટિ વિવિધ સૌ કોય.
ઉપાદેય ને હેયની, પદ પામ્યે ના જોય. ૫
મધુરવૃત્તિ મન આ બને, ત્યજતાં આશ સમસ્ત,
ચંદ્રબિમ્બસમ દીપીને, બને સુખે બહુ મસ્ત. ૬
મનનક્રિયાના અસ્તથી, કૌતુક થાતાં અસ્ત;
મન નિજમાં માતું નથી, પ્રકટી બ્રહ્મ પ્રશસ્ત. ૭
ઇંદ્રજાળ રચતું નથી, થતાં વાસના અસ્ત;
બાળચપળતા ત્યાગીને, રહે મૂળમાં મસ્ત. ૮
આત્મતત્ત્વઅવલોકને, પ્રાપ્ત વૃત્તિઓ થાય;
એવિધ ઉચ્ચ પ્રકારની, અવર જ[4] સર્વ વિલાય. ૯
અન્વેષણ તેથી કરો, આત્મતત્ત્વનું નિત્ય;
ઉપાસના તેની કરો, જાણો તેજ ખચીત. ૧૦
યાવજ્જીવ[5] વિચારથી, કરી ઇતર સૌ ત્યાગ;
ગ્રહો જ માર્ગ સનાતનો, બ્રહ્મલબ્ધિને કાજ. ૧૧

---

૧ ગ્રહણ કરવા યોગ્ય. ૨ ત્યજવા યોગ્ય. ૩ ગમનાગમન.
૪ બીજી, હલકી. ૫ જીવતાં સુધી.

નિજ અનુભવ ને શાસ્ત્રની, ગુરુવાકયની જેહ;
સંતત અભ્યાસે કરે, એક વાક્યતા તેહ, ૧૨
અવલોકન નિજ આત્મનું, કરશે વિણસંદેહ;
મનથી નિશ્ચય ત્યાગીને, કુટુંબ કબીલો ગેહ. ૧૩
અવહેલન શાસ્ત્રાર્થનું. મહાજનનું અપમાન;
કરે મૂઢ નર જે અહિં, ત્યજ તેને મતિમાન ! ૧૪
સહેવાં સંકટ સર્વ પણ, નરે કદી ધીમાન!
મૂઢસમાન થવું નહિ, મૌઢ્ય કષ્ટ છે મહાન. ૧૫
મૂર્ખપણું રહી શરીરમાં, જેવું દુઃખ દે સ્પષ્ટ;
આધિવ્યાધિવિપઆપદા, તેવું ન આપે કષ્ટ. ૧૬
કિંચિત્સંસ્કૃતબુદ્ધિના, હણે મૌર્ખ્ય ને જેમ
સુણિન શાસ્ત્ર આ, ના હણે, શાસ્ત્ર અન્ય કો તેમ[1]. ૧૭
પુર્વાપરીઓ[2] જ્યાં નહિ, વિરોધનો લવલેશ;
સુંદર સમદ્દષ્ટાંતથી, સુખકર જે નિઃશેષ,
સાંભળવું તે શાસ્ત્ર આ, અશેષ હે મતિમાન !
ઉદ્ધતકર્ણ[3] બની જને, વાક્યાર્થે[4] ધરી ધ્યાન. ૧૯
દુસ્તર જગની આપદો, કુયોનિઓ જે નીચ;
સહુ ઉપજે તે મૌર્ખ્યથી, (જેમ) ખદિરથી કંટક ગીચ. ૨૦
વસતિમાં ચંડાલની, ફરૂં હું ભિક્ષાકાજ;
ગ્રહી હાથમાં કોડીયું, ઘર ઘર હે મહારાજ ! ૨૧

૧ સાંભળેલું આ શાસ્ત્ર કાંઇક સંસ્કાર પામેલી બુદ્ધિવા નરના મૌર્ખ્યને જેવી રીતે હણે તેવી રીતે બીજું કોઇ શાસ્ત્ર હ શકતું નથી. ૨ પહેલાં પછીનો. ૩ કાન દઇ. ૪ વાક્યાર્થમ

પણ ન વરું કદિ મૌર્ખ્યનું, હતજીવિત હે રામ !
મરેલ નર તે જાણવો, મૌર્ખ્યે ગ્રસ્ત તમામ. ૨૨

અતિ દુંઃખદ આ મૌર્ખ્યના, કરતાં તો નિર્ભ્રાંત
ઘોર અંધારા કૂપમાં, તરુકોટર એકાન્ત ૨૩

અંધકીટ થઇ જીવવા, વર વરવો એ ઇષ્ટ;
પણ વરો નહિ મૌર્ખ્યને; ન મૌર્ખ્યથી અન્ય અનિષ્ટ. ૨૪

મોક્ષઉપાયપ્રકાશ આ, પામીને જન કોય;
પામે નહિ પુનરંધતા, હોય તમસમાં[1] તોય. ૨૫

વિવેકસૂર્યવિમલપ્રભા[2], સ્પષ્ટ ઉદિત ના થાય;
ત્યાંસુધી તમસંકોચ[3] આ, જનકમળે[4] જોવાય. ૨૬

મુજસમથી સંસારનું, તેમજ આત્મસ્વરૂપ,
જાણી લઇ સ્હેજે ત્યજો, ભવબંધનરૂપ કૂપ. ૨૭

સદ્ગુરુશાસ્ત્રપ્રમાણથી, લઇ અનુભવની સહાય;
ગંભીર સાદર યત્નથી, જીવતાં મોક્ષ પમાય. ૨૮

જીવન્મુક્ત ચરતા અહિં, હરિહરાદિક જેમ;
બ્રહ્મર્ષિ પણ જે રીતે, વિહર રામ ! તું તેમ. ૨૯

દુઃખ અનંત જ આ જગે, સુખ તો તૃણલવતુલ્ય;
દુંઃખ અનુબંધે[5] જ્યાં રહ્યાં, તે સુખ છે દુઃખમૂલ. ૩૦

---

૧ અંધારામાં; વિપત્તિમાં. ૨ વિવેકરૂપી સૂર્યનો વિમલ પ્રકાશ. ૩ અજ્ઞાનરૂપી રાત્રિના અંધારાથી થયેલો સંકોચ. ૪ જનરૂપી કમળમાં. ૫ લાગેલાં; સુખની પછવાડે બંધાયલાં.

વિષયોમાં સુખ છે નહિ, વિષયસુખો દુઃખફલ;
સુખમાં તેથી નવ કરો, કદી દૃષ્ટિ અનુકૂલ. ૩૧
વિણઆયાસ અનંત જે, તે પદપ્રાપક જ્ઞાન,
ભૂરિ[1] પ્રયત્ને સાધવું, નરે રામ ધીમાન ! ૩૨
તેજ નરો ઉત્તમ ખરા, સત્પુરુષાર્થનું પાત્ર;
તાપરહિત મન જેમનું, પર પદમાં છે માત્ર. ૩૩
રાજ્યાદિકમાં તોષતા, ભોગલંપટો જેહ;
દુષ્ટબુદ્ધિના જાણવા, અંધદર્દુરા[2] તેહ. ૩૪
પાપી અતિ શઠ તે નરો, આત્મહનન કરનાર;
વૈભોગના ભૂખ્યા અતિ, હિતશત્રુ ભયકાર. ૩૫
મોહે મંથરબુદ્ધિના, પામે વારંવાર;
એક નરકથી અન્યને, ભયથી ભય નિર્વાર. ૩૬
દુર્ગમથી દુર્ગાતરો, દુઃખદુઃખથી આરૂઢ;
દશા રામ ! અતિ દુઃખની, ભોગવતા નર મૂઢ. ૪૭
દશા રામ ! સુખદુઃખની, વીજળીનો ચમકાર;
કરે પરસ્પરનાશને, શ્રેય ન તે કરનાર. ૩૮
વિરક્ત મહામતિના અને, વિવિક્ત તુજસમ જેહ;
ભોગમોક્ષના પાત્ર તે, જાણ સુવંદ્યજ તેહ. ૩૯
વિરાગ ને અભ્યાસથી, આશ્રયી પરમ વિવેક;

૧ ઘણા. ૨ આંધળા દેડકા.

ઘોર નદી સંસાર આ, આપદ[૧] તરવી છેક. ૪૦

વિષમૂર્છાસંમોહની, સંસૃતિમાયામાંહિ;
ઉચિત ન જ્ઞાનીં વિવેકીને, ઉંઘવું લેશ પણ ક્યાંહિ. ૪૧

પામી આ સંસારને, રહે તમાવિણ જેહ,
બળતા ઘરમાં જઇ સૂએ, તૃણસંસ્તરમાં[૨] તેહ. ૪૨

જે પામી ન નિવર્તતા, રહે ન શોચનો પંક[૩];
લભ્ય અવશ્ય જ જ્ઞાનથી, તે પદ છે વિણશંક. ૪૩

અને કદાપિ ન હોય તો, તમને છે શો દોષ;
તત્સંબંધી વિચારથી, કહો મને વિણશોષ. ૪૪

લભ્ય હશે તે જો કદિ, થશો ભલા ઉત્તીર્ણ;
ભવાર્ણવેથી રામ હે ! જન્મમરણ થઇ શીર્ણ. ૪૫

પ્રવૃત્તિ જનની જે સમે, મોક્ષ સાધવા થાય;
તુરત તેહ સમે જ તે, મોક્ષભાગી કહેવાય. ૪૬

વિણવિભ્રમ વિણશંકનું, વિણઅપાયનું[૪] સાવ;
સ્વાસ્થ્ય ત્રિભુવને નહિ, વિના કેવલીભાવ[૫]. ૪૭

વિચારને પામ્યા પછી, આત્મઆપ્તિમાં ક્લેશ;
નથી ઉપજતો સ્હેજ પણ, હે રાઘવ ! નિર્દ્વેષ. ૪૮

ધન મિત્રો ને બાંધવો, કરે ન અહિં ઉપકાર;
(વિ)દેશગમન તેમજ વળી, પ્રણામાદિ આચાર. ૪૯

---

૧ આપત્તિ. ૨ ઘાસની પથારીમાં. ૩ કાદવ. ૪ નાશ વગરનું. ૫ જેમાં વાસના નષ્ટ થઇ છે એવો ભાવ; મોક્ષ.

ઉપવાસાદિક કાયના, ક્લેશો તીર્થનિવાસ;
મોક્ષપથે નથી કામના, હે રાઘવ ! ગતવાસ[1]. ૫૦
દ્વૈતવિરોધી વાસના, કેવળ બ્રહ્માકાર;
થયે સાધ્ય પુરુષાર્થથી, જાણો બેડો પાર. ૫૧
કેવળ માત્ર મનોજયે, પમાય તે પદસાર;
નિઃશંક નર જેથી બની, જાય જ સંસૃતિપાર. ૫૨
વિચાર ને એકાંતથી, નિશ્ચય મન સમજાય;
દુઃખજાળ વિષયો જતા, વિવેક સાધ્ય જો થાય. ૫૩
એ રીતે સ્હેજે મળે, નરને તે સુખકંદ;
પદ ઉત્તમ જેથી સ્ફુરે, વિલક્ષણો આનંદ. ૫૪
બેસી સુખકર આસને, સ્વયં કર્યે જ વિચાર;
પદ પામે શોચે નહિ, જાય જન્મની પાર. ૫૫
સમસ્ત સુખઆસારનો[2], સંતો કહે સીમાન્ત[3];
અનુત્તમા આનંદના, રસો ઝરે જે મહાન્ત; ૫૬
તેથી તે પદને કહે, પરં રસાયન રામ !
મનને મળતો જે થકી, વિલક્ષણો આરામ. ૫૭
સુખ ખરૂં સ્વર્ગે નહિ, નહિ આ લોકે રામ !
ક્ષયરોગી સૌ ભાવ છે, મૃગજળ સર્વ તમામ. ૫૮
તેથી મનોજય ચિંતવો, સાધન શમ સંતોષ;
અનંતસહ સંયોગરૂપ[3], તેથી મળે મહાકોષ[4]. ૫૯

---

૧ જેની વાસના નષ્ટ થઇ છે એવો. ૨ સુખરૂપી વરસાદનો. ૩ અવધિ. ૪ અનંતની સાથે સંયોગરૂપી, એકરસલક્ષણરૂપી. ૫ આનંદરૂપ મહાકોષ.

મનશમનથી ઊઠતું, પ્રાપ્ય પરમ આ સુખ;
મહાયત્નથી મેળવી, ઓલવવી મનભૂખ. ૬૦
રાક્ષસ દાનવ દેવ વા, પુરુષ ગમે તે હોય,
ઉભેલો વા ચાલતો, પડતો, ભમતો તોય; ૬૧
ઉચ્ચ તરૂસુવિવેકનો, શમરૂપ પુષ્પવિકાસ,
પરમસુખફળ મેળવે, મન શમવાથી ખાસ. ૬૨
રસવિણુ રહી વ્યવહારપર, કાર્ય કરે છે નિત્ય;
ત્યાગે નહિ વાંછે નહિ, જ્યમ ગગને આદિત્ય. ૬૩
અતિનિર્મળ અનભીષ્ટ[૧] મન, વિગતભ્રમ શમશાંત;
વાંછે નહિ ત્યાગે નહિ, અનીહ[૨] ને વિશ્રાંત. ૬૪
દ્વારપાળ ગૃહમુક્તિના, યથાક્રમે સુણુ રામ;
એકતમ[૩] આસક્તિથી,[૪] નક્કી થાય છે કામ. ૬૫
દીર્ઘ જ આ તૃષ્ણાતૃષા, મરુભૂમિ સંસાર;
શીતળ ઇન્દુપ્રભાસમી, થતી શમથી નિર્ધાર. ૬૬
શમથી શ્રેય મળે અને, શમ પરપદઆગાર;
શમ શિવ છે શમ શાંતિ છે, શમ છે ભ્રાંતિનિવાર. ૬૭
પ્રશમતૃપ્તનરનું થતું, મન શીતળ ને સ્વચ્છ;
શત્રુ પણુ અરિતા ત્યજી, બને મિત્ર બહુ અચ્છ. ૬૮
હૃદય અલંકૃત જેમનું, શમચંદ્રે મતિમાન !
પરમ શુદ્ધતા તેમની, ક્ષીરસાગરસમ જાણુ. ૬૯

---

૧ અભીષ્ટરહિત; ઇચ્છારહિત. ૨ ક્રિયારહિત. ૩-૪ તે ચારમાંના એક ઉપર આસક્તિ કરવાથી.

હૃદમ્બુજકોશો[1] જેમના, શમામ્બુજકોશવિકાસ[2],
દ્વિહૃત્પદ્મહરિ[3]સમા, તે શમશયના[4]વાસ.[5] ૭૦
મુખેન્દુ[5] નિર્મળ જેમનાં, શમશ્રીથી શોભાય;
વંદ્યકુલીન તે ઇન્દુઓ, શમે જિતેન્દ્રિયકાય[6]. ૭૧
ત્રિભુવનની સૌ લક્ષ્મીઓ, આનંદ ન દે તેમ;
સામ્રાજ્યસંપત્તિસમી, શમવિભૂતિઓ જેમ. ૭૨
દુઃસહ સર્વ દુરાધિઓ, દુઃખ સર્વ પણ તેમ;
શાંતચિત્ત નરમાં શમે, તમસ[7] અર્કમાં[8] જેમ. ૭૩
કૌતુકમય બની પામતું, પ્રસાદ સૌમન જેમ;
શાન્ત સુજનને દેખીને, ન જોઇ શશીને તેમ. ૭૪
સુહૃદભાવ સૌમાં ધરે, ખરો સુજન શમશીલ;
સ્વયં સ્ફુરે શમશાલિમાં, પરમતત્ત્વ વિણઢીલ. ૭૫
પામે પર[9] વિશ્વાસને, મૃદુ[10] વિષમ[11] સૌ ભૂત;
માતાસમ શમશાલિમાં; શમબળ એ અદ્ભુત. ૭૬
નહિ રસાયનપાનથી, નહિ લક્ષ્મીથી તેમ;
મન અંતર સુખ પામતું, શમ સાધ્યાથી જેમ. ૭૭

---

૧ હૃદયકમળના કોષમાં. ૨ શમરૂપી કમળકોષનો વિકાસ. ૩ હરિના હૃદયકમળમાં બ્રહ્માના આસનરૂપી બીજું કમળ પ્રફુલ્લિત હોય છે. જેના હૃદયમાં બે પદ્મ છે એવા હરિસમા. ૪ શમ-શયનમાં જેમનું રહેઠાણ છે એવા. ૫ મુખરૂપી ચંદ્ર. ૬ શમથી જેણે ઇંદ્રિય અને કાય જીત્યાં છે એવા. ૭ અંધારૂં. ૮ સૂર્યમાં. ૯ પરં; પૂર્ણ. ૧૦ કોમળ. ૧૧ ક્રુર કુટિલ આશયવાળાં.

ચલિત આધિ ને વ્યાધિથી, તૃષ્ણાચર્માક્રાન્ત;[1]
મન પ્રશમામૃતસેકથી,[2] આશ્વાસો નિર્ભ્રાંત. ૭૮

શમ શીતલ બુદ્ધિ બન્યે, ખાવ પીઓ જે આંહિ;
અતિ મધુર તે લાગશે, શમવિણ મધુર ન કાંહિ. ૭૯

શમઅમૃતરસરેલમાં, ડુબેલ મનઆનંદ;
માનું અંગો છિન્ન પણ, ઉગાડતો સુખકંદ. ૮૦

નહિ પિશાચ ન રાક્ષસો, ન દૈત્ય અરિઓ લેશ;
વ્યાઘ્ર ભુજંગો ના કરે, શમશાલિનો દ્વેષ. ૮૧

પ્રશમામૃતરૂપવર્મથી, રક્ષિત સર્વશરીર;
દુઃખ ન વેધે તેહને, વજ્રશિલા જ્યમ તીર. ૮૨

રાજા પણ શોભે નહિ, અંતઃપુરમાં તેમ;
સમ[3] નિર્મળ શમશાલિની, સુબુદ્ધિ શોભે જેમ. ૮૩

પ્રિયતમ પ્રાણથી દેખીને, તે તુષ્ટિ નવ થાય;
થાય જ જે શાંતિ અહિં, જોઇ શમાશય[4] રાય. ૮૪

શમશાલી સમવૃત્તિથી, સાધુ વર્તતો ધન્ય;
સ્તુતિપાત્ર થઇ લોકમાં, જાણો જીવતો નાન્ય.[5] ૮૫

સાધુ કર્મ કરે રહી, મનથી અનુદ્ધત શાંત;
અભિનંદે સૌ તેનું તે, ભૂતજાતિ નિર્ભ્રાંત. ૮૬

---

૧ તૃષ્ણા+ચર્મ+આક્રાંત.=તૃષ્ણારૂપી ચામડાની વરતથી ખેંચાયલું.
૨ પ્રશમરૂપી અમૃતના સેકથી. ૩ સમાન. ૪ શમથી ભરપુર જનને. ૭ ન+અન્ય=બીજો નહિ.

સુણી સ્પર્શી ને સાંભળી, સુંઘી ભોગવી સર્વ;
હર્ષે નહિ શોચે નહિ, તેજ શાંત નિર્ગર્વ. ૮૭
ભાવિને કાંક્ષે નહિ, રહે પ્રાપ્તથી તુષ્ટ;
સમો રહે સૌ ભૂતમાં, શાંત જિતેન્દ્રિય હૃષ્ટ. ૮૮
જોતાં નિર્મળ બુદ્ધિથી તલસ્પર્શ કરી રામ;
બહિરંતર સરખી દિસે, કરણી જેની તમામ; ૮૯
નિરાકુળું મન જેહનું, ચંદ્રબિમ્બસમ સ્વચ્છ;
મરણોત્સવ ને યુદ્ધમાં, તે જ શાંત જન અચ્છ. ૯૦
સ્થિત છતાં અસ્થિતસમો, કોપરહિત ગતહર્ષ;
સુપ્તપ્રમ જે સ્વસ્થ છે, તે શમસૂર્યોત્કર્ષ.[1] ૯૧
સુખદ અમૃતસ્યંદસમ,[2] સર્વ જનોપ્રતિ જાય;
દૃષ્ટિસુ જેની પ્રેમની, તેજ શાંત કહેવાય. ૯૨
અંતઃ શીતલ જે બન્યો, ડુબે ન ભાવો[3]માંય;
વ્યવહારી પણ મૂઢ નહિ, શાંત ખરો કહેવાય. ૯૩
દુરંત[4] આપદમાં છતાં, છતાં પ્રલયમાં મહાન;
મન જેનું તુચ્છેહ[5]ના, તેજ શાંત ધીમાન. ૯૪
વ્યવહારો કરતાં છતાં, કલુષિત લેશ ન થાય,
બુદ્ધિ જે નરની અહિં, તેજ શાંત કહેવાય. ૯૫

---

૧ શમરૂપી સૂર્યનો ઉત્કર્ષ. ૨ અમૃતના ઝરણસમાન. ૩ પદાર્થો. ૪ ઘણા ખરાબ પરિણામવાળી. ૫ તુચ્છ ઇચ્છાવાળું.

તપસ્વિમાં, બહુ જાણુમાં[1], યાજકમાં[2], નૃપમાંય;
ગુણાઢ્યમાં, બલવાનમાં, શમવાન જ શોભાય. ૯૬

ઉદય પામતી ચાંદની, શીતરશ્મિથી[3] જેમ;
ઉદય પામતી નિર્વૃતિ, શાંત ચિત્તથી તેમ. ૯૭

સૌ ગુણની અવધિ અને, યત્નભૂષણ એકાંત[4];
શમશ્રીમાન વિરાજતો, ભયસંકટમાં કાંત. ૯૮

## પુષ્પિતાગ્રા વૃત્ત.

શમ અમૃત અહાર્ય[5] આર્યગુપ્ત[6],
પરમ સુસેવ્યો ઘણા મહાનુભાવો;
પરમપદ જ રામ જેમ પામ્યા,
અનુસર તું ક્રમ તેજ સિદ્ધિકાજ. ૯૯



૧ વ્યવહારિક બહુ જાણકારમાં. ૨ યજ્ઞ કરાવનારમાં. ૩ શીતળ કિરણવાળાથી; ચંદ્રથી. ૪ કેવળ. ૫ ચોરી જઇ શકાય નહિ તેવું. ૬ આર્ય પુરુષોથી રક્ષિત.

# સર્ગ ૧૪ મો.*

## ઉત્તમ વિચારની પ્રશંસા.

**શ્રી વસિષ્ઠઃ—**

અમલ પરમ પૂત[1] બુદ્ધિથી, શાસ્ત્રબોધઅનુસાર;
૫ નિત્યશ[2] કારણુજાણુથી[3], કરવો આત્મવિચાર[4]. ૧

---

* ભાવશુદ્ધિ ને શાસ્ત્રથી, સાધુસંગમે જેહ,
વર્ધિત થઇ સંતોષ ને, શમનો હેતુ તેહ, ૧

વિચારને અહિં વર્ણુવે, વિશેષતો મહારાજ !
અવહિત મનથી સાંભળો, મોક્ષમાર્ગનો સાજ. ૨

૧ પવિત્ર. ૨ નિત્ય. ૩ જ્ઞાતાપુરુષથી.
૪ અર્થ શાથી સાધશે, શાથી થાય અનર્થ ? (૧)

ઉપાદેય ને હેય શું ? (૨) સાર જ શું ? શું વ્યર્થ ? (૩) ૧
પ્રમાણુથી તાત્પર્યનો, નિર્ણુય (૪) કરી શોધાય
આત્મતત્ત્વ જે રીતથી (૫), તે વિચાર કહેવાય. ૨

(૧) સ્વાભાવિક પ્રવૃત્તિથી, વિષયધાવને તેમ;
અનર્થ ઉપજતો અહિં, જુએ વિચારે એમ. ૩

પ્રવૃત્તિ શાસ્ત્રીયથી, વિરાગાદિથી તેમ;
બંધાતો પુરુષાર્થ જે, મોક્ષાવહ સુક્ષેમ. ૪

(૨) સ્ત્રીસુત નિજ દેહાદિમાં, તત્ત્વો શાં જ ભરેલ;
સ્વતો બીજપરિણુામથી, વિણ્મુત્રો જ રહેલ. ૫

ઉત્તમપદ બુદ્ધિ જુએ, બની વિચારે તીક્ષ્ણ;
દીર્ઘ જ સંસૃતિરોગનું, ઔષધ એ જ અભીક્ષ્ણ[1]. ૨

---

અશુચિ મંગલહીન જે, દેહ કરી રહે ગેહ;
બ્રહ્મલોકપર્યંતનાં, સુખ અનિત્ય દુઃખદેય. ૬
વિચાર એવિધ કોટિના, ઉપજાવે વૈરાગ્ય;
વળી મુમુક્ષા મનવિષે, નિઃસંશય મહાભાગ્ય ! ૭
(૩) મોક્ષસાધન કર્મ વા, ઉપાસના વા જ્ઞાન;
એક એક જુદાંઽથવા, સાથે મળી મતિમાન. ૮
સાધન જ્ઞાન જ હોય તો, અભિમત કોણ પ્રમાણ ?
વૈશેષિક વા સાંખ્ય વા, કપિલ સુ ગૌતમવાણ ?
કેવળ શ્રૌત પ્રમાણ વા, અભિમત હો નિર્વાણ. ૯
(૪) તાત્પર્ય એ શ્રુતિઓતણું, શેમાં છે નિર્ધાર;
દ્વૈતે કે અદ્વૈતમાં, સનિર્વિશેષાધાર ?
આત્મમાં વાઽનાત્મમાં, વિધવિધ એમ વિચાર, ૧૦
" શ્રવણ " નામથી જાણવા, જેથી મન સમજાય,
અદ્વિતીય ચૈતન્યમાં, શ્રુતિતાત્પર્ય જણાય; ૧૧
(૫) અવધારણ તાત્પર્યનું, થયા છતાં રહે વહેમ;
" થતું હશે પરમાર્થથી, આત્મતત્ત્વમાં એમ ? " ૧૨
તેથી અનુભવનિષ્ઠથી, રત્નપરીક્ષાન્યાય;
જીવેશ્વરજગતત્ત્વને[2], શોધી જુએ જ જણાય ! ૧૩
વિચાર પંચવિધ એ કહ્યા, તેમાંના ત્રણ આદ્ય;
ઉપજાવે સંપત્તિને, જેથી મોક્ષ સંપાદ્ય. ૧૪

---

૧ વારંવાર. ૨ જીવ, ઈશ્વર અને જગતના તત્ત્વને.

અનંત ઇચ્છાપાન[1]નું, આપદ્વન ચોમેર;
વિચારક્રકચે[2] છેદતાં, ઉગે ન લેશ જ ફેર. ૩

નાશાદિક સૌ દુઃખમાં, ભ્રામકસમયે તેમ;
મોહે વ્યાપ્ત કુવેળમાં, ગતિ વિચાર સુક્ષેમ. ૪

ઉપાય જ્ઞાનીને મને, વિચારવિણ નહિ કોય;
અશુભ માત્ર જેથી ત્યજી, શુભ પામે જન સોય. ૫

કાલોચિત સ્ફૂર્તિ ક્રિયા, બલ બુદ્ધિ ને તેજ;
વિચારથી જ ફળતાં સઉ, ધીમંતોને સ્હેજ. ૬

યુક્ત અયુક્ત પ્રકાશતો, મહાન દીપ વિચાર;
સાધક અભિવાંછિતતણો, વિચાર સેવો સ્ફાર[3];
તરવાને સંસારનો, જલધિ જલદ અપાર. ૭

---

પ્રમાણપ્રમેયે જે રહી, અસંભાવના રામ,
દૂર કરે છે અંત્ય બે, વિચાર એ અભિરામ. ૧૫

વિચાર આદ્ય ત્રણ કહ્યા, તે ઉપજે મતિમાન,
ભાગ્યવશાત્ કદિ કદિ, સ્વયમેવ વા જાણ. ૧૬

તોપણ નિજ પ્રત્યયતણો, કરવાને દઢીકાર,
ગુરુશાસ્ત્રવિણ થાય ના, અન્ત્ય બેઉ વિચાર. ૧૭

સાધારણ રીતે કહ્યું, તેથી રામ નિર્ધાર;
ગુરુશાસ્ત્રન બોધથી, કરવો વિમળ વિચાર. ૧૮

૧ ઇચ્છારૂપી પાંદડાં ૨ વિચારરૂપી કરવતથી. ૩ બહોળો, વિશાળ.

મહામોહ હસ્તી કરે, હૃદયકમળનો નાશ;
વિદારતો તે કેસરી, શુદ્ધવિચારપ્રકાશ. ૮

પરપદને પામી ગયા, કાલવશે જે મૂઢ;
તે જ વિચાર પ્રદીપનું, છે વિજૃંભણ[1] ગૂઢ. ૯

રાજ્યો ઉજ્જ્વલ સંપદો, ભોગ મોક્ષ મતિમાન!
વિચારકલ્પતરુતણાં, ફળ રાઘવ! સૌ મહાન. ૧૦

જગે વિવેક વિકાસતી, મહાપુરુષમતિ જાણ;
વિપત્તિમાં ડૂબે નહિ, વારિતુમ્બ[2] પ્રમાણ. ૧૧

શુભ વિચારબળથી કરે, જગમાં જે વ્યવહાર;
પાત્ર થશે તે જન ખરે, ફળનું ઘણા ઉદાર. ૧૨

મૂર્ખહૃદયવનમાં વસે, આશારોધિ કરંજ[3]
અવિચારરૂપી જે ધરે, મંજરીઓ દુઃખગંજ. ૧૩

મદિરામદધર્મી અને, કાજળ જેવી મલિન;
તુજ નિદ્રા અવિચારમય, રાઘવ! થજો વિલીન. ૧૪

જન અતિદીર્ઘ વિપત્તિમાં, વિચારતત્પર રાય!
થાય નિમગ્ન ન મોહમાં, તમમાં[4] સૂર્ય જરાય. ૧૫

માનસ[5] સ્વચ્છ સરોવરે, વિચાર કમળ સુકાંત;
વિકસ્યું જે મતિમાનનું, તે હિમવાન પ્રશાંત. ૧૬

---

૧ બગાસું, પરિણામ. ૨ પાણીમાંનાં તુંબડાં. ૩ એક જાતનું વૃક્ષ. ૪ અંધારામાં. ૫ હિમાલય પર્વતની કુક્ષિમાં પ્રસિદ્ધ માનસ સરોવર છે.

વિચારહીન મતિમંદમાં, ઉદય અશનિ[1]નો થાય;
ચંદ્રસમી સુખવસ્તુથી, યક્ષબાળસમ ન્યાય[2]. ૧૭

નવનવીન વિપત્તિમાં, લતાપ્રતાન[4]વસંત,
વિવેકહીન નરાધમો, દુ:ખભંડાર અનંત. ૧૮
દુરારંભો દુરાધિઓ, જે જે દુષ્ટાચાર;
અંધકાર વેતાલસમ, ઉપજાવે અવિચાર. ૧૯

એકાકી વનતરુસમો, સુકર્મમાં નહિ શક્ત;
અવિચારી નરથી રહો, દૂર રામ ! દિનનક્ત[5]. ૨૦
પૂર્ણ ચંદ્રને જોઇ મન, પરમ પ્રસન્નજ થાય;
આશાના અસ્તિત્વથી, વિવશપણુંજ પમાય. ૨૧
અળગું થતાં મન આશથી, નિજ સુખપદમાં ધાય;

પૂર્ણ ચંદ્રને જોઇ જ્યમ, પૂર્ણ પ્રસન્ન જ થાય. ૨૨
ઉદિત થયે જ વિવેકિતા, દીપે દેહ આ સર્વ;

શીતલતાપૂર જામીં જ્યમ, ચંદ્રપૂર્ણિમાપર્વ. ૨૩

પરમાર્થરૂપી રાજ્યમાં, બુદ્ધિ પતાકા[6] જાણ;
પ્રૌઢ વિચાર જ બુદ્ધિનો, ચામર–ધવલ–સમાન

શોભે છે નરમાં અતિ; ચંદ્ર રાત્રિનો જાણ. ૨૪
જીવો જીવન્મુક્તના, સુવિચારથી અત્યંત;
સર્વે દિશા પ્રકાશતા, ભાસ્કરસમ મતિમંત;

---

૧ વીજળીનો. ૨ શિશુમાં જેમ યક્ષરૂપી ભયનો ઉદય થાય છે તેમ. ૪ લતા ફેલાવવામાં વસંત ઋતુના જેવો. ૫ રાતદિવસ. ૬ વાવટો.

ભવભયતમને[1] તોડતા, વારવાર સહખંત. ૨૫
અવિચારથી સુંદર અતિ, સર્વ જગતના ભાવ;
વિશરણશીલ[2] વિચારથી, નાશ પામતા સાવ. ૨૬
અતિ દુઃખદ નિજ મોહથી, કલ્પેલો ચિરકાળ;
વિલીન થાય વિચારથી, સંસૃતિનો વેતાલ. ૨૭
ભરપટ્ટે સમતા રહે, જગદ્‌વિષયતાહીન;
નિરાપીડ[3] સુખ મન વસે, અનંત નાન્યાધીન.[4] ૨૮
તે સ્થિતિ બ્રહ્માકારની, તે જ કેવલીભાવ;
કલ્પવૃક્ષવિચારનું, તે જાણો ફલ સાવ. ૨૯
નિરતિશય આનંદના, પૂરે થાય છે નષ્ટ;
ચાંચલ્યજનક અજ્ઞતા; અનુભવાય વળી સ્પષ્ટ ૩૦
અચલસ્થિતિ જેનાવડે, આનંદે જ ઉદાર
ઇન્દુશૈત્યસમ જામતું, મનનૈષ્કામ્ય અપાર. ૩૧
વાંછે નહિ ત્યાગે નહિ, કૃતકૃત્ય જ થઇ જેહ;
રહેલ સાધુચિત્તમાં, સુવિચારૌષધિ તેહ[5].
અતિઉત્તમ અચલ સ્થિતિ, તે દે વિણસંદેહ. ૩૨
સુવિચારોદિત જ્ઞાનથી, ચિત્ત નષ્ટ જો થાય;
કેમ કરીને માનવતણો, દેહ ટકે જ જરાય ? ૩૩

---

૧ ભવભયરૂપી અંધારાને. ૨ નાશ પામવાવાળા. ૩ પીડા વગરનું. ૪ ન+ અન્ય+ અધીન=બીજાને અધીન નહિ એવું. ૫ કૃતકૃત્ય થયેલ હોવાથી સાધુ પુરુષ અપ્રાપ્તની વાંછા કરતો નથી અને મળેલી વસ્તુને અપ્રિય માની ત્યજવાની ઇચ્છા કરતો નથી. કારણ કે પોતાના ચિત્તમાં શુભ વિચારરૂપી ઔષધિ રહેલી છે.

નષ્ટ ભાવ નથી પામતું, જો કહેતા હો એમ;
પૂર્વસમો વિક્ષેપનો, સમૂહ પ્રગટશે ક્ષેમ. ૩૪
એવિધ શંકાને નથી, અહિં અવકાશ જ લેશ;
ભર્જિત[1] બીજનો આ વિષે, છે દૃષ્ટાંત જ બેશ. ૩૫
બીજાભાસ રહેવા છતાં, નથી અંકુરે શક્ત
ચિત્તસુ ભર્જિતબીજસમ, પદઅવલંબી[2] વિરક્ત. ૩૬
આભાસે રહેવા છતાં, બીજ વાસનાજાળ;
વિયત[3]સમી વિસ્તીર્ણ થઈ, ત્યજતી નિજ જંજાળ. ૩૭
તો પણ નષ્ટ થતી જ ના, સુદૃઢ વિષયસંસ્કાર;
તેથી જગવિષયો જુએ, બની ચિત્ત ઉદાર. ૩૮
સાક્ષી દીપસમું રહી, ધરતું ઔદાસીન્ય;
ભોગવતું વિષયો, ત્યજી દ્વેષરાગમાલિન્ય. ૩૯
રાગીપણાની બુદ્ધિથી, પરોવતું નહિ લેશ
મનને વિષયાભોગમાં; ભોગવતું નહિ ક્લેશ. ૪૦
એ નહિ શાંતિ સુષુપ્તની, નહિ અંતરમાં સ્થાન
સ્વપ્નાલુસમ જાણવું, વાસનમય મતિમાન !
આસક્તિ નહિ બાહ્યમાં, જાગ્રતમૂઢસમાન. ૪૧
ધારે નહિં નૈષ્કર્મ્યને, ન કર્મમાં ગુલતાન;
ઉપેક્ષતો ગતવસ્તુને, ધરે આત્મમાં માન. ૪૨
ક્ષુબ્ધ નહિ અક્ષુબ્ધ ના, અર્ણવ-પૂર્ણ-સમાન;

૧ શેકેલા. ૨ પરમપદને અવલંબન કરનારું વિરક્ત હોય છે. બીજાભાસ રહેવા છતાં વાસનારૂપી અંકુર ઉપજાવી શકતું નથી. ૩ આકાશ.

પૂર્ણ મનવડે યોગીઓ, મહાશયો મતિમાન ! ૪૩
તે ધીરો જગમાં રહી, ઇષ્ટસમયપર્યંત;
સ્વેચ્છાએ ત્યજી દેહને, પામે મોક્ષ અનંત. ૪૪
આપદમાં પણ ચિંતવે, પ્રયત્નથી સુધીધાર;
"કોણ હું ? કોનો વળી, દિસતો આ સંસાર ? "
નાશ થવા સંસારનો, એજ છે પ્રતીકાર[1]. ૪૫
સફલ અફલ સૌ નિર્ણયો, નર જાણે હે રામ !
કાર્યભીડસંદેહમાં[2], વિચારથી જ નિષ્કામ. ૪૬
પૌરુષસાધનકારણો, વેદ અને વેદાંત;
નિર્ણય તેના તત્ત્વનો, થાય વિચારે કાંત;
વસ્તુસુનિર્ણય રાત્રિમાં, જ્યમ દીપથી નિર્ભ્રાંત. ૪૭
વિચારનેત્ર ચારુ[3] અતિ, થતું ન તમમાં[4] નષ્ટ;
રહે અપ્રતિહત તેજમાં, જુએ દૂર પણ સ્પષ્ટ. ૪૮
વિવેકાંધ જન્માંધ છે, સર્વશોચ્ય દુર્બિય;
દિવ્ય જ ચક્ષુ વિવેકીનું, કરે સર્વ સ્વકીય. ૪૯
પરમાત્મારૂપ માન્ય જે, મહાનંદ દેનાર;
ક્ષણ પણ ત્યજશો ના તમે, વિચાર–શુભ ચમકાર[5]. ૫૦
પરિપકવ ફલ આમ્રનું[6], રુચે સર્વને જેમ;
પરિપકવ[7]સુવિચારનર, રુચે સર્વને તેમ. ૫૧

---

૧ ઉપાય. ૨ કોઇ જરૂરી કાર્યમાં તે કરવું કે ન કરવું એવો સંદેહ ઉપજે તેવે સમયે. ૩ અતિ સુંદર. ૪ અંધારામાં. ૫ ચમક; ચમત્કાર. ૬ આંબાનું. ૭ પરિપકવ સુવિચાર કરવાવાળો પુરુષ.

અધ્વગતિ સૌ જાણતા, શુભમતિ કાંતવિચાર;
નાનાવિધ દુ:ખગર્તમાં, ડુબે ન વારંવાર. ૫૨

શતાનર્થ[1] જર્જર[2] અને, રોગી રડે નહિ તેમ;
નષ્ટાત્મા અવિચારથી, અજ્ઞ રડે છે જેમ.[3] ૫૩

વરજો કર્દમભેકતા[4], વરજો મલકીટત્વ[5];
વરજો અંધઅહિત્વ[6] પણ, કદિ ન નરમૂઢત્વ. ૫૪

સર્વ અનર્થાવાસ[7] નિજ, સર્વ સાધુધિક્કાર;
અવધિ સૌ દુસ્થિતિતણી, ત્યજો તમે અવિચાર. ૫૫

વિચારયુત રહેવું સદા, મહાત્માનરને યુક્ત;
અંધકૂપે[8] જ પડેલ ને, અવલંબન એ સૂક્ત[9]. ૫૬

પોતે પોતાથી કરી, મનમૃગને સુસ્થિર;
સંસૃતિમોહસમુદ્રથી, ઉદ્ધારો બની ધીર. ૫૭

હું કવણ ? કયમ ઉપજ્યો, દોષ જ આ સંસાર ?
જુએ એમ ન્યાયે કરી, તેને કહે જ વિચાર. ૫૮

મોહાન્ધે ઘનગાઢ ને, કેવળ દુ:ખપરિમાણ;
દુર્મતિ ને અવિચારીનું, હૃદય શિલાનું જાણ. ૫૯

---

૧ સેંકડો અનર્થ જેને ઉપજ્યા છે એવો. ૨ જર્જર થએલ. ૩ શારીરિક અને માનસિક દુ:ખોકરતાં અવિચારથી આત્માનું તિરોધાન જેને થયું છે એવા અજ્ઞાનીનું દુ:ખ વિશેષ છે. ૪ કાદવમાં દેડકાપણું. ૫ નરકમાં કીડાપણું. ૬ આંધળા સાપનો જન્મ. ૭ સર્વ અનર્થનું રહેઠાણ. ૮ સંસારરૂપી અંધારા કુવામાં. ૯ વિચાર એ અવલંબન છે, એમ સારી રીતે કહેલ છે.

ઉપાદેય ને હેયની, દૃષ્ટિવાનને રાય !
વિચારવિણ કો વાતનું, જ્ઞાત તત્ત્વ ના થાય. ૬૦

તત્ત્વ પમાય વિચારથી, તત્ત્વથી છે વિશ્રામ;
દુઃખક્ષય વિશ્રામથી, મનમાં પૂર્ણ વિરામ. ૬૧

### દ્રુતવિલંબિત વૃત્ત.

સફલતા થતી છે અહિં કર્મની,
પ્રકટતા વળી સપ્તમ ભૂમિની,
સ્ફુટ વિચારબલેજ; વિચારમાં,
રુચિ થજો તમને શમવાનને. ૬૨

---

## સર્ગ ૧૫ મો.*

### સંતોષનું મહત્ત્વ.

**શ્રી વસિષ્ઠઃ—**

પરમ શ્રેય સંતોષ જે, તેજ સુખ કહેવાય;
પરમ વિશ્રાંતિ પામતો, સંતુષ્ટ જ હે રાય. ૧
સંતોષ જ ઐશ્વર્ય છે, સાચું સુખ છે તેહ.
ચિત્તે ચિરવિશ્રાંતનું, જાણો વિણુસંદેહ. ૨
ચક્રવર્તીનું રાજ્ય પણ, જીરણ તરણ લ્હેવાય;
તે નરને જે શાંતિથી, સંતોષે રહે રાય. ૩

---

* કલ્પવૃક્ષ વૈરાગ્યની, સુખ શીતળ જે છાય;
દ્વારપાળ ત્રીજો અહીં, સંતોષજ વર્ણાય. ૧

સંતોષામૃતપાનથી, શાંતપ્રમન શુભ;
ભોગસંપદો લાગતી, વિષમ વિષસમ અતુલ. ૪

અમૃતરસની વીચિઓ[1], સુખ આપે નહિ તેમ;
અતિ મધુર આસ્વાદનો[2], દોષદાહી આ[3] જેમ. ૫

વાંછે નહિ અપ્રાપ્તને, તે જ ખરો સંતુષ્ટ;
હર્ષશોકદષ્ટિવનો, મનસમતાથી પુષ્ટ. ૬

મનકયારાથી વિસ્તરે, દુઃખવેલીરૂપ દોષ;
જ્યાંસુધી મન પોતાવિષે, પામે નહિ સંતોષ. ૭

શાન્ત ચિત્ત સંતોષથી, પામે વિપુલ વિકાસ;
શુભ વિજ્ઞાનની દૃષ્ટિથી, જ્યમ રવિઅંબુજહાસ. ૮

ચિત્ત વિવશ જે આશથી, વિણસંતોષે મ્લાન;
પ્રતિબિમ્બે નહિ લેશ ત્યાં, મુકુરે મુખ[5]સમ જ્ઞાન. ૯

ઉદિત નિત્ય જેનો થયો, ભાસ્કર[6] આ સંતોષ;
પામે નહિ સંકોચને, તે નરઅંબુજકોશ[7]. ૧૦

તમો[8]રૂપ ઘનરાત્રિથી, આધિવ્યાધિનિર્મુક્ત;
નિષ્કિંચન હોવા છતાં, રહેતો તે સંયુક્ત ૧૧

---

૧ મોજાં. ૨ આસ્વાદવાળો. ૩ સંતોષ. ૪ જેમ રવિથી કમ વિકાસ પામે છે તેમ. ૫ જેમ મ્લાનદર્પણમાં મુખનું પ્રતિબિમ્બ પ નહિ તેમ મ્લાનચિત્તમાં જ્ઞાનનું પ્રતિબિમ્બ પડતું નથી. ૬ : સંતોષરૂપ સૂર્ય. ૭ તે નરનો કમલકોષ. ૮ અજ્ઞાન.

ધનસુખથી સામાન્યના; યથા ક્રમે સંપ્રાપ્ત
ભોગવતો; નહિ વાંછતો, પદાર્થ જે અપ્રાપ્ત. ૧૨
જગઆનંદક તે બને, શુદ્ધ સમ્યગાચાર[1];
તે સંતુષ્ટ ખરો કહ્યો, તેનો જયજયકાર. ૧૩
પરમ તૃપ્ત સંતોષથી, પૂર્ણચિત્ત જે મહાન;
તેમુખ લક્ષ્મી વિરાજતી, જ્યમ શુદ્ધ સાગરઆન[2]. ૧૪
પૂરી પૂર્ણતા આશ્રયી, નિજાત્મમાં સ્વયમત્ર[3];
પૌરુષેય પ્રયત્નથી, ત્યજ તૃષ્ણા સર્વત્ર. ૧૫
સંતોષામૃતપૂર્ણનર, શાન્તધી ધરી ધૈર્ય;
શીતઅંશુસમ પામતો, શાશ્વતનું સુસ્થૈર્ય. ૧૬
સંતોષે મન-પુષ્ટ-ની, મહર્દ્ધિઓ બની દાસ:
સન્મુખ થઇ રહે કિંકરો, જ્યમ રાજાની પાસ. ૧૭
બન્યે સ્વસ્થ સંતુષ્ટનર, અવલંબી નિજમૂળ;
ઝટ શમે સૌ આધિઓ, પ્રાવૃટ્માં[4] જ્યમ ધૂળ. ૧૮
શુદ્ધ શીતળ વૃત્તિથી, કલંકથી પરિભિન્ન;[5]
પૂર્ણચંદ્રસમ ભાસતો, પુરુષ નિત્ય અખિન્ન. ૧૯
સમતાસુંદર વક્ત્રને, જોઇ પુરુષનું જેમ;
પામે જન સંતોષને, ન ધનસંચયથી તેમ. ૨૦

---

૧ સારા આચારવાળો. ૨ જેમ શુદ્ધ સાગરને મુખ વિરાજે તેમ. ૩ પોતે પોતાની મેળે આ જગતમાં. ૪ વર્ષામાં. ૫ અમાવાસ્યાએ કલંકથી ભિન્ન નહિ જણાયાથી ચંદ્ર કલંકમગ્નજેવો થાય છે ને

## દ્રુતવિલંબિત વૃત્ત.

સુગુણીજનાભિમતા સમતાવડે[1],
પુરુષરાજ અલંકૃત જે અહિં;
અમર તે નર ને પ્રણુમે[2] સુરા[3]
વળી મહામુનિઓ રઘુનંદના[4] ! ૨૧



સૂર્યના સંનિધાનને લીધે શીતળવૃત્તિથી રહેતો નથી તેજ ચંદ્ર પૂર્ણિમાએ કલાના પૂર્ણપણાથી અને કલંકપણું નષ્ટપ્રાય થવાથી તેનાથી વિવિક્ત શુદ્ધવૃત્તિથી જણાય છે, તેમ પુરુષ પણ અસંતોષમાં મોહકલંકમગ્નજેવો અને તાપત્રયથી દહ્યમાનજેવો જણાય છે અને સંતોષરૂપ અમૃતકલાથી પૂર્ણ થાય છે ત્યારે અજ્ઞાનરૂપ કલંકના સાક્ષીરૂપે રહેવાથી તેનાથી અસંસ્પૃષ્ટ સ્વાત્મસુખની શીતળ વૃત્તિથી પ્રકાશે છે.

૧ ગુણીજનને વ્હાલી-પ્રિય એવી સમતાવડે. ૨ પ્રણામ કરે. ૩ દેવો. ૪ હે રઘુનંદન !

## સર્ગ ૧૬ મો.*

### સત્સંગનું વર્ણન.

**શ્રીરામઃ—**

તરવાને સંસારને, વિશેષતો મહાભાગ્ય !
ઉપકારક અહિં સાધુનો, સાધુસંગ સહરાગ. ૧

સાધુસંગતરુથી થતું, શુભ્ર જ પુષ્પ વિવેક;
તે રક્ષે જે મહાધિઓ, તે ફળ[1]ભાજન[2] એક[3]. ૨

શૂન્ય બને છે પૂર્ણ ને, મૃતિ[4] ઉત્સવસમ થાય;
વિદ્‌જજનના સંગમાં, આપદ્ સુખ સમજાય. ૩

દુઃખરૂપ કમળોતણો, હિમરૂપ આ સત્સંગ;
મરુત[5] મોહઆકળતણો, કરે ભયાનક ભંગ;
જિતે એક જગમાં અહિં, સાધુ સાધુનો સંગ. ૪

શાતક[6] તરુ અજ્ઞાનનો, બુદ્ધિવર્ધક[7] અપાર;
સમૂલનાશક આધિનો[8], સાધુસમાગમસાર. ૫

મનોહારી ઉજ્જ્વલ ઘણો, પરમ જ દીપ વિવેક;
પ્રકાશતો બહુ તેજથી, સાધુસંગથી એક. ૬

---

* દ્વારપાળ ચોથો અહિં, સાધુસંગ વર્ણાય;
સેવાથી પણ એકની, મોક્ષ ફલિત અહિં થાય. ૧

૧ મોક્ષરૂપી ફળના. ૨ પાત્ર. ૩ એકલા. ૪ મરણ. ૫ વાયુ. ૬ કાપનાર; નાશ કરનાર ૭ બુદ્ધિ વધારનાર. ૮ ચિંતાનો.

પાણીથી જ્યમ બાગમાં, બહુ પ્રકટે ફલફૂલ;
ઉજ્જવલ ને સોહામણાં, હૃદયંગમ[1] અનુકૂલ. ૭

નિરાબાધ[2] નિરપાય[3]ને, વધ્યે જાય જે નિત્ય;
વૈભવ સાધુસંગના, નિવૃત્તિસુખ દે ચિત્ત. ૮

હોય વિવશતા કર્મથી, દશા કષ્ટતર હોય;
લેશ ન ત્યજવો માનવે, સાધુસમાગમ તોય. ૯

સાધુસમાગમ લોકમાં, પ્રકાશતો આચાર[4];
જ્ઞાનાદિત્ય પ્રકાશથી, હરે હૃદયઅંધાર. ૧૦

ગંગા સાધુસંગતિ, બહુ શીતળ ને સ્વચ્છ;
ન્હાતો રહે જે તેહમાં, બની રહે બહુ અચ્છ. ૧૧

જ્ઞાનગુણો વસવા થકી; તેને નહિ પછી કામ
દાનતીર્થતપયજ્ઞનું, જાણો હે નિષ્કામ. ૧૨

સંશયરહિત નીરાગ ને, ગલિતગ્રંથિના[5] સંત;
મળ્યા અનઘ હે રામ ! જો, તો તો પછી ના ખંત
સંગ્રહમાં તપતીર્થના, ધરવી કદિ ધીમંત. ૧૩

પ્રેક્ષણીય મણિઓ સદા, દરિદ્રને છે જેમ;
કરવાં દર્શન સાધુનાં, પરમ પ્રયત્ને તેમ;
ધન્ય જ જે વિશ્રામથી, પામ્યા મનનું ક્ષેમ. ૧૪

---

૧ હૃદયને ગમનાર. ૨ બાધ વગરની. ૩ નાશ વગરની. ૪ સદાચાર; શુભ આચાર. ૫ હૃદયની ગાંઠો જેની ગલિત થઇ ગઇ છે એવા.

લક્ષ્મી અપ્સરવૃંદમાં[1], શોભી સદા રહે જેમ;
સંતસમાગમથી થતા, સૌંદર્યે પણ તેમ
મતિ ઝળકે ધીમંતની, જેમ રત્ન ને હેમ. ૧૫
ધન્ય નરો જે ના ત્યજે, સાધુસમાગમ લેશ;
શિરમુકુટ તેણે ધર્યો, બ્રહ્મપદે નિઃશેષ. ૧૬
છિન્નગ્રંથિના સાધુઓ, સૌસંમત મહાભાવ !
સેવો સર્વ ઉપાયથી, ભવઅમ્બુધના[2] નાવ. ૧૭
નરકઅનલના[3] વારિદો[4], સંત ખરા સુખદાય;
તેઓને જે જન જુએ, અનાદરે હે રાય !
સૂકાં બને તે ઇંધણાં, નરકઅગ્નિ જે ખાય. ૧૮
મરણદુઃખદરિદ્રતા—આદિક ભ્રમ નિઃશેષ;
શમતા છે અહિં ઔષધે, સાધુસંગમે બેશ. ૧૯
સાધુસંગ સંતોષ ને, શમબલ ને સુવિચાર;
તરવાને ભવઅંબુધિ, ઉપાય શુભ છે ચાર. ૨૦
પરમ લાભ સંતોષ છે, પરમ ગતિ સત્સંગ;
પરમ જ્ઞાન વિચાર છે, પરમ સુખ શમ અંગ. ૨૧
ભવભેદનના જે ભણ્યા, ઉપાય નિર્મળ ચાર;
મોહે પૂર્ણ ભવાબ્ધિ તે, સ્હેજે ઉતર્યા પાર. ૨૨
તેમાંના પણ એકનો, થાય જ જો અભ્યાસ;
અભ્યસિત થઇ જાય છે, ઇતર સર્વ પણ ખાસ. ૨૩

---

૧ સમૂહમાં. ૨ ભવસાગરના. ૩ નરકરૂપ અગ્નિનાં. ૪ પાણીનાં વાદળાં. નરકરૂપી અગ્નિને ઓલવનાર મેઘનાં વાદળાંરૂપ પાણી.

એક એક પણ સર્વ એ, ત્રણ બીજા જાણનાર;
આશ્રય યત્ને એકનો, કરજો સૌ નરનાર;
સિદ્ધિકાજ એ સર્વની, તરવાને સંસાર. ૨૪

શમથી શાંત સમુદ્રમાં, સાવધાન જયમ વહાણ
ઠરે ફરે શમશાલિમાં, તે રીતે નિર્વાણ[1]
સંતસંગ સંતોષ ને, વિચાર શુભ મતિમાન ! ૨૫

સંપાદો નહિ જ્યાંસુધી, ઉપર્યુક્ત[2] ગુણ એક;
નથી ઉપાય તરવાતણો, મેળવો જ્ઞાન વિવેક. ૨૬

દેવ યક્ષ વા વૃક્ષ વા, પુરુષ ગમે તે થાય;
મળે ન તેને કો સ્થલે, કોઇ જ અન્ય ઉપાય. ૨૭

ફલદ એક પણ જો બને, ગુણબલથી બલવાન;
ક્ષય પામે દોષો સભી, ઝટ મનના મતિમાન ! ૧૮

ગુણબલથી વધતા ગુણો, દોષવિજય કરનાર;
દોષબલે દોષો વધે, ગુણને જે હરનાર. ૨૯

આ મનમોહવને મહા, નદી વેગિની નિત્ય;
શુભઅશુભતટવાસના[3], વહે જંતુ–સૌ–ચિત્ત. ૩૦

નાખો તેને જે તટે, નિજ પ્રયત્ને હામ;
નિશ્ચય વહેશે તે તટે, કરો યથેચ્છ જ રામ ! ૩૧

---

૧ નક્કી. ૨ ઉપર કહેલમાંથી એક ગુણ. ૩ શુભ અને અશુભ એવાં બે તટવાળી વાસનારૂપ નદી.

**દ્રુતવિલંબિત વૃત્ત.**

મનવને પુરુષાર્થજવે[1] નર્યે;
શુભતટે જ જતી ક્રમથી કર્યે;
વરમતે[2] ! નિજ[3]ભાવમહાનદી,
નવ વહે અશુભે પછી રે ! કદી. ૩૨

---

# સર્ગ ૧૭ મો.*

## ગ્રંથનાં પ્રકરણો ને વિષયોનું વર્ણન.

**શ્રીવસિષ્ઠઃ—**

અંતર્વિવેકી એ રીતે, થતો યોગ્ય ને મહાન;
જ્ઞાનગિર[1] સુણવા અહિં, નૃપ જ્યમ નય[2]ની વાણ. ૧
જડસંગથી ઉજ્ઝિત થયો, મહાશય જે અવદાત[3];
યોગ્ય જ શુદ્ધ વિચારને, બનતો તે ભલીભાત. ૨

---

૧ નર્યા પુરુષાર્થબલના વેગે મનરૂપી વનમાં. ૨ હે ઉત્તમ બુદ્ધિવાળા (રામ). ૩ પોતાની વાસનારૂપી. નર્યા પુરુષાર્થબળના વેગે મનરૂપી વનમાં પોતાની વાસનારૂપી મહાનદીને ક્રમથી શુભતટે જ જનારી કરવાથી હે ઉત્તમબુદ્ધિવાળા રામ ! તે ફરીથી કદિ અશુભતટતરફ વહેતી નથી.

* કહેવાશે આ સર્ગમાં, હે રાઘવ ! મહાભાગ્ય;
શ્લોકનીં સંખ્યા ગ્રંથના, પ્રકરણક્રમથી ભાગ. ૧
વર્ણનીય વિષયો ગુણો, ભિન્ન ભિન્ન વર્ણાય;
રસસહિત સુણવા થકી, મોક્ષાકુલ મન થાય. ૨

૧ જ્ઞાનની વાણી. ૨ નીતિશાસ્ત્ર. ૩ નિર્મળ.

બનતું નભ જ્યમ નિર્મળું, શરદઇન્દુને ભોગ્ય;
જળસંગથી ઉજ્ઝિત થઈ, મતિ બને ત્યમ યોગ્ય. ૩

અખંડ આ ગુણ લક્ષ્મીથી, રામ ! જ તું ભરપૂર;
મનોમોહહર વાક્ય આ, વક્ષ્યમાણ[1] સુણ શૂર. ૪

પુણ્યકલ્પતરુ જેહનું, મુક્તિકાજ તૈયાર,
ફળભારે આનત[2] બની, રહ્યું હોય સંસાર; ૫

ઉદ્યમ સુણવા જ્ઞાન આ, આત્માનું નિર્ધાર,
સૂઝે તે નરને અહિં, નિઃસંશય નિર્વાર[3]. ૬

વાણી પવિત્ર ઉદાર જે, પરમ બોધની ખાણ;
ભવ્ય જ ભાજન તેહનું, અધમ કદિ ના જાણ. ૭

ઉક્ત ગુણોના ભવ્યમાં[4], થવા જ નિજ કલ્યાણ;
પ્રસરે બોધક સ્હેલથી, મુજ સદૃશની વાણ. ૮

મોક્ષઉપાય એ નામની, સુસંહિતા આ સાર;
ફળે મોક્ષ, જાણ્યા થકી, શ્લોક બત્રીશ હજાર. ૯

જ્વલિત[5] દીપ વિનિદ્રને[6], ઇચ્છાવિણુ આલોક[7]
પ્રકટાવે જ્યમ તે રીતે, ઇચ્છાવિણુ આ શ્લોક ૧૦

સ્વયં જ્ઞાત[8] શ્રુત[9] વા થતાં[10], ભ્રાંતિશાંતિ ને સૌખ્ય
પરમ જ દે ગંગાસમું, આહરીને ઝટ દૌખ્ય. ૧૧

---

૧ હું જે કહેનાર છું તે. ૨ નમેલું. ૩ અટકાવી ન શકાય એવી રીતે. ૪ ભવ્ય જનમાં. ૫ બળતો. ૬ જાગતાને. ૭ તેજનો વા જ્ઞાનનો પ્રકાશ. ૮ જાતે જાણેલા. ૯ સાંભળેલા.

અવલોકનથી રજ્જુમાં, અહિ[1]ભ્રાંતિ જ્યમ જાય;
જોવાથી ત્યમ શાસ્ત્ર આ, સંસૃતિદુઃખ વિલાય. ૧૨

ભિન્ન ભિન્ન કલ્પ્યાં અહિં, પ્રકરણ ષડ્ મતિમાન !
રહ્યા વાકયમાં અર્થ જ્યાં, યુક્તિયુક્ત ને મહાન,
સૂક્ત[2] વળી દૃષ્ટાંતથી, બન્યાં શ્રેષ્ઠ ધીમાન. ૧૩

"વૈરાગ્ય" નામે જ અહિં, પ્રકરણ પ્રથમ સુજાણ !
વિરાગ વધે છે જેહથી, મરુતરુસેકસમાન[3]. ૧૪

સાર્ધસહસ્ર[4]શ્લોકનું, પ્રકરણ આ ધરો ધીર;
વિચારતાં બહુ શોધીને, સ્વયં હૃદયને વીર ! ૧૫

ઉંડે શુદ્ધતા સાત્ત્વિકી, પ્રકટી આત્મપ્રકાશ;
મલમાર્જિત જ્યમ હેમનો, થાય પ્રકાશવિકાસ. ૧૬

દ્વિતીય પ્રકરણ તે પછી, "મુમુક્ષુ વ્યવહાર;"
યુક્તિગ્રથિત સુંદર અતિ, શ્લોકે પૂર્ણ હજાર; ૧૭

મુમુક્ષુનરઅધિકારનો, સ્વભાવ જ્યાં વર્ણાય.
પ્રકરણ "ઉત્પત્તિ" પછી, સૂક્તરસે કહેવાય, ૧૮

ગ્રથી ઘણી આખ્યાયિકા, શ્લોકે સાતહજાર,
પ્રતિપાદક વિજ્ઞાનના, જેહ કર્યા નિર્ધાર. ૧૯

ઉપજ્યાવિણ ઉપજ્યાસમી, "હું" "તું" એ રૂપવાન;
દ્રષ્ટૃદશ્યની જાગતી[5], શોભાનું અહિં ખ્યાન. ૨૦

૧ સર્પની. ૨ આખ્યાયિકાઓ. ૩ સૂકા દેશનાં ઝાડને પાણીના સિંચનસમાન (વૈરાગ્ય). ૪ પંદરસેં. ૫ જગતસંબંધી.

"જગ અખિલ નિજ અંતરે, જણાય મુજને" એમ;
નક્કી બોધ ઉપજી જતો, સુણવાથી આ ક્ષેમ. ૨૧
"હું" "તું"ના ભેદેભર્યું, જગ આ સહુવિસ્તાર;
આકાશલોકનગ[1]રૂપી, ગ્રહે પિંડ[2] નિઃસાર. ૨૨
પિંડગ્રહથી મુક્ત એ, શોધી જોતાં સાર;
નથી નગ, ભીંતો ને નથી, ભૂતપંચનો તાર. ૨૩
નિપજેલું સંકલ્પથી, સ્વપ્ન જ ભાસસમાન;
મનોરાજ્ય ગંધર્વનું, પ્રસરેલું જ સુજાણ. ૨૪
અર્થશૂન્ય ઉપલંભનો[3], વ્યર્થ સર્વ દેખાવ;
દ્વિચંદ્રવિભ્રમના સમા[4], જ્યાં આભાસો સાવ. ૨૫
જણાય જ્યમ જળઝાંઝવાં, નૌયાને[5] જ્યમ લોલ
વૃક્ષશૈલ પૃથ્વીતણા; તેવો આ જગતોલ. ૨૬
સત્યલાભ જ્યાં છે નહિ, જ્યાં ભ્રમ ચિત્તપિશાચ
બીજવિના ભાસી રહ્યો, તે આ જગનો નાચ. ૨૭
મુક્તાહાર આકાશનો, કહેલ કથાપ્રતિભાસ;
સુવર્ણનું કટકત્વ[6] ને, જળતરંગપ્રકાશ. ૨૮
અસત છતાં ઉઠતું સદા, જેમ નભે[7] નીલત્વ[8];
ઉઠ્યું તે આ રીતથી, શોધી જુએ ચિત્તત્વ. ૨૯

૧ આકાશ, લોક, પર્વતરૂપી. ૨ શરીરરૂપી પિંડને. ૩ પ્રાપ્તિઓ. ૪ બે ચંદ્ર દેખાવાની ભ્રાંતિના જેવા. ૫ વહાણમાં જતાં. ૬ સુવર્ણમાં જેમ કડાનું રૂપ. ૭ આકાશમાં. ૮ આસમાનીપણું.

ચીતરનારો છે નહિ, નથી ભીંત નથી રંગ;
ચિરભાસુર[1] ને સુંદરો, ચિત્રજગતનો સંગ. ૩૦
વન્હિરહિત ચિત્રાનલો[2], ધરે વન્હિને જેમ;
"જગત" શબ્દરૂપાર્થને[3], ધરે અસત આ તેમ. ૩૧
ઉત્પલઆલિ[4] તરંગની, દષ્ટનૃત્યઉત્થાન[5],
ભ્રષ્ટનષ્ટ વન ગ્રીષ્મનું, શુષ્ક શીર્ણ જ્યાં પાન. ૩૨
ચક્રવાકચીત્કારને, સુણી સૂતેલો જેમ;
જુએ સરોવર સ્વપ્નમાં, જગ ઉઠયું આ તેમ; ૩૩
મરણોન્મુખજનચિત્તસમ, શૈલગુહાઅંધાર;[6]
ઘનતમકલ્પિતનૃત્યસમ[7], સમ ઉન્મત્તાચાર[8]. ૩૪
સ્તંભ ભીંતમાં જે રીતે, ઉદિત થાય છે ચિત્ર,
આલેખનથી, તે રીતે, જગ હે રામ! પવિત્ર. ૩૫
ચેતનવતી ચેતનવની, સર્વ વસ્તુની રામ!
પ્રતિમાઓ જ્યમ પંકથી, રચિતજ થાય તમામ. ૩૬
શરદમ્બર[9] વિજ્ઞાનનું, શાન્તાજ્ઞાનનીહાર[10];
જગ રચિત છે ચિત્રસમ, એમજ અહિં નિર્ધાર. ૩૭

૧ લાંબોકાળ ચાલશે એવો ભાસ કરનાર. ૨ ચિત્રમાં આલેખાયલો અગ્નિ. ૩ જગતનો શબ્દાર્થ "જાય છે તે જગત" તેને. ૪ તરંગના કમળની હાર. માળા. ૫ પહેલાં જોયેલા નૃત્યનું ઉત્થાન. ૬ પર્વતની ગુફાની પેઠે ઘોર અંધારાથી ભરપૂર. ૭ ઘાટા અંધારામાં કલ્પિત નૃત્યના જેવું. ૮ ઉન્મત્ત+આચાર=ઉન્મત્તની ચેષ્ટાજેવું. ૯ શરદના આકાશ જેવું. ૧૦ અજ્ઞાનરૂપી ધુમસ જેનું શાંત થયું છે એવું.

કલ્પ્યું છે ચોથું પછી, "સ્થિતિ પ્રકરણ" શુભ નામ;
વ્યાખ્યાનો આખ્યાયિકા, એથી ભરેલ તમામ. ૩૮
દ્રષ્ટૃદશ્યક્રમનો કરી, પરબ્રહ્મ સ્વીકાર,
જગદ્ભાવરૂપે અને, હંભાવે[1] નિર્ધાર, ૩૯
ભોક્તૃભોગ્યના લક્ષણે, પામે છે પરિણામ;
એ રીતે સ્થિતિ છે કહી, આ જગની નિષ્કામ! ૪૦
દશદિગ્મંડળ વિસ્તરી, ભાસુર[2] ભ્રમ આ જાગ[3];
ચિરવૃદ્ધિંગત જે રીતે, થયો અહિં મહાભાગ્ય! ૪૧
અહંભાવરૂપની સ્થિતિ, પામ્યું જગ શે આમ?
ત્રણ હજાર શ્લોકે કરી, અહિં કહેવાશે રામ! ૪૨
પ્રકરણ પંચમ તે પછી, "ઉપશમ" એ શુભ નામ,
યુક્તિયુક્ત સુંદર અતિ, પરમપવિત્ર તમામ; ૪૩
પંચસહસ્રશ્લોકે ભર્યું, કહે શમતો આ રીત;
ઊઠેલો ભ્રમ જાગતો,[4] હુંતુંમયો જનચિત્ત. ૪૪
ઉપદેશો એ ભ્રાંતિને, શમાવનારા રામ!
લોકસુસંગ્રહથી[5] કરે, અહિં મનને આરામ. ૪૫
પ્રકરણ આ ઉપશાંતિનું, સુણવાથી સંસાર
કિંચિલ્લભ્ય રહી શમે, ભુંસાયલ નિઃસાર, ૪૬
ચિત્રલિખિતસેના સમો, જરા જરા લ્હેવાય;
શાંતરૂપા ભ્રાંતિ બની, અંશશિષ્ટ[6] થઇ જાય. ૪૭

---

૧ અહંભાવે. ૨ ભાસતો. ૩ જગતનો. ૪ જગત સંબંધી ૫ અનેક લૌકિક આખ્યાન ને યુક્તિઓથી. ૬ ઘણા અલ્પાંશે બાકી રહેલ.

વ્યર્થ નગર સંકલ્પનું, જાગ્રતમાં કલ્પાય;
સૂતેલો જન પ્રાર્શ્વમાં,[1] કલ્પી તન્મય થાય; ૪૮
અલભ્ય વસ્તુને સ્વપ્નમાં, જ્યમ લેવાને કાજ,
સજે અનેક પ્રયત્નથી, યુદ્ધચિરારવ[2]સાજ[3]. ૪૯
સ્વપ્નદ્રષ્ટુની[4] દૃષ્ટિથી, છે કિંચિત્સ્ફુટ[5]લક્ષ્ય;
સંકલ્પયિતુ[6]દૃષ્ટિથી, પણ છે ઈષલ્લક્ષ્ય[7]. ૫૦
તુલ્ય છતાં મિથ્યાત્વમાં, એ બન્ને સંકલ્પ;
ભિન્નપણે સંકલ્પના, ભિન્ન રહે જ્યમ અલ્પ; ૫૧
તે રીતે છે જ્ઞાનીનો, જાગ્રત જગસંકલ્પ;
સ્વપ્નમય અજ્ઞાનીનો, ભેદ દિસે બહુ અલ્પ. ૫૨
મત્તમેઘની વીજના, ધ્વનિસમો ભયકાર;
સ્વપ્ન અને સંકલ્પના, નગરસમો સંસાર. ૫૩
સ્વપ્ન અને સંકલ્પથી, નિર્મિત નગરી જેમ;
ભુલાય છે; દૃઢ કલ્પના, આ જગની પણ તેમ. ૫૪
ભાવિનગરઉદ્યાનમાં, થઈ છે જેહ પ્રસૂત;
તે વન્ધ્યા બહુ વર્ણવે, વીર નિજ સુતનાં યુદ્ધ. ૫૫
તે વન્ધ્યાતનુ શૂન્ય છે, જિભ તેની જ્યમ વ્યર્થ;
તેવિધ સંસૃતિશૂન્ય આ, સરે ન ત્યાં કો અર્થ. ૫૬

---

૧. બાજુમાં. ૨ ચિરકાળનું આક્રંદ. ૩ સાહિત્ય. પડખામાં સૂતેલો માણસ સ્વપ્નમાં ધનાદિક નહિ મળવાથી યુદ્ધ કરતો હોય મોટી ચીસો પાડતો હોય વિગેરે સાજ સજે તેમ. ૪ સ્વપ્ન જોનારની. ૫ જરા સ્પષ્ટ રીતે લક્ષ્યમાં આવે એવું. ૬ સંકલ્પ કરનારની દૃષ્ટિથી. ૭ સ્હેજ; જરા. પણ સ્પષ્ટ રીતે નહિ.

ચીતરવું જાણે નહિ, તે જનથી ચિત્રેલ;
ભીંતભૂમિ આ સંસૃતિ, ભુલવા પુર કલ્પેલ. ૫૭

પ્રકરણ આ ઉપશાંતિનું, સુણ્યે શમે સંસાર.
અનુત્પન્નવનસ્પંદસમ[1], રહે અલક્ષ્યઆકાર. ૫૮

ભાવિ પુષ્પવન લાગતો, વસંતરસનો રાગ;
તત્સમ છે સંસારનો, મિથ્યા ભ્રમ આ જાગ[2]. ૫૯

અંતર્લીન તરંગની, નિર્મળ નદીની જેમ;
બની રહે સુખસૌમ્યતા, શમતી સંસૃતિ તેમ. ૬૦

પ્રકરણ છઠું તે પછી, નામે છે "નિર્વાણ;"
સાર્ધસહસ્રચતુર્દશ[3], શ્લોકભરી જ્યાં વાણ.
જ્ઞાનરૂપ પુરુષાર્થને, તે દેનારૂં મહાન. ૬૧

જાણ્યું જો તે તત્ત્વથી, જાણ ફળ્યું કલ્યાણ;
શાંત થઇ સૌ કલ્પના, રહે નર્યું નિર્વાણ. ૬૨

રહિતવિષય જન થાય છે, ફલિત થયે નિર્વાણ;
પ્રકાશમય ચૈતન્યનો, એ નિરામય ભાણ. ૬૩

આત્મા એ વિજ્ઞાનનો, નષ્ટઅવિદ્યામૂલ[4];
સ્વચ્છ નિરભ્ર વ્યોમના, ગર્ભસમો નિ:શ્ચલ. ૬૪

---

૧ નહિ ઉપજેલા વનના સ્પંદ અથવા આંદોલનની પેઠે. ૨ જગતનો; જગતસંબંધી. ૩ અર્ધાસહસ્રસહિત ચૌદ હજાર એટલે સાડા ચૌદ હજાર. ૪ જેનું અવિદ્યારૂપી મૂળ નાશ થયું છે એવો.

શાંત થાય ભવના ભ્રમો, સર્વ શમે સંતાપ;
પૂર્ણ થાય તેનો અહિં, જગયાત્રાનિર્વાપ[1]. ૬૫

સુસ્થિત કૃતકર્તવ્યથી, વજ્રસ્તંભ વળી મહાન
સર્વલોકના કાર્યનો; સર્વ જનોની સાન. ૬૬

નભનિભો[2] રહેતો સદા, વારિકમલસમ તેહ;
અસંખ્ય જગજાળો ગળી, તૃપ્ત જ નિઃસંદેહ. ૬૭

ચિદાકાશ પરિણામને, પામ્યાં ઇંદ્રિયચિત્ત;
કાર્ય અને કારણ નથી, નથી કતૃતા ખચીત. ૬૮

હેયઅહેયનો દૃષ્ટિ નહિ, એવો તે નર રામ !
દેહસહિત હોવા છતાં, રહે અલિપ્ત તમામ. ૬૯

સંસારી હોવા છતાં, અનાસક્ત એ જાણ;
અખંડ ચિન્મયવ્યાપથી, અન્યો જ ધનપાષાણ. ૭૦

ચિદાદિત્ય તપતો સદા, દેતો પરમ પ્રકાશ;
તોપણ અંધ જ ભીંતસમ, થયું દૃશ્ય જ્યાં નાશ. ૭૧

દુર્લીલા સંસારની, વિષૂચિકારૂપ આશ;
મુક્ત થયો એ બેઉથી, અહંકાર થઇ નાશ. ૭૨

દેહરહિત હોવા છતાં, જણાય દેહધરેલ;
મહામેરુના કો' સ્થલે, પુષ્પપરે બેઠેલ
ભ્રમરી દિસે જ્યમ તે રીતે, છે જગલક્ષ્મી રહેલ. ૭૩

જીવન્મુક્તનરરોમના, કોટિઅગ્રમાં સિદ્ધ;
રહેલ અવિદ્યાગર્ભમાં, જગલક્ષ્મી સુપ્રસિદ્ધ. ૭૪

---

૧ ઓલવવું, જગયાત્રાથી છૂટવું. ૨ આકાશના જેવો નિર્મળ.

એક એક પરમાણુમાં, રચી જુએ ધરી ખંત;;
ચિદાકાશ નિજ કોટરે, જગલક્ષ્મી જ અનંત. ૭૫

### દ્રુતવિલંબિત વૃત્ત.

નહિ મહામતિના હૃદયે જતી;
હરિ[1]હરાબ્જજ[2] લક્ષનીધીગતિ[3];
અતિવિશાલ ખરે નર–મુક્તનું,
હૃદય તેથી ન ઉત્તમ કોઇનું.

---

## સર્ગ ૧૮ મો.*

### ગ્રંથશ્રવણનું મુખ્યામુખ્યફળ-ઉપમાઓમાંનો આદ્યાંશ.

#### દોહરા.

સદ્બીજથી સદ્ભૂમિમાં, શુભ ફળ અવશ્ય પમાય;
આત્મબોધ પણ તે રીતે, આ વાંચ્યે શુભ થાય. ૧

---

૧ વિષ્ણુ. ૨ હર+અબ્જજ=હર=શિવ અને અબ્જજ=બ્રહ્મા.
૩ વિષ્ણુ શિવ અને બ્રહ્માના મનની ગતિ જીવન્મુક્ત પુરૂષના હૃદયને પહોંચી શકતી નથી.

* મુખ્ય મુખ્ય ગુણ ગ્રંથના, અનુષઙ્ગિક ફળલાભ;
નિરૂપાશે ફળ મુખ્યસહ, સુણો તમે સૂર્યાભ[1]. ૧
આદ્ય અંશ ઉપમાતણા, વળી કહેવાશે સ્પષ્ટ,
મુમુક્ષુ જન ! જો સાંભળો, નષ્ટ થશે સૌ કષ્ટ. ૨

૧ સૂર્યના જેવા પ્રકાશવાન.

કર્તા પ્રાકૃત હોય પણ, યુક્તિબોધ દે જેહ;
આદ્ય સદા છે શાસ્ત્ર તે, જાણો વિણસંદેહ. ૨

યુક્તિબોધ જેમાં નહિ, ત્યાં રાચો નહિ લેશ;
હોય ઋષિકૃત તોય પણ, થવું ન્યાર્યો હંમેશ. ૩

યુક્તિયુક્ત ગ્રહેજો તમે, બાલકની પણ વાણ;
યુક્તિહીન તૃણસમ ત્યજો, બ્રહ્માવાણ સુજાણ. ૪

કૂપ અમારા તાતનો, આ છે કહી નર એમ;
પુરસ્થ ગંગાજળ ત્યજી, પીએ કૂપજળ જેમ; ૫

"પીઓ ગાંગજળ આ તમે", ઉચિત ન એ ઉપદેશ;
અતિરાગી એ નરપ્રતિ, એ ઉપદેશ જ ક્લેશ. ૬

પ્રાતઃકાળે જે રીતે, ઉદિતજ થાય ઉજેશ;
આ વાંચ્યાથી તે રીતે, ઉગે વિવેક જ એશ. ૭

પ્રાજ્ઞમુખેથી સાંભળી, સમજે જો આ સાંત;
પોતાથી જ વિચારીને, ક્રમથી સ્થળ એકાંત; ૮

તો સંસ્કારો બુદ્ધિપર, શુભ સુદૃઢ થઇ જાય;
સંસ્કારી વાણી બને, લાભ પ્રથમ એ થાય. ૯

માન્ય થતો નર તેથી પણ, સભાસ્થાનમાં રામ;
રસે યુક્ત લતા કરે, ઉન્નત જ્યમ આરામ. ૧૦

ઉદિત થાય મહાગુણવતી, અતિ નાગરતા[1] રાય;
અર્થરહસ્ય સમજાવતું, અતિશય બળ ઉભરાય;
સ્નેહ જોડતા જે થકી, નૃપઅમરો પણ થાય. ૧૧

---

૧ ડહાપણ; ચતુરતા.

દીપવાન[1] જ્યમ રાત્રિમાં, થતો વસ્તુનો જાણ[2];
ધીમાન ત્યમ આથી બને, પૂર્વાપર વિદ્વાન. ૧૨

કામલોભમોહાદિકો, ધીદોષો જે રાય;
અનિતનુ ક્રમથી તે થતા, શરદમિહિકાન્યાય[3]. ૧૩

સ્થાપન કરવા બુદ્ધિમાં, વિવેકને બળવાન;
અપેક્ષિતા[4] અભ્યાસની, કેવળ રહે મતિમાન. ૧૪

ક્રિયા ન ફળદે કાંહિ પણ, કર્યાવિના અભ્યાસ,
અભ્યાસે આ ગ્રંથના, શમ ફળતો છે ખાસ. ૧૫

શરદસરોવરના સમો, મનનો પરમ પ્રસાદ;
નિર્મન્દર અર્ણવસમો[5], અહિ સમતાઆપાદ[6]. ૧૬

અસ્તતમપટલ[7]ધી બની, પામે પૂર્ણ પ્રકાશ;
પદાર્થના પ્રવિભાગને, કરી બતાવે ખાસ. ૧૭

અભ્યાસે આ ગ્રંથના, મોહકલંક વિલાય;
રત્નશિખાસમ[8] બુદ્ધિનો, વિકાસ સુદૃઢ થાય. ૧૮

વિવિધ દોષની દૃષ્ટિઓ, દૃષ્ટાંતર[9] થઇ જાય;
તેથી ન ભેદે મર્મને, બાણકવચસમ ન્યાય.[10] ૧૯

---

૧ હાથમાં દીવાવાળો. ૨ જાણકાર. ૩ શરદઋતુમાં વાદળાંની પેઠે. ૪ જરૂર. ૫ મન્દરપર્વતના મન્થનથી રહિત શાંત સમુદ્રજેવો. ૬ સમતાની પ્રાપ્તિ. ૭ જેનો અંધારારૂપી પટ અસ્ત થયો છે એવી (બુદ્ધિ). ૮ રત્નના દીવાના પ્રકાશની પેઠે. ૯ નાશ. ૧૦ બાણ જેમ કવચને ભેદે નહિ તેમ.

હૃદય ન ભેદે પ્રાજ્ઞનું, સંસૃતિના ભયક્લેશ,
પત્થરને ભેદે નહિ, ઇષુઓ[1] જ્યમ લવલેશ. ૨૦

"જન્મ પ્રથમ જો હોય તો, કર્મનું શું પ્રાધાન્ય?
મુખ્ય દૈવ જો હોય તો, પૌરુષ થાય ન માન્ય. ૨૧

શમે સંશયો એવિધા[2], દિને[3] શમે તમ[4] જેમ,
વાંચ્યાથી આ ગ્રંથને, પ્રકાશ વિકસે તેમ. ૨૨

શાંત થયેથી યામિની, પ્રકટે સૂર્યપ્રકાશ,
ભાવો[5] પૂર્ણ પ્રકાશતા, તમદળનો[6] થઇ નાશ. ૨૩

વિવેકઉદય હૃદયે થયે, મોહ થાય છે દૂર;
યથાર્થ તત્ત્વ જ જગતણું, જણાઇ જાય જરૂર. ૨૪

ઉપજે રહે સૌ ભાવમાં, સદા શાંતિ હે વીર!
સમુદ્રસમ ગંભીર બને, મેરુસમ મન ધીર. ૨૫

શીતળતા મન આવતી, ચંદ્રસમી હે વીર!
વિચારશીલ નરને અહિં, શુભ ફળ મન ગંભીર. ૨૬

શાંત અશેષવિશેષ[7]ની, પરિપક્વ જવ થાય;
જીવન્મુક્તિ ક્રમથી તદા, વાણીથી નવ વર્ણાય. ૨૭

સુપૂર્ણ શીતળ શુદ્ધ ને, પરમાલોકદ[8] ધીર;
આ નરની બુદ્ધિ બને, (આ) ગ્રંથ વિચાર્યે વીર. ૨૮

---

૧ બાણો. ૨ એ રીતના. ૩ દિવસે. ૪ અંધારું. ૫ પદાર્થો. ૬ અજ્ઞાનના દળનો; અંધારાના દળનો. ૭ જેમાં સર્વ અશેષવિશેષ (કલ્પનાઓ) શાંત થઇ ગયા છે. ૮ પરમ પ્રકાશને આપનારી.

શરદઇન્દુની ચાંદની, પામે પરમ પ્રકાશ;
હૃદયાકાશે જ્યાં થતો, વિવેકઅર્કવિકાસ, ૨૯
શમાલોકને આપતો, નિર્મળધાર સુધાર:
ત્યહાં ઉગે નહિ કેતુઓ, અનર્થના કરનાર. ૩૦
જળતૃષ્ણાહીન વાદળાં, શરદકાળમાં જેમ,
શમે, બને નિર્મળ અગે[1], રહે ઉન્નત સુક્ષેમ, ૩૧
વાંચી વિચાર્યે ગ્રંથ આ, નર બનતો અહિં તેમ;
અતૃષ્ણ જડમાં[2] શાંત ને, સૌમ્ય અચળ[3] સુક્ષેમ. ૩૨
દીનવદનકર[4] ગ્રામ્યતા[5], યત્કિંચનકર[6] ક્રૂર,
પિશાચની લીલાસમી, દિન થતાં થતી દૂર[7]. ૩૩
ધૈર્યધુરંગત[8] બુદ્ધિને, ધર્મભીંતસંલગ્ન[9],
કંપાવે નહિ આધિઓ; પરપદમાં તે મગ્ન. ૩૪
ચિત્રલતા કંપે નહિ, ઝંઝાવાતે જેમ;
કંપે નહિ ધનજ્ઞાનિઓ, આધિવ્યાધિથી તેમ. ૩૫

---

૧ પર્વત ઉપર. ૨ જડ વસ્તુઓમાં; વિષયોમાં. ૩ બ્રહ્મપદમ અચળ. ૪ મુખને દીન કરનાર. ૫ ગામડીયાપણું; અશ્લીલવચ બોલવાપણું. ૬ મરજી પડે તેમ ચલાયમાન કરનારી; વાચા કરનારી. ૭ રાત્રિ મટી દિવસ થાય ત્યારે; અજ્ઞાન દૂર થઈ જ્ઞા આવે ત્યારે. ૮ ધૈર્યની ટોચે પહોંચેલ. ૯ શમદમાદિ ધર્મ અથ પરમાત્મારૂપી ભીંતમાં સારી રીતે એકરસથી ચોટેલ અથવા રહેલ

જ્ઞાતમાર્ગે જન શ્વભ્ર[1]માં, દોડી પડે કદિ કેમ?
વિષયસંગના ગર્તમાં[2], જ્ઞાની પડે નહિ તેમ. ૩૬
ધીરમતિ નરપ્રાજ્ઞની, રમે પ્રાપ્તમાં તેમ;
અંતઃપુરને આંગણે, રમે સાધ્વી જેમ. ૩૭
શાસ્ત્રસુસાધુવૃત્તનાં, કર્મતણી જે સીમ;
ઉલ્લંઘે નહિ જ્ઞાની નર, એ સમજે છે નીમ[3]. ૩૮
લક્ષોગણુ જગકોટિમાં, પરમાણુઓ અનન્ત,
અસંગધી પ્રત્યેકમાં, જુએ સર્ગ ધીમન્ત. ૩૯
ભોગઓઘ[4] ખેદે નહિ, આનંદે[5] નહિ લેશ;
મોક્ષઉપાયવિજ્ઞાનથી, જનને શુદ્ધ નરેશ! ૪૦
પ્રત્યેકા પરમાણુમાં, નિરર્ગલાં[6] જગ થાય;
જળવીચિ[7]સમ રામ હે! ઉપજે ને અળપાય. ૪૧
આવી પડેલ અનિષ્ટને, ગયેલ ઇષ્ટને તેમ;
દ્વેષે નહિ કાંક્ષે નહિ, જ્ઞાની નર સુક્ષેમ. ૪૨
કાર્યફલાદિસ્વરૂપનો, જાણ છતાં જ અજાણ;
રહેતો તે નર તરુસમો, બની રહી જગભાણ. ૪૩
ઇષ્ટઅનિષ્ટની પ્રાપ્તિમાં, હૈયે હારી ન જાય;
યથાપ્રાપ્ત અનુવર્તતો, જન સામાન્ય જણાય. ૪૪

---

૧ ઉંડા ખાડામાં. ૨ ખાડામાં. ૩ નિયમ. ૪ ભોગનો સમૂહ. ૫ આનંદ આપે. ૬ અનહદ; પ્રતિબંધવગરનાં. ૭ જળનાં તરંગ.

વાંચો વિચારી શાસ્ત્ર આ, જ્ઞાની બને ગુણવાન;
અનુભવ સદ્ય થતો જુઓ, નથી વરશાપસમાન[1]. ૪૫
અલંકાર દૃષ્ટાંતથી, શોભિત કાવ્ય મહાન;
શાસ્ત્ર સરસ રમણીય આ, સુબોધ છે મતિમાન. ૪૬
અલ્પ પણ વ્યુત્પત્તિનું, હશે જ જેને જ્ઞાન,
સ્વતઃ[2]જ તેણે વાંચવું, મનહર આ મતિમાન. ૪૭
સમજી શકે નહિ જે નરો, વાંચ્યાથી તાત્પર્ય;
શ્રવણ કરે પંડિતથકી, ધરી ખંત મતિવર્ય. ૪૮
શ્રુત, મત, જ્ઞાત થયે જ આ, તપજપસંયમસાજ
ઉપયોગી નથી લેશ પણ, મોક્ષલબ્ધિને કાજ. ૪૯
ઘનાભ્યાસ આ શાસ્ત્રનો, વીક્ષણ[3] વારંવાર;
ઉપજાવે પાંડિત્યને, અપૂર્વ પારાવાર. ૫૦
પ્રથમ વધારે યોગ્યતા, ચિત્તોની સુક્ષેમ,
સંસ્કારો શુભ પોષીને, અગ્નિહોમની જેમ. ૫૧
યત્નવિના શમતો સ્વયં[4], અર્કોદયથી[5] જેમ;
નિશિ પિશાચ; જ્ઞાનોદયે, ભ્રમ શમતો આ તેમ. ૫૨
સ્વપ્નમોહ જાણ્યા પછી, ભમાવતો નહિ જેમ;
હર્ષવિષાદ ન બાધતા, પુર સંકલ્પે જેમ; ૫૩

---

૧ સામાન્ય રીતે વર કિંવા શાપનો પરિણામ કાળાંતરે થાય છે પણ આ શાસ્ત્ર તુર્તજ ફળદાયી થાય છે. ૨ પોતે જ. ૩ જોવું, તપાસવું. ૪ જાતે. ૫ સૂર્યના ઉદયથી.

ચિત્રસર્પ જાણ્યા પછી, ભય ના દેતો જેમ;
દશ્યસર્પ ઓળખ થયે, સુખદુઃખ દે નહિ તેમ. ૫૪

પરિજ્ઞાનથી સર્પતા, ચિત્રસર્પની જાય;
સ્થિત છતાં સંસાર પણુ, તેમ જ નક્કી વિલાય. ૫૫

પુષ્પપાંખડીમર્દને[1], યત્કિંચિત્ શ્રમ થાય;
બ્રહ્મપદતણી પ્રાપ્તિમાં, શ્રમ નવ લેશ જણાય. ૫૬

સ્પંદશ્રમ અવયવતણો, પુષ્પમર્દને થાય;
રોધમાત્ર અહિં બુદ્ધનો, અંગહલન ન જરાય.[2] ૫૭

આવી મળેલ ભોગો ગ્રહે, સુખાસને ઉપવિષ્ટ;
સદાચાર વિરુદ્ધમાં, ન રહે; રહે જ્યમ શિષ્ટ[3]; ૫૮

રહે સત્સંગે જે મળે, દેશકાળઅનુસાર;
શાસ્ત્રવિચાર્યે આ અને, ઇતર[4] શાસ્ત્ર નિર્ધાર; ૫૯

પમાય છે મહાજ્ઞાનનો, સંસૃતિશાંતિદ[5] બોધ;
જેથી ફરી ઉપજે નહિ, યોનિયંત્રઅવરોધ.[6] ૬૦

આવા ઇપ્સિત્ યત્નથી, રહે પાપી જે ભીત;

---

૧ મર્દનમાં, મર્દનથી. ૨ પુષ્પના મર્દનમાં તો આંગળાં પણુ હલાવવાનો શ્રમ લેવો પડે છે. પણુ અહિંઆં તો તેટલો પણુ શ્રમ લેવો પડતો નથી. માત્ર બુદ્ધિનો સંયમ કરવો પડે છે. ૩ જ્ઞાની. ૪ બીજાં-ઉપનિષદ્, મોક્ષધર્માદિ. ૫ સંસારને શમાવનાર. ૬ માતાની યોનિનું પીડન.

નિજ માતાવિષ્ટાકૃમિ, ભોગરસે રહે સ્થિત,
નામ ન દેવું તેમનું, તે અધમ દુર્વિનીત[1]. ૬૧

સુણજો હે રાઘવ! તમે, હવે કહું હું જેહ,
જ્ઞાનતણો વિસ્તાર ને, બુદ્ધિસારતર તેહ. ૬૨

શ્રવણરીત આ શાસ્ત્રની, અર્થમનનની રીત,
દૃષ્ટાંતો દેવાતણી, પદ્ધત સુણ ધરી પ્રીત. ૬૩
અનનુભૂતમાં જે અહિં, દૃષ્ટઅર્થથી થાય;
બોધનફળ દૃષ્ટાંત તે, બુધજનથી કહેવાય. ૬૪
વિણદૃષ્ટાંતે અર્થ તો, અપૂર્વ ના સમજાય;
દીપવિના જ્યમ રાત્રિમાં, ઘરવસ[2] ના જ જણાય. ૬૫

દૃષ્ટાંતો જે જે દઈ, કરું તને ઉપદેશ;
સદ્રૂપ તેથી પમાય છે, અકારણું નિઃશેષ. ૬૬
કાર્ય અને કારણપણું, ઉપમેય ઉપમાન;
પરબ્રહ્મને વર્જીને, સર્વ વસ્તુનું જાણ. ૬૭

કહેવાશે આ ગ્રંથમાં, તમને જે દૃષ્ટાંત;
જાણો તે ઉપદેશમાં, એકદેશી એકાંત[3]. ૬૮
અધિષ્ઠાન છે બ્રહ્મ ને, વિવર્ત છે જગભાવ;
રજ્જુસર્પદૃષ્ટાંત છે, એકદેશી ત્યાં સાવ, ૬૯

---

૧ કુશિક્ષિત; ખરાબ વર્તણુકવાળો. ૨ પદાર્થ. અનુભૂત પદાર્થમાંના જે સાદૃશ્યના યોગથી અનનુભૂત પદાર્થનો અનુભવ થાય એવું બોધરૂપ ફળ જે આપે છે તેને જ્ઞાતા પુરુષ દૃષ્ટાંત કહે છે. ઘરની વસ્તુઓ. ૩ સાવ; તદન.

વિવર્તતા સમજાવવા; નથીજ ત્યાં સર્વાંશ;
અન્યધર્મનિત્યત્વ ને સુખિત્વનો કો' અંશ. ૭૦

બ્રહ્મતત્વબોધાર્થ જે, દૃષ્ટાંતો દેવાય;
જગદંતર્ગત સર્વ તે, જાણો મિથ્યા રાય. ૭૧

પરિભાષા આ રીતની, જાણ્યાથી નિર્ધાર;
"નિરાકાર પરબ્રહ્મમાં, દૃષ્ટાંતો સાકાર ૭૨

સંભવતા કઇ રીતથી," એ વિધ મૂર્ખ વિકલ્પ;
શંકાઓ તાર્કિકતણી, ઉઠી ન શકે પણ અલ્પ. ૭૩

અસિદ્ધવિરુદ્ધાદિક કહ્યા, તર્કશાસ્ત્રના દોષ;
તેથી દૂષે દૃષ્ટાંતને, ધરી તાર્કિકો તોષ. ૭૪

તે દોષો ઉઠતા નથી, આ શાસ્ત્રે લવલેશ;
કારણ સ્વપ્નસમું કહ્યું, જગ હે રામ નરેશ ! ૭૫

પૂર્વ[1] અપર[2]કાળે નહિ, જાગ્રત સ્વપ્નસમાન;
વર્તમાન વિચારતાં કરવું એ અનુમાન. ૭૬

બાળ વૃદ્ધ જન સૌ જગે, અનુભવે એ જ્ઞાન;
સ્વરૂપજ એ દૃષ્ટાંતનું, બુધ જન કહે મતિમાન. ૭૭

સ્વપ્ન કલ્પના ધ્યાન ને, ઔષધાદિ વરશાપ;
એ સૌથી દૃષ્ટાંત[3] છે, યથાર્થ અહિં નિષ્પાપ. ૭૮

---

૧ પહેલાંના કાળમાં. ૨ પછીના કાળમાં. ૩ બ્રહ્મ સદ્વિતીય છે કે અદ્વિતીય? અદ્વિતીય હોય તો, ગુરુશાસ્ત્રાદિના અભાવથી જ્ઞાનની ઉત્પત્તિ થશે નહિ એવી રીતનો સંદેહ ઉત્પન્ન થયે સતે, દેવની પ્રાર્થ॥

દષ્ટાંતો મિથ્યા છતાં, મિથ્યા જગમાં કાર્ય
કરતાં વિણ ધોકે જ એ, અનુભવ છે અનિવાર્ય. ૭૯
સંદિગ્ધનરની પ્રાર્થના, કરે સ્વપ્નમાં ભાન;
કાર્યતણા સંકલ્પનું, અનુભવ એ સૌ જાણ. ૮૦
મંત્રજપપૂજાદિનાં, ફલિત ચિંતનો થાય;
અનુકૂલ વરના લાભથી, અનુભવ એ જોવાય. ૮૧
સ્વપ્નઔષધલાભથી, જાગ્યાને જોવાય
શાંતિ વ્યાધિની; એ રીતે, કાર્ય જગતમાં થાય. ૮૨
એ સર્વે દષ્ટાંતથી, થાય જગતનું માપ;
સ્વપ્નરૂપા જગની સ્થિતિ, સ્વપ્ન જ છે જગછાપ. ૮૩
મોક્ષઉપાયકર્તા[1]કૃત, અન્ય ગ્રંથ[2]જે રાય,
એક જ આ ત્યાં પદ્ધતિ[3], બોધનની જોવાય. ૮૪

---

વિગેરે કરીને સુઇ જઇને સ્વપ્નમાં યાત્રા કરવી એવા સંકલ્પનો ઉદય થયે તથા ચિરકાલ પૂજામંત્રજપસ્તુતિઆદિ ચિંતન કર્યે સતે તેને અનુકૂલ વરલાભ થયે અથવા શત્રુના મુનિશાપાદિદર્શ નથી સવાર થયે યાત્રા શત્રુજયાદિદર્શન થાય છે. સ્વપ્નમાં ઔષધલાભથી જાગ્રતદશામાં રોગશાંતિ જોવામાં આવે છે તેથી જાગ્રત્ અને સ્વપ્નના સામ્યપણાથી સર્વ જગતની સ્થિતિનું સ્વપ્નની સાથે સામ્યપણું છે તેથી સ્વપ્નદષ્ટાંતો યથાર્થ છે.

૧ વાલ્મીકિ. ૨ પૂર્વરામાયણ. ૩ દષ્ટાંતની.

સ્વપ્નસામ્ય જગનું અહિં, શાસ્ત્ર સુણ્યે સમજાય;
શીઘ્ર ન કો સમજાવશે, વાર્ણીક્રમે વર્ણાય. ૮૫
લય[1] વિરુદ્ધસંસ્કારનો, બનતો છે ચિરસાધ્ય,
શીઘ્ર સધાતો છે નહિ, વિરુદ્ધબળ ચિરબાધ્ય[2]. ૮૬
સ્વપ્ન અને સંકલ્પનાં, ધ્યાન નગરસંસાર;
તેથી તે જ દૃષ્ટાંતપણ, અહિ ઉપયોગી સાર. ૮૭
કલ્પ્યું છે કારણપણું, કલ્પ્યાં ઉપમાસાજ,
ઉપમાશ્રમથી ના મળે, સધર્મતા સૌ વાત. ૮૮
ઉપમેયનું ઉપમાનથી, એકાંશે સાધર્મ્ય;
ધીમાને સ્વીકારવું, વિવાદવિણ લહી મર્મ. ૮૯
પદાર્થને અવલોકવા, દીપપ્રભાઉપયોગ;
તૈલ બત્તિ ને સ્થાનનો, પ્રકાશવા છે યોગ ? ૯૦
ઉક્તિ પ્રચલિત લોકમાં, " આ મણિ દીપસમાન."
પ્રભામાત્ર ત્યાં દીપની, મણિનું છે ઉપમાન. ૯૧
સ્થાન તેલ કે વાટનો, નથી થાતો વિનિયોગ;
મણિ સાથે સરખામણી, કરવામાં ઉપયોગ. ૯૨
અંશમાત્ર દૃષ્ટાંતનો, પ્રકટ કરે જો બોધ;
તો પછી બોધ્ય પદાર્થનો, કરવો નહિ અવરોધ; ૯૩
મહાવાક્યના અર્થનો, નિશ્ચય અહેવાકાજ,
ઉપાદેયપણા વડે; એ સમજો મહારાજ ! ૯૪
કરવી નહિ જ કુતર્કતા, કરવી મતિ નહિ નાશ;
કરી અપવિત્ર વિકલ્પને, જે સાધે અપલાપ[3] ૯૫

૧ નાશ. ૨ ચિરકાલે બાધ કરી શકાય એવું છે. ૩ નાશ.

અનુભવનો; તેથી ત્યજો, કુત્સિત સર્વ વિકલ્પ;
ભ્રષ્ટ કરો ના બુદ્ધિને, ગ્રહી અંશ[1]પણ અલ્પ. ૯૬
વેદાંત જ સંસારનો, કરાવનાર સંત્યાગ;
કહી વાણ વૈરીસમી, હિતસાધક મહાભાગ ! ૯૭
જો કે અપ્રિય કાનને; ઇતર શાસ્ત્ર નહિ તેમ;
વર્તાવેજ પ્રપંચમાં, ઉપજાવી બહુ પ્રેમ,
મનને મધુર જ લાગીને, સ્રીવાર્તાની જેમ. ૯૮

## રુચિરા વૃત્ત.

વિચારતાં અનુભવકારી વૈરિનું,
ખરે ધરે વચન શિરે જ માદશા[2];
સ્રીઉક્ત[3] વૈદિક પુરુષાર્થભ્રષ્ટ જો,
પ્રલાપમાત્ર નહિ પ્રમાણવાળી તે. ૯૯

## વસંતતિલકા વૃત્ત.

સાંખ્યાદિ શાસ્ત્ર અપશાસ્ત્ર કુતર્કદુષ્ટ,
લાવે નહિ અનુભવો અપરોક્ષ પુષ્ટ;
જેથી ફળે જીવનમુક્તિ, શુભાવહા જે,
તેવી મતિ અમતણી, પુરુષાર્થદા તે;
શાસ્ત્રૈકવાક્ય કરી, મોક્ષ સધાય જેથી,
શાસ્ત્રો પ્રમાણ ગણીએ, અધિઆત્મ તેથી. ૧૦૦

---

૧ કુત્સિત વિકલ્પનો અલ્પ પણ અંશ ગ્રહીને બુદ્ધિને ભ્રષ્ટ કરો નહિ. ૨ મારા જેવા. ૩ પોતાની પ્રિયતમ સ્રીયે કહ્યું હોય તો પણ.

## સર્ગ ૧૯ મો.*

### દૃષ્ટાંતોના અર્થની સમજણ અને પરમતત્ત્વનું શોધન.

શ્રીવસિષ્ઠ:—

દોહરા.

પ્રતિપાદન જે અંશનું, કરવું હોય વિશિષ્ટ;
સરખાપણું ઉપમાનમાં, તેથી ગ્રહે જન શિષ્ટ. ૧
સર્વાશે સરખાપણું, હોય ઇષ્ટ તો ભેદ
લેશ જ કોઇ રહેશે નહિ, અને થશે ઉચ્છેદ
ઉપમાન ઉપમેયનો, થઇ રહ્યો પૂર્ણ અભેદ. ૨
મહાવાક્યના અર્થમાં, ઉપયોગી દૃષ્ટાંત
ભિન્ન ભિન્ન સમજ્યા થકી, જ્ઞાન થાય એકાંત[1]. ૩
મહાવાક્યના અર્થને, સમજ્યાથી જે થાય;
શાંતિસિદ્ધિ તેને કહે, નિર્વાણ જ હે રાય ! ૪
દષ્ટાંત ને દાર્ષ્ટાંત[2] તો, વિકલ્પના ઉલ્લાસ,
નથી પ્રયોજન તેહમાં, (તે) બોધનકાજ વિલાસ. ૫
અલંબુદ્ધિ તેમાં ધરો, વિવાદમાં શો અર્થ ?
ગમે તેથી યુક્તિ ગ્રહી, ગ્રહો વાક્યનો[3] અર્થ. ૬

---

* દ્રષ્ટૃદૃશ્યના સાક્ષી જે, સર્વપ્રમાણપ્રવિષ્ટ,
નિત્યતત્ત્વ અપરોક્ષ જે, તેજ બ્રહ્મ અવશિષ્ટ; ૧
દષ્ટાન્તાર્થપ્રસંગમાં, આ સર્ગે શોધાય,
તત્ત્વ બ્રહ્મનું તે તમે, સુણજો સૌ સુખદાય. ૨

૧ કેવળ. પરિપૂર્ણ. ૨ જેના સંબંધી દષ્ટાંત આપ્યું હોય તે.
૩ મહાવાક્યનો.

પરમ શ્રેય તો શાંતિ છે, સમજો તમે મન એમ;
તે મેળવવા યત્નને, આદરજો સુક્ષેમ. ૭
ભાત મળ્યો તૈયાર જો, સુખભોજનને કાજ,
વિકલ્પ પછી કરવાજ શા ? "સિદ્ધિકાજ શો સાજ ?" ૮
કારણો[1] નર ઉપમાતણો, કરતા રહે ઉપયોગ;
અકારણાં ઉપમાન ને, ઉપમેયોનો યોગ. ૯
સદશતા સૌ દેશથી, હોય ન રામ ! લગાર,
સદશતા કેવળ રહે, એકદેશોં[2] નિર્ધાર. ૧૦
તોપણ એ સાદશ્યનો, અથાગ છે ઉપયોગ;
શીઘ્રજ બોધ કરાવવા, સફલ જ એ ઉદ્યોગ. ૧૧
"આ ઔષધ પી બાળ ! તું, વધશે તારા વાળ,
વધ્યા ભ્રાતના વાળ જ્યમ," શાબ્દિક કર્યો એ જાળ; ૧૨
બાળક ઔષધપાનનું, સિદ્ધ કરે એ કામ,
પણ ન વધારે વાળને, તેમ જાણજો રામ ! ૧૩
કામ કરે ઉપમાન ને, ઉપમેયોના દેશ;
બ્રહ્મજ્ઞાન ઉપજાવવા, નહિ સદશ નિઃશેષ. ૧૪
પડી રહો નહિ વિશ્વમાં, થઇ રહો રહિતવિવેક;
પુષ્ટ જોઇ નિજ જાતને, વિધવિધ ભોગે છેક. ૧૫

---

૧ પ્રવૃત્તિ કરાવનાર. ૨ એક અંશે.

પડી રહે જ્યમ દેડકો, અક્ષાંધી[1] કોઇ એક,
પથ્થરના પોલાણમાં, પુષ્ટ બનેલો છેક. ૧૬
કરી મનન દૃષ્ટાંતથી, જિતો પરમપદ બેશ,
શાંતિશાસ્ત્રવિચારમાં, રહો તમે નિઃશેષ. ૧૭
પુનર્નાશ જ્યાં છે નહિ, એવી શાંતિ અમાપ,
"તુરીયપદ" એ નામની, વિશ્રાંતિ નિષ્પાપ!, ૧૮
આત્મામાં પામો નહિ, ત્યહાં સુધી સુવિચાર,
કરતા રહો જ પ્રયત્નથી, શાસ્ત્રવાક્યઅનુસાર. ૧૯

સૌજન્યે શુભબુદ્ધિથી, તજ્જ્ઞસમાગમસાથ;
ગુરુસેવાદિકધર્મથી, સાધનક્રમ ધરી હાથ; ૨૦
ધર્મઅર્થઉપાર્જને, ક્રિયાવાન રહો રામ!
ભવાબ્ધિથી ઉત્તીર્ણ ને, [2]તુર્યે કૃતઆરામ[3], ૨૧

ગૃહસ્થ વા સંન્યાસીનો, ઇહપરલોકે અર્થ,
કૃત અકૃતથી કો નથી, શાસ્ત્રીય[4] વિભ્રમ વ્યર્થ. ૨૨
નિર્મન્દર અર્ણવસમો, સૌ સ્થિતિમાં રહે શાંત,
કરે ન તેનો વિપ્લવો,[5] શાંતિભંગ એકાંત. ૨૩
ઉપમેયનો ઉપમાનથી, સધર્મતા એકાંશ;
પ્રવૃત્તિ છે દૃષ્ટાંતની, દેવાને બોધાંશ. ૨૪
બોધ્યબોધને કારણે, સમજો છે બોદ્ધવ્ય,
બોધચંચુ બનવું નહિ, ખંડનમતિ હાતવ્ય. ૨૫

---

૧ આંખે આંધળો. ૨ તુરીય સ્થિતિમાં. ૩ જેણે આરામ કર્યો છે એવાને. ૪ શ્રુતિસ્મૃતિના. ૫ વિક્ષેપો.

ગમે તેવી યુક્તિ શ્રયી, બોધ્ય જાણી લે મૂળ,
યુક્તાયુક્ત જુએ નહિ, બોધચંચુ વ્યાકુલ. ૨૬

સંવિદ્રૂપ આકાશમાં, નિજ હૃદયે વિશ્રાંત;
વસ્તુ વસે અનુભવરૂપી, આત્મરૂપ અતિક્રાંત. ૨૭

અનર્થ છે તે વસ્તુમાં, એમ વદે મતિમંદ,
બોધચંચુ તે જાણવો, પડતો ખંડનફંદ. ૨૮

અતિ અભિમાને ઊઠતા, વિકલ્પાંશથી અજ્ઞ
કરે વિકલ્પો જ્ઞપ્તિમાં, એ શાનો કહો તજ્જ્ઞ ? ૨૯

આત્મરૂપ નિજબોધને, મલિન કરે અત્યંત,
નભ નિર્મળને જે રીતે, મેઘ મલિન કરંત. ૩૦

સર્વજળવિશ્રાંતિ છે, સમુદ્ર એક જ્યમ મહાન,
સર્વ પ્રમાણ આશ્રય અહિં પ્રત્યક્ષ જ મતિમાન ! ૩૧

પ્રમાણસૌમાં ઇંદ્રિયો, સારરૂપ તું જાણ,
તે સૌનું અધ્યક્ષ અહિં, વેદન[1] પરમ પ્રમાણ. ૩૨

તત્પ્રતિ[2] સિદ્ધ જ જે થયું, તેજ કહ્યું પ્રત્યક્ષ;
ત્રિપુટીપ્રત્યયસિદ્ધ છે, ઘટજ્ઞાનપ્રત્યક્ષ. ૩૩

પ્રકાશાત્મરૂપે થવું, ત્રિપુટીને અનુસાર;
(૧) અનુભૂતિ તેને કહે, (૨) વેદન પણ નિર્ધાર. ૩૪

(૩) પ્રતિપત્તિ, (૪ પ્રત્યક્ષ તે, નામ એહનાં ચાર[3];
વદે દૃષ્ટિ વ્યવહારિકી, તેજ જીવ નિર્ધાર. ૩૫

૧ બુદ્ધિ. ૨ બુદ્ધિપ્રતિ. ૩ વેદન, પ્રત્યક્ષ, અનુભૂતિ, પ્રતિપત્તિ.

પ્રત્યુપાધિમાં સાક્ષિની, સંવિદ્ અભિધા[1] થાય;
અહંપણારૂપ પ્રત્યયે, પુરુષ પ્રમાતા થાય. ૩૬

વિષયાકારની વૃત્તિથી, સાક્ષી પ્રકટ જય થાય,
ભંગ થતાં આવરણતણો, પદાર્થ તવ કહેવાય. ૩૭

સાક્ષી એક આ રીતથી, ક્રમે ભજે ત્રણ ભેદ;
ધ્યાન, ધ્યાતૃ ને ધ્યેયના, તેનો કર ઉચ્છેદ. ૩૮

વિધવિધ સંકલ્પો કરી, વિધવિધ તેમ વિકલ્પ;
ભ્રમ નાના તેથી બની, ક્રમવિણ રામ ! અનલ્પ, ૩૯

જગત્પણે સાક્ષી સ્ફુરે, લહરિપણે જ્યમ નીર,
વિચારતાં વસ્તુસ્થિતિ, કારણ નથી હે વીર !, ૪૦

બ્રહ્મતત્ત્વ કોઇ વસ્તુનું; પણ કારણભૂત થાય,
સર્ગાદૌ સૃષ્ટિરૂપે, સ્ફુરી રહેલ જણાય;
કારણરૂપ પોતાવિષે, પોતે એ રીત થાય. ૪૧

ઘટે ન એકજ વસ્તુમાં, કાર્ય કારણાં રામ !
ઊઠયા છે અવિચારથી, જીવ હે રામ ! તમામ.
કારણ કઇ પેર તેહનું, ઘટી શકે નિષ્કામ ? ૪૨

અસત્ છતાં કારણ સ્ફુરે, બ્રહ્મસૃષ્ટિઅનુરૂપ,
સૃષ્ટિતણા આરંભમાં, કારણ બની રહે ભૂપ. ૪૩

પોતે પોતાને વિષે, કારણ ભૂત પ્રત્યક્ષ;
બ્રહ્મ બને છે નક્કી એ, રહી સ્વયમ્ અધ્યક્ષ; ૪૪

---

૧ નામ.

જીવ રૂપ જ્યમ બ્રહ્મનું, જગત રૂપ ત્યમ થાય
પ્રકૃતિમાં જ અજ્ઞાનથી; વિચારથી હે રાય !, ૪૫
ઉપજેલું પોતાથકી, શરીર નષ્ટ થઇ જાય;
વ્યાપકરૂપ પ્રભાવથી, બ્રહ્મ પ્રકટ જવ થાય. ૪૬

વિચારવાન વિચારથી, જાણે નિજને જ્યાંહિ;
ચરમ વિચાર શમી, રહે કેવળ બ્રહ્મ જ ત્યાંહિ. ૪૭

આત્મરૂપનો એ રીતે, નિરૂલ્લેખ્ય[1] અવશેષ[2],
વિચાર નષ્ટ થયે સતે, વર્ણી શકાય ન લેશ. ૪૮
બુદ્ધીંદ્રિય ને કર્મથી, ક્રિયારહિત ને શાંત,
મન થયે, બાધિત થતો, પ્રપંચ આ નિર્ભ્રાંત. ૪૯

બાધિતની પછી ભાવના, સત્યપણે ના થાય;
ચલન થાય પ્રારબ્ધથી, સ્પર્શ કર્મનો જાય. ૫૦

પ્રવર્તતી નથી ઇંદ્રિયો, હોય યંત્ર જ્યમ બંધ,
કપાઇ જાતાં દોરડાં, ત્રુટ્યો વિષયસંબંધ. ૫૧
મનોયંત્રના ચલનમાં, વિષયસ્ફુરણ કહેવાય;
કારણ માત્ર ક્રિયાતણું; જ્યમ સમજો હે રાય !, ૫૨
દારુ[3]મેષ[4] ભટકાય બે, પ્રણાલી[5]અંતરદોર
જો ખેંચો ભટકાવવા, કરી હાથથી જોર. ૫૩

સ્પન્દન જ્યમ વાયુવિષે, વિશ્વ જ વેદનમાંય,
ઈંપાલોકમનકારના[6], ભર્યા પદાર્થ જ જ્યાંય. ૫૪

૧ જેનો ઉલ્લેખ ન થઈ શકે એવો. ૨ બાકી રહેલું. ૩ લાકડાના. ૪ ઘેટા. ૫ પાટીયાની અંદર રહેલ દોર. ૬ મનસ્કારના.

" વિષય ગ્રહે બહિરિન્દ્રિયો," તે છે રૂપાલોક,
" મનવિષયસંધાન છે, મનસ્કાર સૌ લોક. ૫૫
વેદન ને વિષયોમહીં, પ્રથમ કોણ? એ વિધ
શંકાને સમજાવવા, પ્રશ્ન આમ છે કીધ. ૫૬
અન્યોન્યાશ્રય[1] લાગતો, તેનો શો પ્રતીકાર[2] ?
માયાશબલ[3] ચિદન્તરે,[4] સર્વવિષયસંસ્કાર.
અધિષ્ઠાનસત્તાવડે, ચિત્પ્રકટે છે બહાર. ૫૭
વિશ્વ રહ્યું નિજ અંતરે, દર્પણનગરી[5] જેમ;
માયાથી દેખાય છે, હોય બહિર્ગત તેમ. ૫૮
ઉદય થાય જે રીતથી, આત્મસુવેદન શુદ્ધ,
ઉપજેલું તે રીતથી, ભાસે જ અનવરુદ્ધ[6]. ૫૯
દિશાકાલ બાહ્યાન્તરા, પદાર્થવેપથી સર્વ,
ભરેલ દેહ અનંતથી, ઊંડે આ જગપર્વ. ૬૦
પેખો જ દશ્યાભાસને, રહે ધારી નિજરૂપ,
દેખાય જ્યાં જે જે રીતે, (તે રીત) જણાય બ્રહ્મસ્વરૂપ. ૬૧
તે સર્વાત્મા જે રીતે, જ્યાં પામે ઉલ્લાસ;
તુર્ત જ રહે ત્યાં તે રીતે, કરી તેવોજ પ્રકાશ. ૬૨
સર્વાત્મકતાને લીધે, દ્રષ્ટાને દશ્યત્વ;
પ્રાપ્ત થયું જ જણાય છે, એ નિશ્ચિત છે તત્ત્વ. ૬૩

---

૧ અન્યોન્યાશ્રય નામનો દોષ. ૨ ઉપાય. ૩ માયાથી રંગાયલ. ૪ ચૈતન્યમાં. ૫ દર્પણમાં નગરી. ૬ કંઇ પણ અવરોધ કે હરકત પામ્યા વગર.

દ્રષ્ટાના સહભાવથી, જાણો છે દશ્યત્વ,
દશ્યપણું ને દ્રષ્ટતા, એ મિથ્યા બોધત્વ. ૬૪
દશ્યવિના દ્રષ્ટા નહિ, દ્રષ્ટાવિણ નહિ દશ્ય;
સિદ્ધ થયું મિથ્યાપણું, કાર્યતણું આકૃષ્ય[1]. ૬૫
સિદ્ધ થયું તેથી ખરે, કારણ બ્રહ્મ ન લેશ;
પ્રમાણતત્ત્વ પ્રત્યક્ષ ને[2], અનુમાદિક[3] છે વેષ. ૬૬

## ઉપજાતિવૃત્ત.

સ્વયત્નમાં દૈવ જ જે ઉપાસે,
તે દૈવશબ્દાર્થ સુદૂર લાગે;
નિર્જાંતમાં ઉત્તમ ધામ સાધો,
લાભે શૂરો પૌરુષમાત્ર સાધ્યે. ૬૭
સિદ્ધાંત આચાર્યપરંપરાનો,
વિચારજો આ સિત[4] સત્ય તાવત્[5];
પામ્યા નથી શુદ્ધ જ સ્વીય[6] બુદ્ધયા,
અનંતરૂપી પદને જ યાવત્[7] ૬૮



૧ ખેંચીને; સ્પષ્ટજ નીસરતું. ૨ સર્વ પ્રમાણોનું તત્ત્વ આત્મા જ છે. ૩ અનુમાનાદિક. ૪ શુદ્ધ. ૫ ત્યાંસુધી. ૬ પોતાની. ૭ જ્યાંસુધી.

# સર્ગ ૨૦ મો.*

## પ્રજ્ઞા અને બુદ્ધિનો વધારો, મહાપુરુષનાં લક્ષણ અને સદાચાર નિરૂપણ.

### દોહરા.

આર્યસમાગમયુક્તિથી, પૌરુષબળથી રામ !
પ્રજ્ઞાની વૃદ્ધિ કરો, પ્રથમ તમે અભિરામ. ૧
મહાપુરુષતા મેળવો, તે પછી હે નિષ્કામ !
પ્રાપ્ત કરી શુભ લક્ષણો, મહાપુરુષોનાં રામ !, ૨
અધિક જ જે ગુણ જેહમાં, જગતપ્રસિદ્ધ જ હોય;
તેનાથી તે મેળવી, બુદ્ધિ વધારો સોય. ૩
મહાપુરુષપણું આ મળે, શમાદિગુણથી રામ !
સમ્યક્જ્ઞાનવિના થતું, સિદ્ધ ન તે નિષ્કામ ! ૪
શમાદિગુણજ્ઞાને વધે, સદાચાર સુપ્રશસ્ય[1],
અંતરૂફળયુત વૃષ્ટિથી, અંકુર જેમ અલક્ષ્ય. ૫
શમાદિગુણથી જ્ઞાન પણ, વધતું ઉત્તમ રીત;
અન્નાત્મક યજ્ઞોથકી, વૃષ્ટિ જેમ ખચીત. ૬
શમાદિગુણ જ્ઞાને અને, શમાદિથી વળી જ્ઞાન,
વધે પરસ્પર એ રીતે, સરોજ્જકાન્તિસમાન[2]. ૭

---

* મહાપુરુષલક્ષણ અહિં, પ્રજ્ઞાબુદ્ધિપ્રકાર;
સદાચારક્રમ છે કહ્યા, વૃદ્ધિ–પરસ્પર–કાર. ૧

૧ બહુ વખાણવા યોગ્ય. ૨ સરઃ + અબ્જ=સરોબ્જ. સરોવર અને કમળની શોભાની પેઠે.

સત્કર્મ[1] વધતો જ્ઞાનથી, સત્કર્મથી વળી જ્ઞાન;
એકએકથી એ રીતે, ઉભય વધે મતિમાન! ૮
શમપ્રજ્ઞાદિકથી કરી, સુદૃઢ નિજ પુરુષાર્થ;
સદાચાર ને જ્ઞાનનો, કરવો સહ અભ્યાસ. ૯
જ્ઞાન અને સત્કર્મતણો, સહ અભ્યાસ ન થાય;
તો તો વ્યર્થ પ્રયત્ન એ, એકૈકશ[2]નો રાય! ૧૦
શાલિક્ષેત્રના રક્ષણે, તાળી પાડી સ્ત્રી ગાય,
ગીતતણો આનંદ ને, ખગોડ્ડયન[3] પણ થાય. ૧૧
કર્તા નહિ, કર્તારૂપી, જે જન થાય નિરીચ્છ,
જ્ઞાન અને સત્કર્મવડે, પામે પદ નિર્બીજ. ૧૨
રામ! કહ્યો મેં એ રીતે, સદાચારક્રમ કાન્ત,
સમ્યક્જ્ઞાનક્રમને હવે, ઉપદેશું નિર્ભ્રાંત. ૧૩
યશ, આયુ, પુરુષાર્થફલ, સુશાસ્ત્ર આ દેનાર;
પુરુષ તજ્જ્ઞ[4]ને આપ્ત[5]થી, સુણે ધીયુત નરનાર. ૧૪
સુણ્યે બુદ્ધિ નિર્મળ થયે, સ્વયં મળે પદ બેશ,
મલિન જળ નિર્મળ બને, થયે કતક[6]સંશ્લેષ.[7] ૧૫

૧ સદાચાર. ૨ એક એક સાધવાનો જુદો જુદો પ્રયત્ન. ૩ ખગ+ઉડ્ડયન. પક્ષીને ઉરાડવાનું કામ. ૪ જ્ઞાની. ૫ યથાર્થ વક્તા. ૬ નિર્મળી. ૭ સંગ. ડહોળા પાણીમાં નિર્મળી નાખવાથી તે પાણી નિર્મળ થાય છે.

### દ્રુતવિલંબિતવૃત્ત.

વિદિતવેદ્ય[1] મુનિ મન જ્યાં થયું,
વિવશ એવ[2] પરંપદ પામતું;
સરસ જે અવબુદ્ધ[3] અખંડિત,
મનર્થો તે ન ત્યજે દૃઢ બોધથી. ૧૬



૧ જાણવાયોગ્યને જાણ્યું છે એવું. ૨ જ. ૩ જાણેલું. મન જે સરસ અને અખંડિત વસ્તુને જાણી લે તેને પછી તે દૃઢ બોધ થવાથી ત્યજી શકતું નથી.

# ઉપસંહાર.

## દોહરા.

ગાળ્યાવિણ ઉત્તમ જીવન, વિવેક સ્ફુરે નહિ ચિત્ત,
વિવેકવિણ ઉત્તમ જીવન, નથી ગળાતું ખચીત. ૧
કર્યાવિના વ્યવહાર શુભ, સુધરે નહિ પરમાર્થ,
સુધરે નહિ વ્યવહાર પણ, વિનાયત્નપુરુષાર્થ. ૨
સહજ મલિનતા ચિત્તની, અપેક્ષતી પુરુષાર્થ,
સ્હેજે કદિ પળતો નથી, હૃદ્ગત અરિનો સાર્થ. ૩
ધર્યાવિના શુભ ખંતને, યત્ન ન પકડે જોર,
નિરંતરે હોયાવિના, ઘટે ન અરિનો દોર. ૪
ભૂલ જ મોટા ભાગની, પ્રસિદ્ધ જે જોવાય,
સેવી સાધન અલ્પદિન, પછી મોળો પડી જાય. ૫
જેથી સ્પષ્ટ જણાય છે, નથી સમજાયું માહાત્મ્ય,
ન કરે વિચારે ઇષ્ટથી, આત્માનું તાદાત્મ્ય. ૬
ધરવો નહિ સંસારની, રસરીતિઓમાં સ્નેહ,
ઇચ્છાને આધીન ના, બનવું નિઃસંદેહ. ૭
કર્મસર્વમાં તો ગણો, પ્રભુને પ્રભુની સેવ,
રાખો સૌ વ્યવહારમાં, બ્રહ્મસમર્પણટેવ. ૮
આચારો નિયમો વળી, રુચિકર જગકર્તાર.
પાળંતો દિન ગાળતો, સાધક તે નિર્ધાર. ૯
ધ્યેય પ્રભુને જે કરે, કેવળ સાધનવેળ,
ઇતર સમયમાં ભૂલીને, કરી મનસ્વી ખેલ; ૧૦

યુક્તિયુક્ત તે છે નહિ; બળ સાધનનું જાય;
સર્વકર્મમાં ધ્યેય જો, પ્રભુને ના જ કરાય. ૧૧
બળ બુદ્ધિ ને દ્રવ્યનો, સમયતણો ઉપયોગ,
એ સૌમાં નહિ શુદ્ધિ જો, કાળ જાય છે ફોક. ૧૨
અનુસરતું સાધન નહિ, ઈશ્વરપ્રીતિને જેહ,
ગાઢ મૌર્ખ્ય ને દોષનું, જાણો સાધન તેહ. ૧૩
જીવનરીતિઓ જે નહિ, અનુસરતી પ્રભુપ્રીત,
અધિક દોષ ને મોર્ખ્યની, રીતિઓ તે જ ખચીત. ૧૪
બુદ્ધિમંત બુદ્ધિતણો, કરે લગાડ ન જેહ,
અનુસરતો પ્રભુપ્રીતિને, મૌર્ખ્યરીતિ છે તેહ. ૧૫
પ્રાપ્ત દ્રવ્ય ને સમયનો, ઇતર વસ્તુનો તેમ,
કરાય છે ઉપયોગ જે, લક્ષ્યાવિણ પ્રભુપ્રેમ, ૧૬
દૂષિત અવળી સર્વ તે, મુર્ખપણાની રીત,
જીવનરીત મતિમંતની, પ્રભુપ્રીત્યર્થ ખચીત. ૧૭
ઉપાસ્યદેવની કલ્પના, જ્યમ જ્યમ ઉચ્ચ જ થાય,
ભળવાને તેમાં પછી, યત્ને જો મન ધાય, ૧૮
સુવૃત્તિગણ ને શાણપણ, પવિત્રતા પથરાય,
ઉપાસકમનવૃત્તિ સૌ, ઉપાસ્યસમ થઇ જાય. ૧૯
પ્રભુલક્ષી તેથી નર્યો, વર્તનક્રમ બંધાય,
તો તો બેડો પાર છે, યત્ન ફલિત થઇ જાય. ૨૦
ભજનસમયની વૃત્તિ જે, ભજનસમયનો ભાવ,
તે જ વૃત્તિ ને ભાવમાં, ઈશમાં વસવું સાવ. ૨૧
સ્નાનાદિક જે દેહના, દ્રવ્યાર્જનના તેમ,
મિત્રકલત્રસુતાદિના, વ્યવહારો સુક્ષેમ, ૨૨

કરવા રહો ઈશમાં સદા, રીઝવવા પરમેશ,
ઝંખો સદા સદ્ધર્મથી, થશે કેમ તે ખેશ. ૨૩

સ્વર્ગીય જે જે પ્રાર્થના, તે સૌનો ઉદ્દેશ,
વિચારયુક્ત જ ગાળવું, જગે જીવન હમેશ. ૨૪
ખાતાં, પીતાં, બેસતાં, ઉઠતાં, વદતાં, સર્વ,
કરવાં કર્મ સુરીતથી, મેલી મનનો ગર્વ. ૨૫
પ્રસંગ સૌ વ્યવહારના, કરવા ઉત્તમ રીત,
મૂર્ખ કુચ્છંદી રીતિઓ, ત્યજવી સર્વ ખચીત. ૨૬

હોય ખર્ચતા દ્રવ્ય વા, કરતા હોય વિહાર,
વિસર્યાવિણ નિજ ધર્મને, કરો કાર્ય એ સાર. ૨૭

શુભ જીવનની રીતિથી, રહેવું સદા સૌકાળ,
અવળી રીતિ અળગી કરી, જાણી જીવનસાલ. ૨૮

સરલ જ આ સિદ્ધાંત પણ, જુઓ જ તે દુર્લક્ષ્ય,
બની રહ્યો જગમાં ઘણો, જેથી વ્યર્થ પ્રત્યક્ષ, ૨૯
જીવનધન થતું આપણું, બની હાસ્યસાંકર્ય,
ભક્તિસમય ને સ્થાનના, રહી ચુસ્ત મતિવર્ય. ૩૦
વહન ઈશધર્મોતણું, ઉતારવા નિજમાંહિ,
ઉપાસના એ છે તણા, મતિમંતની આંહિ, ૩૧
ઈશધર્મરસ પામવા, જતા થવા જીવધર્મ,
ઉપાસવા પ્રભુ ભાવથી, એજ ભક્તિનો મર્મ ૩૨
સમજાયો સાચો હશે, તો નિશ્ચિત એ થાય,
પ્રભુ કરો સૌ કર્મના ધ્યેય જ એ વરદાય. ૩૩

" કર્મો જે કરવાથકી, વિણુઆયાસે ક્ષેમ,
પ્રાપ્તિ પરમપદની જ તે, રહું કર્યાવિણુ કેમ ? ૩૪
કરી કર્મ ઉલટે ક્રમે, ગાળું ન આયુષ્ વ્યર્થ ".
ગાવો અહિં મધુરે સ્વરે, વારવાર એ અર્થ. ૩૫
ખોટી વસ્ત ખેંચે અરે ! આપણુ સૌને જેહ;
મૂઢપણું નિજ બુદ્ધિનું, ખરે દાખવે તેહ. ૩૬
દોડે હરણાં દૂરથી, દેખી ઝાંઝવાં જેમ,
દયામણી જગરણુવિષે, સ્થિતિ આપણી તેમ. ૩૭

કોણુ હું ? ને કેમ આ, દિસે દશ્ય આ ઠામ ?
ઉકલ્યો નહિ એ પ્રશ્ન જો, થવો નથી આરામ. ૩૮
કરી રાખેલા ગર્તમાં, પડે મૃગો વનમૂઢ,
નરમૃગો પણ મોહમાં, ફસાય વિષયારૂઢ. ૩૯
ધિક્ ધિક્ તે નરને અહિં, કરતા જે ઉન્માદ,
મદિરા પીને મોહની, ધરે ન લેશ વિષાદ. ૪૦
બાંધી બેઠા દેહમાં, સુદૃઢ આસ્થા જેહ;
સ્થિર ધારી સ્થિતિ જગતણી, સ્થિર ધારી વળી દેહ. ૪૧
ક્ષણુભંગુર યૌવનથકી, ધરી મોહથી હર્ષ,
બનવું ન લેશ જ આપણે, નરમૃગનો આદર્શ. ૪૨
ભૂતપંચસંઘાતથી, બન્યું પૂતળું જાણુ,
સ્ત્રીનામે, ત્યાં રસવડે, દોડે કેમ સુજાણુ ? ૪૩
પડી રહો નહિ વિશ્વમાં, થઇ રહી રહિતવિવેક;
પુષ્ટ જોઇ નિજ જાતને, વિધવિધ ભોગે છેક; ૪૪
પડી રહે જ્યમ દેડકો, અક્ષાંધી કોઇ એક,
પથ્થરના પોલાણુમાં, પુષ્ટ બનેલો છેક. ૪૫

શિશુસમ જંતુચિત્ત છે, ક્ષણક્ષણમાં બદલાય,
બળેકળે જો વાળશો, સુપંથ વ્હાતું થાય. ૪૬
જગે દુ:ખદ બહુ મૌર્ખ્ય છે, તે કરતાં નિર્બ્રાંત,
ઘોર અંધારા કૂપમાં, તરુકોટર એકાંત, ૪૭
અંધકીટ થઇ જીવવા, વર વરવો એ ઇષ્ટ,
પણ વરો નહિ મૌર્ખ્યને, ન મૌર્ખ્યથી અન્ય અનિષ્ટ. ૪૮
વસતિમાં ચંડાલની, ફરવું ભિક્ષાકાજ,
ગ્રહી હાથમાં કોડીયું, બહેતર છે મહારાજ; ૪૯
પણ વરો નહિ મૌર્ખ્યનું, હતજીવિત સુતરામ્;
મરેલ નર તે જાણવો, મૌર્ખ્યે ગ્રસ્ત તમામ. ૫૦
વરજો કર્દમભેકતા, વરજો મલકીટત્વ,
વરજો અંધઅહિત્વ પણ, કદી ન નરમૂઢત્વ. ૫૧
પોતે પોતાથી કરી, મનમૃગને સુસ્થિર,
સંસૃતિમોહસમુદ્રથી, ઉદ્ધારો બની ધીર. ૫૨
કોણ હું? ને ક્યમ ઉપજ્યો, દોષ જ આ સંસાર?
જુએ એમ ન્યાયે કરી, તેને કહે જ વિચાર. ૫૩
નશ્વરત્વ નિજ દેહનું, નિહાળવું નિશદિન,
પશુસમતાને પરહરી, થવું બ્રહ્મમાં લીન. ૫૪
અન્નપાનકાંતાદિનો, કોમળ કલિલ આસ્વાદ,
વ્રણકીટસમ ઘરમાં લહી, કરો ન વય બરબાદ. ૫૫
જાણી ન લીધું તત્ત્વ જો, આ જન્મે આ વાર;
દુર્લભ મળવી છે પછી, આ તક વારંવાર. ૫૬
શાસ્ત્ર અને સદ્ગુણતણો, શૈશવથીજ અભ્યાસ;
પૂર્ણ અપેક્ષિત છે ખરો, કહે અનુભવીઓ ખાસ. ૫૭

દૈવ અને પુરષાર્થરૂપ, છે ઘેટા સમૃદ્ધ;
જગમાં જનસૌમાં કરે, મહાન પરસ્પર યુદ્ધ. ૫૮
કાર્યવાન નર જે બને, ફલિત જ તેને થાય;
પૌરુષ માત્ર જ યત્નનિજ, કરામલકને ન્યાય. ૫૯
યત્ન જ જગ વિલસી રહ્યો, મહાન દૈત્ર સદૈવ,
દુઃખે કુમળા લોકની, હુંફ માત્ર છે દૈવ. ૬૦
મનોવાસના પૂર્વની, બનેલ સુદૃઢ જેહ,
કર્મભાવપરિણામને, છે પામેલી તેહ. ૬૧
પ્રાધાન્ય જ પુરુષાર્થનું, આ ગ્રંથે વર્ણાય.
તેજ ખરો સિદ્ધાંત છે, તેનું ગીત ગવાય. ૬૨
જરાક્ષારથી ધૂસરું, પકવ જોઇ તત્કાળ,
શિરકુષ્માંડક ખાય છે, નરનો સ્વામી કાલ. ૬૩
વિરસપણું વિષયોતણું, મહાપરિશ્રમથી થાય,
સમ્યક્ નિજરૂપને જુએ, તે પંડિત કહેવાય. ૬૪
લીલોતરી મરુ ભૂમિમાં, ઉગતી ના જોવાય,
મરુ ચિત્તમાં તત્ત્વનું, પોષણ કયમ કરી થાય? ૬૫
વિષમૂર્છાસંમોહિની, સંસૃતિમાયામાંહિ,
ઉચિત ન જ્ઞાની વિવેકીને, ઉંઘવું લેશ પણ ક્યાંહિ. ૬૬
મનનક્રિયાના અસ્તથી, કૌતુક થાતાં અસ્ત,
મન નિજમાં માતું નથી, પ્રકટી બ્રહ્મ પ્રશસ્ત. ૬૭
ઇંદ્રજાળ રચતું નથી, થતાં વાસના અસ્ત,
બાળચપળતા ત્યાગીને, રહે મૂળમાં મસ્ત. ૬૮

આત્મતત્ત્વઅવલોકને, પ્રાપ્ત વૃત્તિઓ થાય,
એ વિધ ઉચ્ચ પ્રકારની, અવર જ સર્વ વિલાય. ૬૯
અન્વેષણ તેથી કરો, આત્મતત્ત્વનું નિત્ય,
ઉપાસના તેની કરો, જાણો તેજ ખચીત. ૭૦
યાવજ્જીવ વિચારથી, કરી ઇતર સૌ ત્યાગ,
ગ્રહો જ માર્ગ સનાતનો, બ્રહ્મલબ્ધિને કાજ. ૭૧
મહામોહહસ્તી કરે, હૃદયકમળનો નાશ,
અટકાવો પ્રકટાવીને, શુદ્ધ વિચારપ્રકાશ. ૭૨
કોણ આ ધ્યાતા અરે ! ક્યાંથી ઉપજ્યો તેહ;
દીન બની જોયા કરે, ઇંદ્રજાળ આ જેહ ? ૭૩
જ્ઞાનરૂપ સૌ તેજનું, છે અહિં મૂળનિધાન,
કૃપાકટાક્ષ જ જેહની, તે વિભુ હે મતિમાન ! ૭૪
જનજીવન દર્શાવજે, સત્યતણો આદર્શ,
શાણી શુભતમ વાસના, સદાચાર ઉત્કર્ષ; ૭૫
વળી માગું હું એમ જે, હૃદિ પોષજે નાથ !
નિષ્કપટી અતિ ભાવને, જેથી શુદ્ધ થઇ હાથ, ૭૬
આત્માના સ્વાતંત્ર્યને, ભેટી લે સુખ સ્હેલ,
શુભતમ શુદ્ધ વિચારની, થઇ રહે રેલંછેલ. ૭૭
મધુરવૃત્તિ મન આ બને, ત્યજીને આશ સમસ્ત,
ચંદ્રબિમ્બસમ દીપીને, રહે સુખે બહુ મસ્ત. ૭૮
તારો તેવો પ્યાર જે, નિષ્ફલ કદિ ના થાય,
માર્ગતણો દર્શક બને, આલંબન દૃઢ થાય, ૭૯
આશ્વાસન મુજને હજો, અંતસુધી નિઃશેષ,
ભરઉમંગ જગમાં રહી, ભળવા આત્મપ્રદેશ. ૮૦

# આ ગ્રંથમાં આવતા અગત્યના શબ્દોનું

# સૂચીપત્ર.

નોટ ૧: પહેલો આંકડો પૃષ્ઠની સંખ્યાનો છે. બીજો આંકડો પંક્તિનો છે.

નોટ ૨: પંક્તિની ગણુત્રી બહુધા હેડલાઈનની નીચેથી કરવાની છે.

# શુદ્ધિપત્રક.

પુસ્તકની હેડલાઇનથી નીચેથી પંક્તિની લીંટીયોની ગણત્રી કરવાની છે.

| પૃષ્ઠાંક | પંક્ત્યંક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૭ | પુરો | પૂરો |
| ૧૪ | ૧૭ | ફરક | ફરક. |
| ૧૭ | ૧૩ | ધોપવાદ | ધોપવાદ. |
| ૨૭ | ૧૫ | ચંદ્રન | ચંદ્રને |
| ૩૦ | ૬ | મહાપુરૂપ | મહાપુરુષ |
| ૩૨ | ૬ | કંઈ | કંઇ |
| ૩૩ | ૩ | ક્રર | ક્રૂર |
| ૩૭ | ૧૭ | પમી | પામી |
| ૪૮ | ૧૬ | હાલતાં | હાલંતાં. |
| ૫૬ | ૨ | નનકુલ | વનનકુલ |
| ૫૬ | ૩ | રીષ્મ-મૃગજળથી | ગ્રીષ્મ-મૃગજળથી |
| ૫૬ | ૪ | હરીસમ | લહરીસમ |
| ૫૬ | ૫ | ચળ | ચચળ |
| ૫૬ | ૬ | વી | એવી |
| ૫૬ | ૭ | હારે | સંહારે |

| પૃષ્ઠાંક | પંક્ત્યંક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૬ | ૮ | દ્ધ વિશારદ | યુદ્ધવિશારદ |
| ૫૬ | ૯ | તળ | શીતળ |
| ૫૬ | ૧૦ | હૃદય | હૃદય |
| ૫૬ | ૧૫ | રિદ્રતા | દરિદ્રતા |
| ૫૬ | ૨૩ | પુષ્બવેલી | પુષ્પવેલી. |
| ૫૭ | ૧૧ | સંસૃતિરૂપ | સંસૃતિરૂપ |
| ૫૯ | ૭ | ઇચ્છા | ઇચ્છા |
| ૬૧ | ૧૦ | તજવા | ત્યજવા |
| ૬૨ | ૨ | જન્મને. | જન્મને, |
| ૬૪ | ૮ | સમન | સમાન |
| ૬૫ | ૮ | અભ્યાસીને | અભ્યાસને |
| ૭૦ | ૩ | વૃષ્ટિ નદીસમી | વૃષ્ટિનદીસમી |
| ૭૧ | ૮ | હરિણી | હરિણી |
| ૭૧ | ૧૩ | ઝાકળ જેમ | ઝાકળજેમ |
| ૭૨ | ૧૩ | વિવેક સુખડ્ગથી | વિવેકસુખડ્ગથી |
| ૭૨ | ૧૮ | મધ્યમા | મધ્યમાં |
| ૭૭ | ૨૧ | ઝરુખા સમી | ઝરુખાસમી |
| ૮૦ | ૫ | તરણુ | તરલ. |
| ૮૩ | ૧૬ | સુખનાં | સુખનો |

| પૃષ્ઠાંક | પંક્ત્યંક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૦ | ૧૬ | બનેલો | બનોંયો |
| ૯૧ | ૧૪ | દિન | દિવસ |
| ૯૫ | ફુટનોટ લાઇન ૨ | ૫ | સર્પ |
| ૯૫ | ,, લાઇન ૩ | વાટો | કુંડવાટો. |
| ૧૦૮ | ૬ | ક્રિયાપ્રિયા | ક્રિયાપ્રિયા |
| ૧૧૫ | ૧૦ | ૩૪ | ૨૪ |
| ૧૧૭ | ૪ | તુંબુગદિ | તુંબુરાદિ |
| ૧૧૭ | ૧૯ | મદ્ગર | મુદ્ગર |
| ૧૧૭ | ૩૦ | પરાંવિયાં | પરોવિયાં |
| ૧૧૮ | ૧ | શેષનાગ શરી–રૂપ | શેષનાગશરીરરૂપ |
| ૧૨૭ | ફુટનોટ લાઇન ૧ | વાંળો | વાળો ૧૬ |
| ૧૪૮ | ૧૨ | ફલી | ફાલી ૧૭ |
| ૧૪૮ | ફુટનોટ લાઇન ૩ | ઈંદિજવનું | ઇંદ્રજવનું |
| ૧૫૪ | ૨૦ | ઢાંકે | ડોકે |
| ૧૫૫ | ૧૨ | નિસંદેહ | નિ:સંદેહ |
| ૧૫૬ | ૧૮ | શાભતી | શોભતી. |
| ૧૬૧ | ૯ | શોભતા | શોભતાં |

## પ્રકરણ બીજું.

| પૃષ્ઠાંક | પંક્ત્યંક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬૩ | ઉપરની લીટી ઉપર | વૈરાગ્ય પ્રકરણ | મુમુક્ષુપ્રકરણ |
| ૧૬૩ | ૨ | ,, | મુમુક્ષુપ્રકરણ |
| ૧૬૫ } ૧૬૭ } | ઉપરની લીટી ઉપર | વૈરાગ્ય પ્રકરણ | મુમુક્ષુપ્રકરણ |
| ૧૬૮ | ,, | સગ | સર્ગ |
| ૧૬૯ | ,, | વૈરાગ્ય | મુમુક્ષુ |
| ૧૭૧ | ,, | ,, | ,, |
| ૧૭૧ | ૧ | વિશ્રાંતિને | વિશ્રાંતિને, |
| ૧૭૧ | ૫ | સાટે | માટે |
| ૧૭૩ } ૧૭૫ } | ઉપરની લીટી ઉપર | વૈરાગ્ય પ્રકરણ | મુમુક્ષુપ્રકરણ |
| ૧૭૭ | ૨ | થઈ | થઇ |
| ૨૦૨ | ફુટનોટ લાઇન ૨ | સર્પોદિકના | સર્પાદિકના |
| ૨૦૪ | ૧૪ | દેવનું | દૈવનું |
| ૨૨૪ | ફુટનોટ લાઇન ૩ | કાગડાનું બેસવું ને સાલીથાનું પડવું. | કાગડાનું બેસવું ને સાલીયાનું પડવું એ ન્યાયે. |

| પૃષ્ઠાંક | પંક્ત્યંક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨૫ | ૪ | શીતવાતાતપ આદિનાં | શીતવાતાતપઆદિનાં |
| ૨૩૩ | ૩ | વિષ્ટચિકા | વિષૂચિકા |
| ૨૩૮ | ૨ | એક વાકયતા | એકવાકયતા |
| ૨૩૮ | ૧૩ | પુર્વાપરીયો | પૂર્વાપરીયો |
| ૨૪૬ | ૩ | ભ્રાંતિ તે | ભાવિને |
| ૨૫૦ | ૧૯ | ગુરૂશાસ્ત્રન | ગુરૂશાસ્ત્રના |
| ૨૬૧ | હેડલાઇન ઉપર | ૨૦૧ | ૨૬૧ |
| ૨૬૧ | ૫ | સાધુના | સાધુનો |
| ૨૬૩ | ૯ | તેઓને | તેઓને |
| ૨૬૬ | ૧૦ | ઇંધણાં | ઇંધણાં |
| ૨૬૭ | ૧૨ | બોધક | બોધદ |
| ૨૬૭ | ૮ | સાર્ધસહસ્ત્ર | સાર્ધસહસ્ત્ર |
| ૨૭૨ | ૧૫ | એ | બને |
| ૨૭૩ | હેડલાઇન ઉપર | ૧૭ મો | ૧૮ મો |
| ૨૮૪ | ફુટનોટ લાઇન ૩ | દર્શ નથી | દર્શનથી. |
| ૧ | ૮ | એલ. એલ. બી. | એલ એલ. બી. |

આ દોષોવિના અનુસ્વાર, માત્રા, કાનો, હ્રસ્વ અજ્જુ, દીર્ઘ અજ્જુ ને રેફ આદિ છાપવામાં ઊડી ગયાં હોય તો તે સંબંધ બેસાડીને વાંચવાં.

